# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પ્રિન્સિપાલ અતિસુખશંકર ક. ત્રિવેદી
એમ. એ., એલએલ. બી. નું

## સ્વાગતાધ્યક્ષ તરીકેનું ભાષણ

એક ખુશનુમા સાંજે વિદ્વદ્વર્ય શ્રી જયંતકૃષ્ણ દવેએ પરિષદના તેમના વિદ્વાન સહકાર્યકરોની તરફથી મને આ સંમેલન ગોઠવવાનું સૂચન કર્યું અને મેં તે સ્વીકાર્યું.

### આ સંમેલન ને મહાત્માજીનો આદર્શ

નવસારી જેવા નાનકડા સ્થળમાં સંમેલન મેળવનારાઓને મહાત્માજીના જરૂર આશીર્વાદ છે. આગળ એક પરિષદસંમેલનમાં પ્રમુખપદેથી તેમણે ટકોર્યું હતું કે કોશ ખેંચતા ખેડૂતોને આનંદ આપે એવું સાહિત્ય ખેડો, પાણી ભરતી પનીઆરીઓને ઉલ્લસિત કરે એવાં કાવ્ય બનાવો, ને આમ-જનતાને આહ્લાદિત કરે એવી ભાવનાઓ મૂર્ત કરો. આ મુજબ આ નાની સરખી નગરી જરૂર આ સંમેલનને માટે પાત્ર છે.

### "આગોદર"નું નાગમંદલ"

આ નગરી છે તો જાણે નાની, નાની નહીં તો નાનીશી તો ખરી જ; પણ એ છે ઘણી રસિકડી. એને અંગે ઘણી ઘણી રસીલી વાતોની ફૂલગૂંથણીઓ મળી આવે છે. એનું નામ જ દંતકથાઓની સાથે લાગતાવળગતાઓએ સાંકળી દીધું છે. એ નગરીને ટૉલેમીએ ઇ. સ. ૧૫૦ માં નરસિપા નામે ઓળખાવી છે. એનો રસમય ઇતિહાસ ઈ. સ. ૧૧૪૨ માં પારસીઓ સંજાન છોડીને અહીં આવ્યા ત્યારથી ધ્યાન ખેંચી રહ્યો છે. પારસીઓને અહીંની હવા એવી મઝેની લાગી કે તેમણે નવસારી, એ નામને નૌ કહેતાં નવી ને સારી કહેતાં પર્શિયામાં આવેલું તે નામનું ગામ કલ્પી, નૌસારી નામને સમજવા પ્રયત્ન કર્યો. મેહેરજી રાણાના એક વહેંચણીપત્રમાં આને સમર્થન આપે એવો ઉલ્લેખ મળી આવે છે :—

"....સને ૫૧૧ માં ફરવરદીન મહીનો ને દીન રોજે આપરે નાગમંદલમાં આવી મોકામ કીધો અને એ જગાની આબોહવા જોઈ દસ્તુરે કહ્યું જે કે જેવી આપરાં સારી ગામની ઉતી તે મીશાલેની આબોહવા એ ગામની છે માથે એ જગાનું નામ નવીસારી નાગમંદલ લખાઇઉં. બાકી આગોદર તો નાગમંદલ લખાતું'તું."

### બીજાં રસિક નામો

આ નગરીનાં બીજાં રસીલાં નામોમાં નાગવર્ધન, નાગશાલી, નાગશારી, નવસરેહ, નાગમંડળ, પારસીપૂરી ને નવસારી કલ્પાયાં છે. તે પ્રત્યેક સાથે રસીલી રંગીલી કથનીઓ સંકળાયેલી હતી. આ ગામ હિંદુઓનું નાગમંડળ કલ્પાયેલું, મુસલમાનોનું એનાસરેહ કલ્પાયેલું, ને પારસીઓનું નૌસારી કલ્પાયેલું. કલ્પો એટલે પછી વ્યુત્પત્તિ પણ કલ્પનાનો ખેલ બની શકે છે. મને યાદ છે કે એક સિંધી-વિદ્વાન બીજા ગુજરાતી વિદ્વાન પાસે ગુજરાતી ભાષા ભણતા હતા. વાંચતાં વાંચતાં 'એકલપેટો' શબ્દ આવ્યો. ગુજરાતી વિદ્વાને એકલપેટો એટલે Selfish એમ સમજાવ્યું, એટલે સિંધીએ કહ્યું હં, હં, I can explain

the derivation, એકને, એટલે કે પોતાને એકલાને જ લપેરે તે એકલપરો : તેને એકલ ને પેરો ન જડયું, પણ એક લપેરો જડયું. આના જેવી ઉપલી મમજૂનીઓની વાતો છે. ભલે તે રસીલી હોય, પણ અસમર્થિત છે. નવસારી એ નામ પારસીઓ ને મુસ્લિમો અહીં આવ્યા તે પછીનું નથી. પ્રખ્યાત પુરાતત્ત્વવિદ્ ભગવાનલાલ ઇન્દ્રજીને મળેલા ઇ. સ. ૬૭૧ ના તામ્રપત્રમા "નવસારિ" એમ નામ વપરાયેલું છે. તેથી ઉપલી રસિક વાતો વાસ્તવિક ઠરતી નથી.

## જંગલ ત્યાં મંગલ

ગુજરાતમાં બધે બન્યું છે તેમ અહીં પણ બન્યું છે. મારા નાનપણમાં સુરતને રેલ્વે સ્ટેશનથી ગામમાં જતાં જ્યાં આજે સિનેમાગૃહોની ભરચક વસ્તી છે ત્યા લકકડપીઠા હતાં. તે તમામ સ્થળો ઉજ્જડ હતાં. રાતે ટ્રેનમાં આવનારને ત્યાથી જતા લૂંટાઈ જવાનો ભય રહેતો. નવસારીમાં પણ તેમ જ હતું. આજથી માત્ર પાંચછ વર્ષ પહેલાં સ્ટેશનથી કોલેજ સુધીનો રસ્તો મોડી રાતે અસલામત હતો. આજે જ્યાં ગાંધીજીનું પૂતળું છે ત્યાંથી થોડેજ દૂર સ્ટેશન તરફ જતાં અમારા ગાડી કોલેજનો એક અધ્યાપક લૂંટાયો હતો. કાળમર્યાદા દૂર ખેંચીને જુઓ તો તો આશરે પોણુસો કે સો વર્ષ પહેલાં, આજે જ્યાં લક્ષ્મણ હોલ છે ત્યાં, એટલે કે નવસારી ગામના ખૂદ મધ્યભાગમાં જંગલ હતું ને ત્યાં વાઘ સુદ્ધાં દેખા દેતા હતા. આજે તો સ્ટેશનથી ગામમાં જતાં ઠેરઠેર મુંબઇગરાં મકાનો ને વસ્તી વસ્તી છે. અગાઉ ખૂદ રેલ્વેસ્ટેશનનુ આજનું સ્થળ "નિમાજગરા ટેકરા" એ નામથી ઓળખાતું હતું, ને ત્યાં નિમાજ કરવાનો ટેકરો હતો. વખતના વહેણ સાથે જગલ હતું ત્યાં મંગલ થયું છે.

## કથીરનું કંચન

અમે તો કથીર હતા. અમારુ કંચનીકરણ કૈ. વા. શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ મહારાજના શુભ પ્રયત્નોનુ પરિણામ છે. તેમના જ રાજ્યઅમલમાં તે તેમની જ પ્રેરણાઓથી અમને જે જે સંસ્કારો તાજેતરના ભૂતકાળમાં મળ્યા છે-તે મળ્યા છે. તેમણે ઈ. સ. ૧૯૧૨માં સાહિત્ય-પરિષદને બે લાખની રકમ બક્ષી હતી, તેના વ્યાજમાંથી નવુ નવુ સાહિત્ય છપાયું ગયું હતું. શ્રી સયાજી સાહિત્યમાલા ને શ્રી સયાજી બાલજ્ઞાનમાલા તેનાં જ પરિણામો પ્રસિદ્ધ થયાં હતાં. તેમાં આજ સુધીમાં ૩૧૩ ને ૧૯૫ ગ્રથો પ્રસિદ્ધ થયા છે. ઉપરાત, ગ્રામવિકાસમાળાનાં ૧૮ પુસ્તકો છપાયાં છે. વળી તેમાંથી જ શ્રી માતુશ્રી જમનાબાઇ ગ્રન્થમાલાનાં ૨ પુસ્તકો પણ છપાયાં છે. આમ તેમની જ્ઞાન-પરબ ચાલુ છે, જે ઇતિહાસને પાને સુવર્ણ અક્ષરોથી સદાને માટે અંકિત રહેશે. આપણા આ સંમેલનની ઉદ્દ્ઘાટનવિધિનું પ્રેરણાત્મક શુભ કાર્ય શ્રીમંત પ્રિન્સ ઉદયસિંહરાવ ગાયકવાડે સ્વીકારી તેમના પ્રજાવત્સલ પિતામહની ગુજરાત ને ગુજરાતી સાહિત્ય તરફની પ્રેમની પ્રખ્યાત પ્રણાલિકા પ્રમાણિત રાખી છે, તે આ પ્રસંગે પ્રમોદ ને પ્રશંસા પ્રસ્તારે તેવી તેમની પનોતી પ્રસાદી છે.

પહેલો બેરોનેટ",—જેને વિષે કંઈપણ કહેવું તે દીવાને દીવાથી દર્શાવવા જેવું છે, છતાં એના મરણ વખતે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈએ કાઢેલા ઉદગારો અહીં કહેવા હું લલચાઉં છું—

અરે કોણ આદમી એવો રે, જડે જમશેદજી જેવો,
... ... ... ... ... ... ... ...
સૂરત ને નવસારી પુનાના, સજ્જનો પૂરે સાખ.
રૂપૈયા પરઉપકારમાં આપ્યા, લેખે ત્રેવિશ લાખ,
મહાજનનો એ તો મોવડી હતો, દેશ કિલ્લાનું કમાડ,
કલ્પતરુ કલિકાળમાં કહિયે, લોક લડાવણ લાડ.'—

આવો પરોપકારમાં અસાધારણ દાનેશ્વરી જમશેદજી છ્છભાઇ— "પહેલો પાર્લામેન્ટનો મેમ્બર (દાદાભાઇ નવરોજજી), પહેલો નૌકાશાસ્ત્રી (કાવસ કપ્તાન, કાવમજી શાપુરજી કાતરક), પહેલો પારસી દિવાન, પહેલો જંગલખાતાનો પૂર્વીણ પ્રોફેસર, હિંદમાં પહેલો પારસી રાજા (માંગાશા ચાંગાશા), પહેલો પારસી સુબા, પહેલો પારસી દેસાઇ વગેરે વગેરે કહો તો નવસારી ભૂમિનો નોશકારો થશે છે." પારસી કલમે આ ચિત્ર દોરાયું છે, તોપણ આ વસ્તુત સત્ય ચિત્ર છે. તેમ છતાં, લેખકનો જમાનો બ્રિટિશ ઝાકઝમાળનો જમાનો હતો તેથી તેમને ગર્વ લેવડાવનારી બાબતોમાંની ઘણી હવે તે જમાનાની હતી તેમ કહેવું પડશે. આજે તો ઇતિહાસે ગુલાંટ ખાધી છે ને જેલના તે મ્હેલના ને મ્હેલના તે જેલના જેવા થયા છે. અને તોપણ કાળની ચઢતીપડતી જેની કીર્તિને સ્પર્શતી નથી તેવા સદા નામાંકિત સદા ઝળકતા આ નગરીના મહાન દસ્તુરજીઓ જેવા કે મેહેરજી રાણા, જામાસ્પઆશા, દારાબ પાહલાન, ને નર્મદના સમકાલીન પેલા હોશંગ જામાસ્પ, જેઓ ફારસી,-અરબી, ઉર્દુ, ઝંદ, પહેલવી, સંસ્કૃત, મરાઠી, લેટિન, જર્મન, હિબ્રૂ, અંગ્રેજી ને ગુજરાતી ભાષાઓ જાણતા હતા તે વિદ્વાનોને આ નગરી કોઇ પણ કાળે કેમ ભૂલી શકે?

## ઇતિહાસની ત્રિવેણી

ક્ષેત્રફળમાં નાની પણ યશસ્વિતામાં મોટી એવી આ નગરીની મોટાઇનાં ત્રણ ચિત્રો સુંદરતાથી દોરી શકાય તેમ છે: હિંદુ, મુસ્લિમ, પારસી.

## હિંદુ ગૌરવ

વખત હતો જ્યારે અહીં ચાલુક્ય નરેશોની ઝળકતી કાન્કીર્તિ હતી. વખત હતો જ્યારે અહીં રાષ્ટ્રકૂટો મહાસત્તા હતા. નજીકના ભૂતમાં વખત હતો જ્યારે અહીં ગંગાધર શાસ્ત્રી તેની સખાવતોથી મશહૂર હતો, જ્યારે આત્મારામ ભુતાર તેની વૈદવિદ્યા માટે પ્રખ્યાત હતો, જ્યારે હરબાજી ખંડેરાવ ઉર્ફે બાપુસાહેબ તેનાં ધાર્મિક દાનો વિષે લોકોના આશીર્વાદ લેતો હતો, જ્યારે સુબાગીરી તો દાદા ટટુનીજ એમ દાદા ટટુનું યશસ્ટટુ ઠીક ઠીક દોડતું હતું, જ્યારે વૈદવંશો ને જોશીવંશો નવસારીમાં કીર્તિમાં ટોચે હતા. અને વખત હતો જ્યારે દુધિયા તળાવ પરની "નરસિંહ ટેકરી" ને ટેહેલદાસ તપેશ્રીએ પોતાના તપનું પવિત્ર ધામ બનાવી વિખ્યાતિ પ્રાપ્ત કરી હતી. વળી સો સવાસો વરસ પહેલાં હરગોવિંદ હરિવલ્લભ નામના દમણિયા સોનીની આશા પૂરી ને અહીંનું આશાપુરી મંદિર સ્થપાયું એવી કિંવદન્તી એ મન્દિર સાથે જોડાયેલી છે. અને થોડા જ માઈલ અમારી સાથે આપ આવો તો અમારા ઉનાઇના ઝરા આપને શ્રી રામચંદ્રજીના સમયનાં સ્મરણો કરાવશે સ્કન્દ પુરાણ

મુજબ શ્રી રામચંદ્રજીએ રાવણનો વધ કરી સીતાજી જોડે પાછા ફરતાં વિન્ધ્યના દક્ષિણ ભાગમા અગસ્ત્યાશ્રમ આગળ રાવણવધનું પ્રાયશ્ચિત્ત કરેલું ને બ્રાહ્મણોને માટે બાણ મારી જમીનમાંથી ઉષ્ણ ઝરણાં ઉપર ખેંચેલાં, એવી શ્રદ્ધા સાથે સંકળાયેલા ઉનાઇના ગરમ કુંડ છે—જે જોવા લાયક જરૂર કહી શકાય. થોડે જ દૂર આવો તો વઘાઈ, એટલે જેને અમે અમારો માનીએ છીએ ને જેની પ્રજા જાતે અમારામાં જ અંતર્ગત માને છે એમ તેનો એટલે કે આપણો ને તેનો ડાંગ પ્રદેશ આપ જોઇ શકશો.

## મુસ્લિમ ગૌરવ

નૂર સતાગર યાને સૈયદ સાદાત વિષે દંતકથાઓ કંઈ કંઈ કહે છે. સૈયદ સાદાત ને સાધુના મેળાપો, શરબતીઆમાં શરબતની મીઠાશ ને દૂધીઆમાં દૂધની મીઠાશની કિંવદન્તીઓ સૈયદની ખ્યાતિનાં સ્મરણો છે. સૈયદ સાદાતની દર્ગાહ કેટલીક કોમોના અસાધારણ આકર્ષણનું આજે પણ શ્રદ્ધાકેન્દ્ર છે. એ સૈયદસાબ હીજરી સને ૪૮૭માં એટલે આશરે ૯૦૦ વર્ષ પર લાયમૂત થયા યાને સ્વર્ગસ્થ થયા, છતાં આજ દિન સુધી ધર્મસુવાસ મૂકતા ગયા છે.

## અહીંના કસરતબાજો

વડોદરામાં શ્રી માણેકરાવજીએ છેલ્લાં થોડાં વર્ષોમાં અંગબળની ખીલવણીમાં અનહદ રસ લીધો છે. અહીં તો પરાપૂર્વથી શરીરખીલવણીને અંગે રસ લેવાયા કર્યો છે. પારસી કોમ તો મૂળથી જ મોજીલી ને મસ્તાની હોય છે. તેના જુવાનીઆઓ અંગબળ કેવું અજમાવતા તેનું સુંદર ચિત્ર નીચે ઉતારેલા એક ખ્યાલમાંથી રજુ કરું છું.

"પાંચ હાટડીના દરમ્યાન, છોકરા પારસીના જુવાન,
કંઈ ફંધ કરે છે તોફાન, થઇ દુશ્મન પર સવાર;
કહું છું એક એકનાં નામ, સાથે દોર ને દમામ,
વળી અટકો તમામ, ઝટપટ તૈયાર.
......................નસવાન દેમરાનો તરામ,
જાણે બાપનો ગરાસ, રાખે લોક પર ઘણો ધાક.
પાત્રાવાળાનો આદર, ધડીઆ તોડવામાં બહાદર,
......જેની અકકલ નાદર, જબરો ચાલાક.
મેહેલુ બચો, પેસ્તન ગાંડો, જેવા મસ્તાની સાંઢો,
જાય પાતાળમાં હારો, છુટી નીકળી આવે બહાર.
કહું છું એકેકના નામ૦
જસુ જાડાભાઇ કહેવાય, જેની સામે નહીં થવાય,
થાય તો હાડકાં રંગાઇ જાય, એવો મસ્તાની વાઘ.
મેહેલુ મરચો ... ... ... ... ... ...
રુસ્તાઇ રાણો, રતનો ખુંધો, જસુ ચલ્લો, ફલુ દુધો,
મારે બુધો, કરે સુધો, કાઢે દીલમાંથી ડાઘ.
વગેરે વગેરે ... ... ... ... ... ...

આમ આ પાંચ હાટડીનો ખ્યાલ મસ્તી, બળ, ટેકડી વગેરેથી ચકચૂર છે. પારસી જુવાનો આ નગરીમાં કેટલા મસ્ત હતા તે આ ખ્યાલ બતાવી આપે છે.

## અમારાં સાહિત્યસ્તૂપસમાન સ્થાનકો

અમારા આ નાનકડા ધામમાં સ્તૂપો તો ન કહું, પણ સ્તૂપસમાન બે સ્થળો હું ગણાવી શકું છું. એક છે અહીંની મોતીરામ મહેતાની હવેલી. મહાકવિ પ્રેમાનંદ પર્વે પર્વે પોતાનાં આખ્યાનો સંભળાવવા સુરતથી નંદરબાર જતા તે વેળા તેમનો રસ્તામાં ઉતારો નવસારીમાં મોતીરામ મહેતાની હવેલીમાં થતો. એ હવેલીમાં એ મહાકવિએ "રણયજ્ઞ" લખ્યું હતું, તે યાદ કરતાં એ સ્થળને સાહિત્યના એક સ્તૂપકલ્પ આપણે ગણી શકીએ. તેવી જ રીતે સર જમશેદજી જીજીભાઇની શાળા પણ એક સ્તૂપકલ્પ સ્થાન ગણાય; કારણકે શ્રી મણિભાઈ દ્વિવેદીના શબ્દોમાં કહું તો "માથા પર ઘેગવદાર પાઘડી, હાથમાં મજબૂત લાકડી, વનરાજની જેમ આંટા મારતાં મારતાં કવિએ (એટલે નર્મદે) ભાષણ આપેલું 'સ્વદેશી' પર અને રાષ્ટ્રપ્રેમની એ હાક પૂરવા

સહુ ચલો જીતવા જગ બ્યુગલો વાગે,
યા હોમ કરીને પડો ફતેહ છે આગે—

એ ગીત તેમણે પ્રથમ નવસારીમાં લલકાર્યું; પછી જ અન્ય સ્થળે ગવાયું છપાયું."

વળી, નવસારીની નજીક તીઘરા ગામમાં એક નાની જીર્ણ દેરી છે, તે ભોજા ભગતની મનાય છે. પાસે કૂવો છે, તે પણ ભોજા ભગતનો મનાય છે. તે ભોજો ભગત જાતે કણબી હતો, ને પેટલાદ પાસે નારમાં જન્મેલો હતો. સુરત થઇને મણેશનડ–સીસોદ્રા થઇને તે તીઘરા ગયેલો. તેના ધાર્મિક ચમત્કારોથી ત્યાં તે અધાપિ જાણીતો છે. તે ભોજો ભગત પ્રખ્યાત ચાબખા લખનાર ભોજો હોવા અસંભવ નથી ને તે બાબત જો કે હું પૂરો અભ્યાસ કરી શકયો નથી, છતાં તે સંશોધનપાત્ર ખરી, એમ મને કંઈક લાગે છે

## અમારા ચમકતા તારાઓ

એ તો ઠીક પણ ખૂદ અમારા નજીકના ભૂતકાળમાં ને વર્તમાનકાળમાં ચમકતા તારાઓ અમારા સાહિત્ય–આકાશમા ઝળુક ઝળુક કરી રહ્યા છે. પેલા પ્રખ્યાત "બીરબલ"ને અમે કેમ ભૂલીએ? પેલા નોશાકરા વિપુલ સાહિત્યકાર રુસ્તમ મસાણીની ખ્યાતિ શું નિર્વિખ્યાત થશે? પાલણજી દેસાઇ ને 'રમધારા' ના સર્જક જેહાંગીર દેસાઈ તેમ જ "મનીષા"ના સંપાદક ને સોનેટના અભ્યાસક ઝળુક ઝળુક કરતા મીનુ દેસાઇ તરફ કા ન નજર કરીએ? સૈયદ મુસ્તફા નૈયર–અવી પત્રકારિત્વ ને ઉર્દૂ પુસ્તકોથી કયા નથી ઝળકતા? પુરાતત્ત્વમાં આપની સમક્ષ વિરાજમાન અમારા મિત્ર મણિભાઇ દ્વિવેદી, તેમ મુસ્લિમ પુરાતત્ત્વવાળા ઉમર મહમદ કોકિલ કયાં ઓછા ચમકે છે? વિવેચક કુંજ મ્હેતા અમારા જ આકાશના તારા છે ને ઉમિયાશંકર મ્હેતા—"તપોધન"ના સંચાલક કયા જાણીતા નથી? કાવ્યક્ષેત્રમાં "પ્ર" (યાને પ્રભુભાઇ પટેલ), કવિ નાનુભાઇ દેસાઇ, સ્વ. કવિ મણિ કવિ, "ઉશનસ્" (ન કુ. પંડયા) ને બેજન દેસાઇ કઇ ઓછા પ્રખ્યાત છે? "પૂર્ણો"ના પ્રખ્યાત લેખક રણછોડજી પરાગજી અને બંગાળી પુસ્તકોના અનુવાદોથી જાણીતા રસિકદાસ પ્રાણજીવનદાસને અમે કેમ વીસરીએ? પીવાં મકાતી ને તવારીખ–શોખીન સ્વ. સોરાબજી દેસાઇની સાહિત્યસેવા સ્મરણીય ઓછી રહેશે? રંગ ભૂમિના અભ્યાસક રામપ્રસાદ ભટ્ટ ને સાહિત્યક્ષેત્રના અમારા આકાશમાંના શુક્રના તારા જેવા પ્રચંડ તેજ અર્પતા યશસ્વી અભ્યાસકો ડૉ. મહેન્દ્ર પંડયા ને જયંત જોષીને તો અમે ન ઓળખીએ તો

અમારી જાતને જ અમે ઓળખતા નથી એમ ઠરે ને? ઉપરાંત, નવસારીની સાહિત્યપ્રવૃત્તિના કેન્દ્ર-સમાન જાણે જ એક સંસ્થારૂપ શંકરલાલ નાથજીભાઈ ગ્રંથપાલને તો દરેક વિદ્વાન કયાં નથી ઓળખતો? તેઓ તો અત્યંત વૃદ્ધ થઈ ગયા છે, પણ તેમનો આ સંમેલનને આવકાર જરૂર ઘણો ઘણો ભાવભીનો છે.

## નંદનવન નવસારી

અમારા વિદ્વાનો આપને વધાવે છે તેમ અમારી કુદરત પણ આપને આવકારે છે. નવસારી ગુજરાતમાં નિસર્ગનું નંદનવન છે. અહીંની હવા બારે માસ માફકસરની હોય છે ગાયકવાડી રાજ્યમાં અમલદારો ઉનાળામાં કામગીરી ગોઠવી નવસારીમાં મુકામ નાંખતા. શિયાળામાં, નાતાલના તહેવારોમાં પારસી બિરાદરો મોજથી તાડીની તાલાવેલી ઠોચકે ઠોચકાંથી નવસારીમા તૃપ્ત કરતા, ને પ્રોહિબિશન નહોતું ત્યારે પીનારા પણ અહીં ઠીક ઠીક પીતા, અહીં માનવીઓ તેમની કુદરતી માનવતા મ્હાણતા. કેરી તો નવસારી, અમલસાડ, ધમડાચા વગેરેની જ. ચિકુ, કેળાં, અનનાસ, ચાંપાં વગેરે ફળફળાદિથી આ આખો પ્રદેશ તે તે ફળોની ઋતુમાં પલ્લવિત ને ઝૂલી રહે છે, કહો કે આનંદે છે ને આકર્ષે છે. નજીકના જ અમારા કાછીઆવાડી ગામની ખૂબી એ છે કે તે તો નિસર્ગની પુષ્પવૃષ્ટિ ઝીલે છે; દુષ્કાળ એને કદાપિ સ્પર્શી શકતો નથી. આ સંમેલનને અહીં બોલાવ્યામાં અમને હરખ છે. અહીં નહીં કોઈને ટાઢ ત્રાસ આપે કે નહીં કોઈને ગંધાતી ગટરો જોવી પડે, નહીં મિલોના ધુમાડા વેઠવા પડે કે નહીં ખાવાપીવાની બાબતમાં ખાસ મુશ્કેલી વેઠવી પડે. સુરત, નવસારી, બિલ્લીમોરા, અમલસાડ, વેડછા, મરોલી જેવાં તમામ સ્થળો પર આપણી નવી સરકાર નજર ફેરવે ને તેને ખીલવે તો મુંબઈ ને અમદાવાદના અણઉકલ્યા પ્રશ્નો અહીં ઉકલે ને આ તમામ પ્રદેશ આખા ગુજરાતનું ઉપવન જ રહે.

## અમારી મગરૂબી

અમે મગરૂર છીએ કે અહીંના રૂનો પાક હિંદભરમાં, અંગ્રેજીમાં જેને એ વન કહીએ, તેવા પ્રથ પ્રકારનો થાય છે. આખા હિંદુસ્તાનમાં, ને ખાસ કરીને ગુજરાત ને સૌરાષ્ટ્રમાં પ્રાસવેરનું મોટામાં મોટું કારખાનું નારણલાલા મેટલ વર્કસનું નવસારીમાં આવેલું કારખાનું છે. કાપડ મિલો બે જ છે, પણ બંને મીલો કાપડમિલોમાં પોતાનાં માથાં ઊંચાં રાખી શકે તે પંક્તિની ને તેના ધનાઢ્યોના હસ્તકની છે.

## ગુજરાતનું સાંસ્કૃતિક સંગઠન

આપણી ભાષાની સાથે આપણું સાંસ્કૃતિક જીવન જોડાયેલું છે. ને જીવન આપણા રીતરિવાજો સાથે, આપણી ખાણીપીણી સાથે, આપણા આનંદનાં સાધનો સાથે ને આપણી પ્રાદેશિક સીમાઓ સાથે પણ ખાસ જોડાયેલું છે. તે સંરક્ષિત રાખવું એ આપણું કર્તવ્ય છે. આ સંબંધમાં આજે ડાંગ ને આબુના પ્રદેશો વિષે ઉલ્લેખ કરવો જરૂરનો છે. ડાંગ ને આબુના પ્રદેશોના પ્રશ્નો આપણા સાંસ્કૃતિક એકમને સ્પર્શે છે. એ તરફ આપણે ઉદાસીન ન રહી શકીએ.

જેમ ડાંગનો પ્રશ્ન આર્જનો સાજાગતો પ્રશ્ન છે, તેમ આબુનો પણ તેવો જ છે. અરવલ્લીની ટેકરીઓમાં પણ જે અનાર્ય પ્રજાઓ રહે છે તેની બોલીને પણ ડૉ. ગ્રીઅર્સન ગુજરાતીને મળતી ગણે છે, જો કે રાજસ્થાની ખરી.

પ્રાદેશિક સીમાઓના પ્રશ્નો સત્તાથી થાય છે ને રાગદ્વેષથી અને સ્વાર્થગ્રન્થિથી જકડાઇ જાય છે તેને બદલે પ્રામાણિક અભ્યાસથી તેનો ઉકેલ થાય તો તે સર્વમાન્ય થાય. તે વિષે અભ્યાસ શક્ય તો છે જ. ભિલ્લી બોલીઓની અભ્યાસસાંકળો મેળવી શકાય તો આ કામ સરળ બને. બાકી સત્તાથી થતા નીવેડા પ્રજાનું હૃદય કેમ સ્વીકારી શકે? એવા તો કેટલાએ નીવેડાઓ ઇતિહાસમાં હતા ન હતા થઈ ગયા છે. એ તો પ્રાસંગિક સત્તાના માત્ર કામચલાઉ દર્પ જ હું તો ગણું છું. સ્થિતિ હજી સુધારવી હોય તો આપણે સક્રિય પગલાં લેવાં જોઇએ બોલેથી કંઇ ન વળે. ડાંગ ને આબુના પ્રદેશોની આપણે સંગીન સેવાઓ કરવી જોઇએ. આપ્યા વિના લેવાતું નથી, એ ઇશ્વરી ન્યાય છે.

## સંમેલન ને વિભાગો

આ પરિષદમાં શરૂઆતના વર્ષોનાં સંમેલનોમાં વિભાગો નહોતા. ધીમે ધીમે તે થયા ને વધતા પણ ગયા. પરિષદ હવે સર્વગ્રાહી સંસ્થા બનતી જાય છે. ગુજરાતના અનેકવિધ પ્રશ્નોને તે સ્પર્શતી જાય છે ને આગળ જતાં તેને મમયવર્તી સાવધાનનો બુલંદ સૂર આપી શકે એવી એકપૂરી વિરાટ સંસ્થા બનશે એવું વલણ ધીમે ધીમે વધતું જાય છે. એ સંસ્થા એવા જ પ્રમુખ માટે આકાંક્ષા સેવશે કે જે માત્ર એક જ વિદ્યામાં પ્રખર પંડિત ન હોય પણ અનેકવિદ્યાનિષ્ણાત હોય. આ અધિવેશન સદ્‌ભાગ્યે એવા પ્રમુખને આવકારી શક્યું છે.

વળી વિભાગો પણ કેવા ને કેટલા રાખવા એ બાબત દર વખતે એક સરખી રીતે કામ ન લઇ શકાય. આ સંમેલન પૂરતું એટલું નક્કી છે કે અમને જરૂર લાગી તેટલા વિભાગો અમે રાખ્યા છે, અને તે પ્રત્યેક વિભાગના પ્રમુખો તરીકે તે તે વિભાગવિષયોમા જેને નિષ્ણાત પંડિતો જ તરીકે ગુજરાત આવકારે તેવાને અમે આમન્ત્ર્યા છે.

સાહિત્ય ને કાવ્ય–વિભાગ તો હોય જ. ગુજરાત યુનિવર્સિટીએ પત્રકારિત્વની ડિપ્લોમા શરૂ કરવા પગલું ભર્યું છે; તે તકે તેનો વિભાગ પણ હોય જ. પારસીઓએ ગુજરાતને ને ગુજરાતી સાહિત્યને ઘણું ઘણું આપ્યુ છે તેની ના પાડે તેને હું મૂર્ખ જ ગણું; છતાં આ જ સંમેલન પહેલું એવું સંમેલન છે કે જેમાં પ્રાચીન ઇરાનીઅન સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા માટે વિભાગ ઉમેરવાનું મંગલ મંડાણ મારે યત્ને થયું છે. મને પોતાને આ પગલા માટે અત્યંત હર્ષ ને ગર્વ થાય છે. ગુજરાતનો ઇતિહાસ નથી યુનિવર્સિટીમાં ગૌરવથી શીખવાતો, નથી ગર્જ્મેજ઼કો ગર્વથી જાતે શીખતા, અને સીમાઓનો પ્રશ્ન આજે ઘણો અગત્યનો પ્રશ્ન થઇ પડ્યો છે. તે તકે પ્રાદેશિક ઇતિહાસવિભાગની આવશ્યકતા સર્વ કોઇ સ્વીકારશે જ. અંતમાં વિજ્ઞાનવૃદ્ધિનો આ જમાનો છે ને આપણે ગુજરાત યુનિવર્સિટીમાં માધ્યમ, પરિભાષા વગેરેના પ્રશ્નોના ઉકેલ કરવાના છે. વળી, વિજ્ઞાનમાં જ એક ઉપેક્ષિત શાસ્ત્ર, આયુર્વેદ તરફ ગુજરાત જાગ્રત્ તો બનતું જાય છે, છતાં વધુ બને એ જરૂરનુ છે; તેથી આયુર્વેદનો પણ સમાવેશ અમે વિજ્ઞાનવિભાગમાં ખાસ રાખ્યો છે. આજે તો આપણા યુનિવર્સિટીશિક્ષિત દાક્તર સાહેબોની નજરમાં જાણે વાગ્ભટ ને સુશ્રુત, અથવા તો નિઘંટરત્નાકર, શાલિગ્રામ નિઘંટુ, હારીતસંહિતા, યોગરત્નાકર વગેરે હયાતી જ ધરાવતા ન હોય એવું આપણને સુવિદિત છે. આ સંમેલનના પાંચે વિભાગો અમને પૂરા જરૂરના લાગ્યા છે.

## મધ્યમ વર્ગ—"ગાડાનો બેલ"

આપણો મધ્યમ વર્ગ આજે ગાડાનો બેલ બન્યો છે. આજના કરવેરા, આજના અંકુશો, આજના વધતા જતા કાયદા–કાનૂનોના બોજાથી આપણે જીવનભાર ખેંચવા વધુ ને વધુ અસમર્થ બનતા જઇએ છીએ. શક્ય હોત તો કરવેરાવિવેચન, અંકુશવિવેચન, પ્રોહિબિશનવિવેચન તેમ બાળવિભાગ, સ્ત્રીવિભાગ વગેરેમાંના વિવેચનો ને વિભાગો ઉમેરવા જેવાં તો ખરા જ. કલ્યાણકારી વિષયોની ચર્ચા ને વિવેચના દાખલ કરીએ તો આવાં સંમેલન લોકજીવનમાં સ્થાન લે ને લોકોને તેમાં ભળવાની હોંસ થાય. આજે સિનેમાઓએ ને રેડિયોએ પણ લોકજીવનમાં ઊંડું સ્થાન લીધું છે. નારદ મુનિએ કવિમાહાત્મ્ય વર્ણવતાં કહ્યું હતું કે તે કાળમાં स्यालको बुद्धिदायक: થશે. વધુ આગળ કાળદર્શન કર્યું હોત તો કહી શકત કે કળિકાળમાં सिनेमा: बुद्धिदायका: થશે. તો હવેના સંમેલનમાં જે જે બાબતો આપણા જીવનને ઘણી હીલોળે ચઢાવે છે, જે જે બાબતો આપણાં હૃદયસ્પન્દનોને ત્વરિત કે શિથિલિત કરે છે તેમાંની કોઇ કોઇ નવી બાબતોનાં વિવેચનો કે વિભાગો પણ કદાચ રખાશે.

## પરિષદ ને આમજનતા

પરિષદે આમજનતા માટે વધુ ને વધુ રસ લેવો જોઇએ. ઉપરાંત, જેને પછાત વર્ગો ગણવામાં આવે છે, તેની પણ સંમેલને ઉપેક્ષા ન જ કરવી જોઇએ. નવસારીમાં પછાત કોમો ઘણી છે–દુબળા, ચોધરી, ઢોડિયા, ગામીત, નાયકા, કુકણા વગેરે. તેમની કેળવણીને માટે નાણું તો સરકાર ઠીક ઠીક ખર્ચે છે છતાં તેમની ઉન્નતિને અંગે તેમને સુશિક્ષિતોના સંપર્કો ને સમાગમોથી લાભ થાય તેને માટે સરકારે ને આપણે થાય છે તેથી વધુ ઘણું કરવું જોઇએ; તેમનાં જીવન આપણા જીવનથી વેગળાં ન રહે ને તેઓ આપણી સાથે સાથે જીવનનાવ હંકારે તે માટે ઘણું ઘણું કરવાની જરૂર છે, તે આ પ્રસંગે મારાથી પ્રામાણિકપણે કહ્યા વગર રહેવાતું નથી; કારણ આ બાબતમાં મને અસંતોષ ઘણો છે. પંડિતોએ માત્ર પાંડિત્યાનુરાગી ન રહેતાં, વિશાળ રીતે સમાજાનુરાગી બનવું જોઇએ. તો જ આવાં સમેલન ભરવાં યોગ્ય છે.

### ગ્રન્થસ્થ ને કંઠસ્થ સાહિત્ય

આપણા ગ્રન્થસ્થ સાહિત્યને કંઠસ્થ સાહિત્યથી દૂર ન રાખવું જોઇએ. કંઠસ્થ સાહિત્યમાં ઘણીવાર જીવનના સનાતન આદર્શો ને સમાજનાં કટાક્ષચિત્રો અસરકારક રીતે સમાયેલાં હોય છે. તેવું સાહિત્ય અપ્રસિદ્ધ હોય તો પ્રસિદ્ધ કરવું, છૂટું છૂટું હોય તો એકત્રિત કરવું, બને તો નવું સર્જવું ને તે લોકોને આપવું. તે પણ આવશ્યક છે. તમે તો ભાઇ સાક્ષરો, તમારાં લખાણો—કાવ્યો વગેરે અમને ન ખપે, એમ મોટા ભાગનો આમવર્ગ ઘણી વાર બોલે છે. આ તમે ને અમેની સ્થિતિ દૂર કરવી ઘટે છે; ને તે સાહિત્યકારોના, ખાસ કરીને કવિઓના હાથની વાત છે. તેઓ હળવી શૈલીમાં ને સંસ્કૃત શબ્દોથી ભરપૂર નહીં પણ બને તેટલા તળપદા શબ્દોથી અર્થવાહી કાવ્યો રચે તે તેમના હાથની જ વાત છે. સ્વ. રાયચુરા જ્યારે લોકગીતો લલકારતા કે

તારી આંખોના ઉલાળો રે
જાણે દરિયાનો હીલોળો
તારા હાથની આંગળીઓ રે

તેમ સ્વ. મેઘાણી પોતાને બુલંદ અવાજે ને પગઠપકારે ગાતા કે

એક ઊંચો તે વર નો જોજે રે દાદા,
ઊંચો તે નત્ય નેવાં ભાંગશે.
એક નીચો તે વર નો જોજે રે દાદા,
નીચો તે નત્ય ઠેબે આવશે.
એક ગોરો તે વર નો જોજે રે દાદા,
ગોરો તે આપ વખાણશે.
એક કાળો તે વર નો જોજે રે દાદા.
કાળો તે કુટુંબ લજાવશે.—

આ ગાઇ ૧૯૪૨માં એમણે સુરતમાં માનવમેદનીને રસછોળે ઉછાળી હતી — ત્યારે કોને નહોતુ થતું કે એ ને એવી હળવી તળપદી ભાષાના કાવ્યોનો પગદંડીનો પંથ "યાત્રા કરવા જેવો" છે? સંસ્કારિતાનો ઇજારો શહેરીઓએ જ કે પંડિતાઇના ભારવાહી વિદ્વાનોએ જ ઓછો લીધો છે? એ તો ગામડાંઓમાં ને નિર્જન જણાતી પર્વતટેકરીઓ ઉપર, અભણોમાં તેમ પછાત વર્ગમાં પણ કંઇ ઓછી હોતી નથી, ગુજરાતી સાહિત્ય વિદ્દદ્ભોગ્ય જ ન રહે યાને કૉલેજભોગ્ય જ ન રહે, વિવેચકભોગ્ય જ ન રહે, સુજ્ઞતસેવ્ય જ ન રહે યાને અગ્રજાતભોગ્ય જ ન રહે, પણ હૈયે હૈયે ઉષ્ણતા અર્પે તેવું સરળ, હળવું, સર્વલોકભોગ્ય બનાવવા સાહિત્યકારોએ ઇંતેજારી રાખવી ઘટે છે. એ માટે સામર્થ્ય આપણા લેખકોમાં છે જ. પણ તેમણે દૃષ્ટિકોણ બદલવાની જરૂર છે. પ્રેમાનંદ, શામળ, દયારામ લોકપ્રિય થયા હતા, તે છતા સમર્થ હતા: તેમનાં કવનોનું હાવર્દ આમા જ હતું.

## સંસ્કૃતની ઘેલછા

મને પોતાને તો જેમ બને તેમ સહેલી ભાષામાં બોલવાની, લખવાની, સાંભળવાની ને વાચવાની ટેવ છે. કાવ્યો તો શું પણ ગદ્ય લેખો પણ સહેલામા સહેલી રીતે લખાય તે જ લોકસેવા કરી શકે. આજના ગદ્યને માટે પણ મને સંતોષ નથી જેમ નવો નિશાળીઓ અંગ્રેજી શબ્દો વાપરે ને મનમા રાજી થાય કે હું કંઇક છું, તેમ લેખકો પણ ખાસ સંસ્કૃત શબ્દો વાપરે ત્યારે તેમને આનંદ આવે છે કે નહીં, કઇંક લખ્યુ. હું તો અંગ્રેજી, ફારસી, અરબી, પોર્ચ્યુગીઝ, હિબ્રૂ—કોઈ પણ શબ્દની સૂગ ધરાવતો નથી. 'સ્ટેશન' ને બદલે 'સ્થાનક' નહીં જ વાપરું, 'ટિકિટ' ને બદલે 'મૂલ્યપત્રિકા' નહીં જ વાપરું:— અંગ્રેજી શબ્દો છે. 'વગેરે' ને બદલે 'ઇત્યાદિ' નહીં વાપરું, 'કારકુન' બદલે 'કાર્યકર' નહી વાપરું— ફારસી શબ્દો છે 'બનાત' ને બદલે 'વિશિષ્ટ ઘનવસ્ત્ર' નહી વાપરું— હિબ્રૂ શબ્દ છે. તેમ 'બારોટિયોને બદલે ઉપહાસશબ્દ 'ભારવર્તિન્'નહી વાપરુ — પાર્ચ્યુગીઝ શબ્દ છે. જેમ જુવાન છોકરાછોકરીઓ વડીલોના પરણાવ્યાં પરણવાની વાટ જોતા નથી, ને પરણી જાય છે, ને સમાજ તે ધપ્યો જ જાય છે, તેમ શબ્દો પણ અગ્રેજી-ગુજરાતી, ફારસી-ગુજરાતી, ફિરંગી-ગુજરાતી પરણી જાય છે, ને ભાષાની સૂગ રાખનાર સંસ્કૃતપ્રેમીઓની પરવાનગીની જરા પણ પરવા કરતા નથી. ભાષનો વ્હેણ સમાજને કાવે તેમ જ વહ્યો જાય છે. તો સંસ્કૃતનો મોહ શા માટે?

મને તો સંસ્કૃતનો ઘણો પ્રેમ છે તે તો મારા લોહીમાં રગેરગમાં છે—વારસામાં છે; તેમ છતા વખત-કવખત, પાત્રની સામે ને અલ્પપાત્રની સામે કે અપાત્રની સામે સંસ્કૃત શબ્દો ધરવા તે મને બીલકુલ રુચતું નથી. મને ૪૦ વરસના કેળવણીના અનુભવને પરિણામે હવે દૃઢ રીતે લાગ્યું છે કે શાળા-મહાશાળાઓમાં સંસ્કૃતનું સ્થાન ફરજીઆત ન જ જોઇએ, તે મરજીઆત જોઇએ. તે થશે જ ને થશે ત્યારે ગુજરાતી ભાષા વધારે સરળ શબ્દો વાપરતી થશે ને આમજનતાને વધારે પ્રિય થતી જશે.

## હું ઇચ્છું છું—

અમારે આંગણે દરેક પ્રકારના વિદ્વાને દર્શન આપ્યાં છે. અમે તેમનો અમારાથી શકય તે સત્કાર કર્યો છે. તેમાં ખામી તો હશે, બલ્કે છે, હું કબૂલ કરું છું. પણ અમારા હૃદયના આવકારની જરાપણ ઉણપ નથી તેની હું ખાત્રી આપું છું, ને છેવટે ઇચ્છું છું કે તેઓ અમારો સત્કાર લઇને જાય તેના બદલામાં અમને કંઇક આપી પણ જાય. તે એ જ કે સર્વ અભ્યાગત વિદ્વાનો ને સાહિત્યકારો તેમનો પ્રેમ, તેમનો ભાવ, તેમના હૃદયનો ઉલ્લાસ નવસારીને આપતા જાય ને જાય ત્યારે નવસારીનાં, રે! આખા લાટ પ્રદેશનાં સદાને માટે મીઠા મધુરાં, સુમધુરાં, અતિ મધુરાં, સુંદર સ્મરણો લેતા જાય. જય શારદે ! જય હિંદ !



# गुजराती साहित्य परिषद संमेलन

(तारीख २८, २९, ३० डिसेम्बर १९५२)

१८ मुं अधिवेशन,

नवसारी.

संमेलननी उद्घाटन विधि वखते

प्रिन्स उदयसिंहराव गायकवाड, एम. ए. (कॅन्टब.) नुं

## मांगलिक भाषण



રાજકુમાર શ્રીમંત ઉદયસિંહરાવ ગાયકવાડ, એમ એ. ( કૅન્ટબ )

# गुजराती साहित्य परिषद संमेलन—नवसारी

माननीय विद्वज्जनो, पूज्य गुरुजनो, भाइओ अने बहेनो,

अराढमा गुजराती साहित्य परिषद संमेलनना समारंभोना आज दिनना मांगलिक प्रसंगे आपणे सर्वे अहीं एकत्रित थया छीए.

आ प्रसंगे मने खचित ज घणुं मोटु मान नवाजिश करवामां आव्युं छे. ते माटे स्वागताध्यक्ष, मारा गुरु प्रिन्सिपल त्रिवेदीनो हुं अत्यंत कृतज्ञ छुं. ज्यारे हुं वडोदरा कोलेजमां विद्यार्थी हतो त्यारे मने तेमना हाथ नीचे अभ्यास करवानो असाधारण अधिकार प्राप्त थयो हतो. आ विद्वन्मंडलनी समक्ष आजे आववानो अवसर तेमणे मने आप्यो ते बदल हुं उपकृत छुं. तेमणे मने प्रोत्साहित न कर्यो होत तो आ अधिवेशनना उद्घाटननी जवाबदारीनुं काम माथे लेवानी हिंमत में न करी होत.

गुलाबनी पांखडीओ खरी पडे तेनाथी जेवी रीते तेनी नीचेनी जमीननो मृत्पिण्ड सुवासित थाय छे, तेवी रीते, आजे अहीं मळेला मान्य मेधावीओनी साथे समागममां आववाथी मारा जेवो प्राकृत पुरुष ज्ञानना सुवास मेळवशे ने संघरशे. आपना प्रज्ञापूर्ण संभाषणोथी आप सज्जनो भूत समय पर प्रकाश नांखशो अने वर्तमान समय पर चर्चाओ करशो; तेने परिणामे, भविष्यने माटे एवां संयोजनो आप करी शकशो के तेथी आपणां जीवनो वधु उजमाळां बनी शकशे आपणी सुन्दर मातृभूमिए, एटले के गुजराते संतो, कविओ, तत्त्वज्ञो लेखको, नृपेन्द्रो ने राज्यधुरंधरो, एम घणा महान पुरुषो पेदा कर्या छे, अने तेमणे आपणां जीवनो वधु उजमाळां कर्यां छे, तेवु ज आप तेमने चीले करी शकशो. मारा पितामह महाराजा सयाजीराव नरेशे पोतानी प्रजानी सुखसंपत्ति ने शांति-समृद्धिने अर्थे आखुं जीवन जीव्युं हतुं, मानवीमात्रनां सुखशान्तिने अर्थे महात्मा गांधीजीए पोतानी आखी जिंदगी समर्पित करी हती, अने आधुनिक भारतवर्षना घडवैया राज्य-नीतिज्ञ ने राज्यधुरंधर सरदार वल्लभभाई पटेले जिंदगीभर आपणा देशनी सेवा करी हती; तेमनां नामो आपणा स्मृतिपटमां ताजां ज छे. तेओ जे समयोमां जीव्या ते समयोमां तेमणे तेमना व्यक्तित्वनी सुन्दर छाप पाडी छे, अने तेमनी पछीना समयोना लोकोने अर्थे लेखन, मनन, ने कार्यकरणनो एक सुन्दर निधि तेओ वारसारूपे मूकता गया छे. अत्रे हाजर रहेला विद्वानो पोतानां लखाणोद्वारा आवी विभूतिओने आपणा भविष्य काळने अंगे वधु ने वधु प्रेरणाओ अर्पतो बनावी शकशे.

हिंदुस्तानना बीजा भागोनी तुलनामां गुजराते छेल्लां थोडां वर्षोमां नैतिक, सांपत्तिक ने राजकीय प्रगति वधु विशिष्ट करी छे, अने मने खात्री छे के ज्यारे आपणे महागुजरातनुं आपणु पोतानुं वहीवटी एकम प्राप्त करीशुं, त्यारे आपणी प्रगति सधाई छे तेथी पण महत्तर सधाशे. जेम आगला वडोदरा राज्यमां गुजराती भाषा हमेश राज्य-भाषा हती, तेम ज आ महागुजरातना एकमनी पण ते राज्यभाषा थशे. अने ज्यारे कोइ पण भाषा राज्यभाषानुं मानवंतुं पद प्राप्त करे छे, त्यारे तेनुं पद वधारे मानवंतु बने छे, अने तेथी तेना साहित्यने वधारे प्रगतिवेग सांपडे छे. आम हुं कहुं छुं त्यारे हुं कोइ पण जातनी संकुचित दृष्टि सेवतो नथी; पण आपणे आपणुं विशिष्ट संस्कारधन संरक्षित ने संवर्धित राखवुं जोइए, ते दृष्टिए हुं आ कथन करुं छुं.

स्वातंत्र्य प्राप्त कर्या पछी आपणी जवाबदारीओ ते पहेलांनी जवाबदारीओना करतां घणी वधी गई छे. हवे ज्यारे आपणा इष्ट ध्येयनी सिद्धि साधी छे त्यारे आपणे विश्वने बतावधानु छे के आपणे ते सिद्धिनी प्राप्तिने माटे लायक हता एटलुं ज मात्र नहीं, पण आपणे ते प्राप्त थयेली सिद्धिनी मारफते विश्वना सुखमां मानार्ह फाळो आपी शकीए एम छे.

आ परम बाँबना युगमां परस्पर-विरुद्ध विचारसरणिओथी दुनिया छिन्नभिन्न थयेली लागे छे. परंतु ते छतां, प्रेमना प्रशांत प्रयत्नोथी घणुं साधी शकाय छे, तेवो महात्माजीनो आदर्श आपणे विश्वमां वधु ने वधु फेलाववो जोइए, ए आपणुं कर्त्तव्य छे.

ज्यारे केळवणी वधु ने वधु विस्तृत क्षेत्रमां फेलाशे, ज्यारे ते अमुक ज वर्गमां मर्यादित न रहेतां स्त्रीवर्ग, पछातवर्ग, जनतावर्गमां पण घणी फेलाशे, त्यारे, अने ज्यारे तमाम लोक पोतानां संवेदनो ने अनुभवो सरळताथी कहीने लखी शकशे त्यारे, साहित्य समृद्ध बनी शकशे. जेम जेम लेखनशैली प्रासादिक बनशे, तेम तेम साहित्य हृदयंगम बनशे, ने तेम तेम ते आपणा मानव-स्वभाव ने मानव-अनुभवोनुं सचोट वाहक बनशे. भाषा ने साहित्यने विषे एक प्राकृत जन तरीके मारुं आ प्रमाणेनुं मंतव्य छे. आपने योग्य लागे ते मुजब ते स्वीकारशो.

आ संमेलनमां घणा कॉलेजियनोनी हाजरी हुं जोई शकुं छुं. हुं पण एक वखते हिंदमां ने इन्ग्लंडमां कॉलेजियन हतो. मारा अनुभव परथी कहुं छुं के जीवननो आ अभ्याससमय जेम अभ्यासनो तेम पूर्ण आनंद ने उल्लासनो पण समय होय छे. वळी मस्ती ते समये सस्ती होय छे, पण साथे साथे सारा समागमो मेळववानी तकोने लसती मूकीए तो तेनी हस्ती फरीथी विलसती नथी. माटे युवान अभ्यासकोने कहेवानुं के आजना जेवा विद्वत्समागमथी लेवाय तेटला लाभ लइ लेवा. आजना साहित्यअभ्यासको, तमे आवती कालना साहित्यसर्जको थशो.

आगला वखतोमां लेखको ने कलाकारोने राजवीओना आश्रयो मळता हता. आजे ते आश्रय माटे जनता तरफ नजर करवी पडे छे तेटला माटे एटलु आपणे जोवुं जोइए के जनतानां मन, जनतानी बुद्धि, जनताना आदर्शो एवी रीते खीले के ते साहित्य ने कलाना रसास्वाद करी शके तेवी रीते केळवाय.

आ संमेलन भाग्यशाळी छे के तेने तेना प्रमुख तरीके श्री हरसिद्धभाइ दीवेटिया जेवी महान विभूति मळी शकी छे. तेमनी विद्वत्तानो, तेमनी न्यायतुलानो, तेमना विशाळ अनुभवोनो लाभ आपने मळशे ए गर्व ने हर्षनी बावतो छे.

हवे हुं आ संमेलनने खुल्लुं मूकुं छुं ने तेनी दरेक विगतमां तेने सफलता इच्छुं छुं.

અઢારમું

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

નવસારી



—: પ્રમુખ :—

શ્રી હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆનું

## વ્યાખ્યાન



રવિવાર, તા. ૨૮-૧૨-૧૯૫૨



હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ, એમ. એ., એલએલ. બી.

વાઈસ ચાન્સેલર, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ

પ્રમુખ, અઢારમું ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, નવસારી, ૧૯૫૨

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પ્રતિનિધિઓ, સાહિત્યરસિક સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો,

ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલનનું પ્રમુખસ્થાન તે કોઈ પણ વ્યક્તિ માટે ગૌરવ-ભર્યા માનનું પદ છે. તે પ્રતિષ્ઠિત પદ ઉપર મારી પસંદગી કરી આપે જે સદ્‌ભાવ બતાવ્યો છે તે માટે હું આપનો સહૃદયતાથી આભાર માનું છું. મને લાગે છે કે મારી યોગ્યતા ગમે તેટલી ઓછી હોય તેમ છતાં મારામાં વિશ્વાસની ભાવનાથી મને એ પદ આપે આપ્યું તે કારણથી મારે માટે તો તે માન કરતાં આપના વિશ્વાસને અદા કરવાની જવાબદારીનું હું વધારે સમજું છું. તે જવાબદારી બજાવવા માટે પરિષદના કાર્યમાં રસ લેતા સર્વ બંધુઓનો સહકાર મને મળી રહેશે એવી સંપૂર્ણ શ્રદ્ધાથી મેં આ સ્થાન સ્વીકાર્યું છે. આશા છે કે તમારો વિશ્વાસ અને મારી શ્રદ્ધા એ બન્નેને સરખી સફળતા મળે.

## અવસાનોની નોંધ:

પ્રથમ તો આજે લગભગ ચાર વર્ષ પછી પરિષદનું સંમેલન મળે છે તે દરમિયાન જે ગુજરાતી સાક્ષરો તથા સાહિત્યરસિક નામાંકિત વ્યક્તિઓનાં અવસાન થયાં છે તેની સખેદ નોંધ લેવી ઘટે છે.

સદ્‌ગત સરદાર વલ્લભભાઈ પટેલ લેખક તો નહોતા, પણ જનસમૂહના હૃદયમાં સોંસરી પેસે એવી સચોટ અને તળપદી, કાંઈક કટાક્ષ અને કાંઈક તીવ્ર વેધક વાણી વડે પ્રજાને સંગઠિત કરી લોકનું નવજીવન ઉત્પન્ન કરે તે જો સાહિત્યકારનું લક્ષણ ગણાય તો તેમને આ ગાંધીયુગના આમજનતાના અને ખાસ કરીને નિરક્ષર જનતાના સાક્ષર કેમ ન કહી શકાય? સ્વાધીનતા મેળવવાથી સાહિત્યજીવન પણ જો સમૃદ્ધ થઈ શકે તો તે મેળવી આપનાર વીરપુરુષને અંજલી આપવાનો પણ સાહિત્યકારોનો ધર્મ છે.

સદ્‌ગત બળવંતરાય ઠાકોર એક મહાવિદ્વાન, ઉત્તમ કવિ, વિવેચક અને સમર્થ લેખક હતા તેમની પ્રગલ્ભ બુદ્ધિમાં મૌલિકતાનો ચમત્કાર હતો વિશાળ વાચન અને ચિંતન વડે એમની વિવેચનશક્તિની પ્રતિભા અસાધારણ હતી. સાધારણ વિવેચકને પણ ન સૂઝે એવાં તલસ્પર્શી વિચારો અને દલીલો થોડી ભારે પણ બળવાન્ ભાષામાં તે વ્યક્ત કરી શકતા. આ જમાનાના ઘણા સાહિત્યકારોને પણ તેમની નિખાલસ સલાહ અને દોરવણી વડે ઉત્તેજન અને પ્રેરણા મળ્યાં છે. અર્વાચીન ગુજરાતી સાહિત્યકારોની નોંધમાં એમનું નામ અમર રહેશે.

સદ્‌ગત દુર્ગાશંકર શાસ્ત્રીના તાજેતરમાં થયેલા અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે એ જો અત્યારે આપણી દુનિયામાં હોત તો આ સંમેલનનું સુકાન એમને સંભાળવાનો પ્રસંગ આવ્યો હોત. પરંતુ દૈવયોગે યાદીમાં એમની પસંદગી થયા પછી થોડા દિવસમાં જ એમનું

અવસાન થયું એ આપણે માટે એક કરુણ બનાવ થયો. આપણા સાહિત્યના ઇતિહાસવિષયક ક્ષેત્રમાં એમના અવસાનથી ઘણી મોટી ખોટ પડી છે. વિનીત અને નમ્ર સ્વભાવના આ વિદ્વાન્ સાક્ષરે ઊંડા અભ્યાસ અને ઉચ્ચ પ્રકારની તુલનાશક્તિ વડે અનેક ઇતિહાસાત્મક અને સંશોધનના પ્રશ્નોને અસાધારણ વિવેકશક્તિ અને સમર્થ ભાવથી ચર્ચ્યા હતા. કાંઈ પણ પૂર્વગ્રહ વિના તટસ્થતાથી જે અનુમાનો અને નિર્ણયો એમણે દર્શાવ્યાં હતાં તે ભવિષ્યના ઇતિહાસકારોને ઘણાં મૂલ્યવાન્ થઈ પડશે. એમને આ વિષયમાં એટલો બધો રસ હતો કે ઘણા વર્ષથી એમનું શરીરસ્વાસ્થ્ય નરમ રહેવા છતાં સાહિત્યની સેવામાં જ તે પરોવાયલા રહેતા હતા. ઐતિહાસિક સંશોધન અને તુલનાત્મક વિવેચનના ક્ષેત્રમાં આપણે ત્યાં ઘણા થોડા સાહિત્યકારો આકર્ષાય છે. આશા છે કે એમના અવસાનથી પડેલી મોટી ખોટ થોડેઘણે અંશે પૂરી પાડવા નવા શિક્ષિત યુવકો તત્પરતા બતાવશે.

તાજેતરમાં સદ્ગત કિશોરલાલ મશરૂવાળાનુ દુઃખદ અવસાન એ માત્ર ગુજરાત માટે નહિ, પણ સમગ્ર દેશ માટે ખેદજનક બનાવ છે. એમના પુષ્કળ લેખોમાં ગાંધીવાદનું તાત્ત્વિક દર્શન એમણે સુંદર રીતે સમજાવ્યુ હતું. ગાંધીજીના અવસાન પછી "હરિજન"પત્રોના સંચાલનનું કાર્ય એમણે એટલી સફળતાથી કર્યું કે એ પત્રોને બંધ કરવાનો વિચાર થયો ત્યારે ખાસ કરીને એમના લેખોનો લાભ જનતાને મળતો બંધ ન થાય તે માટે જોઈતી મદદ આપવાની એમના પ્રશંસકોએ તત્પરતા બતાવી અને એ પત્રો ચાલુ રહ્યાં. પરંતુ દૈવયોગે થોડા જ માસ પછી થયેલા એમના અવસાનથી અત્યારે તો ન પૂરી શકાય એવી ખોટ પડી છે. આપણે ત્યાં ચિન્તનાત્મક લેખકો બહુ જ થોડા છે. એમનું સ્થાન ખાલી પડવાથી ખાસ કરીને ગુજરાતના પત્રકારત્વને ભારે ખોટ પડી છે.

સદ્ગત ડૉ. હરિપ્રસાદ દેસાઈ બહુશ્રુત અને રસિક સાક્ષર હતા. ડૉક્ટર જેવા વ્યવસાયી જીવનમાં પણ એમણે સાહિત્યની સતત સેવા કરી હતી. કલાના એ પરમ ઉપાસક હતા અને ગુજરાત ઉપરાંત હિંદના બીજા પ્રદેશોની સ્થાપત્યકલા ઉપર એમણે અભ્યાસપૂર્ણ લેખો જનતાને આપ્યા છે. સાહિત્યપરિષદના જન્મકાળથી જ આ સંસ્થાના એ એક અગ્રેસર સંચાલક હતા અને પરિષદની દરેક પ્રવૃત્તિમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા.

સદ્ગત મનહરરામ મહેતા ખંડઝૂલણા છંદના કવિ ઉપરાંત સાહિત્યપરિષદના ઘણાં વરસ સુધી મંત્રી હતા. એના સંચાલનમાં એમણે અત્યંત શ્રમ અને રસ લઈને પરિષદની દરેક બેઠકને સફળ બનાવવાનો ભાર ઊમંગથી ઉપાડી લીધો હતો.

સદ્ગત રામમોહનરાય દેસાઈ એક વિદ્વાન્, ચિંતક, લેખક, તેમજ કવિ હતા. ગુજરાતમાં સ્ત્રીઓ માટેના પહેલા માસિક "સુંદરીસુબોધ"નું વીસ વરસ સુધી સરસ સંચાલન કરીને આપણા સ્ત્રીસમાજની એમણે સંગીન સેવા કરી હતી અને અનેક સ્ત્રીઓને લેખિકાઓ થવાનું ઉત્તેજન આપ્યું હતું. એમની બે નવલકથાઓ "યોગિની" અને "બાળા"એ વાચકોની પ્રશંસા મેળવી હતી. પણ એમના અવસાનની અહીં નોંધ લેવાનું ખાસ કારણ એ છે કે સાહિત્યપરિષદની સ્થાપનામાં સદ્ગત રણજિતરામ મહેતા જે એમના

ગાઢ મિત્ર હતા તેમની સાથે એમણે મુખ્ય ભાગ લીધો હતો અને પરિષદની પ્રથમ બેઠકમાં લોકકથા ઉપર એક અભ્યાસપૂર્ણ નિબંધ વાંચ્યો હતો.

સદ્‌ગત ગોકુળદાસ રાયચુરાની સૌરાષ્ટ્રના લોકસાહિત્યને પ્રકાશમાં લાવવાની તથા "શારદા" માસિકદ્વારા એમણે આપણા સાહિત્યની કરેલી સેવા જાણીતી છે. લગભગ દરેક સાહિત્ય પરિષદ અને સંમેલનની બેઠકમાં એમની મનોરંજની વાણીથી શ્રોતૃવર્ગને મુગ્ધ કરવાની તેમનામાં શક્તિ હતી.

સદ્‌ગત બટુભાઈ ઉમરવાડીઆએ ગુજરાતી સાહિત્યની એકાંકી નાટકો આલેખીને સુંદર સેવા કરી હતી. વ્યવસાયી જીવનને લીધે તે સાહિત્યજીવનમાં લાંબો વખત રહી શક્યા નહીં, પરંતુ એમણે જેટલું આપ્યું તેનાથી એમનું સ્થાન સાહિત્યક્ષેત્રમાં રહ્યું છે.

આ ઉપરાંત ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યરસિકો અને વિદ્વાનો—ઠક્કરબાપા, ગલીઆરા, મોતીચંદ કાપડીઆ, મગનલાલ ખખ્ખર, શંકરરાય અમૃતરાય, વીરમિત્ર દીવેટીઆ, હીરાલાલ કાઝી, વામન મુકાદમ, અનન્ત પંડ્યા, વગેરેના અવસાનોની નોંધ લેવી ઘટે છે.

## સાહિત્ય અને જીવન:

સન્નારીઓ તથા સજ્જનો! આપણે સહુ ગુજરાતી સાહિત્યના સર્જકો, ઉપાસકો તથા રસિકો તરીકે આજે અહીં મળ્યાં છીએ. સાહિત્ય શબ્દનો વિશેષ અર્થ શો છે તેનો પ્રથમ વિચાર કરી આપણે આગળ ચાલીએ. આપણા વિદ્વાનોએ એના જુદાજુદા અર્થ કર્યા છે. "સહિતસ્ય ભાવં સાહિત્યમ્" એટલે અનેક વ્યક્તિઓના વિચારનું સંમિલન ભાષાદ્વારા પ્રગટ થાય તે સાહિત્ય. "હિતેન સહ સહિતં તસ્ય ભાવઃ સાહિત્યમ્" એટલે હિતકારક ઉક્તિઓનો સંગ્રહ તે સાહિત્ય. "શબ્દાર્થૌ સહિતૌ કાવ્યમ્" એટલે શબ્દ અને અર્થ વિશિષ્ટ રૂપે એકબીજાની સાથે મળેલાં હોય તે સાહિત્ય. આ વ્યાખ્યાઓમાં બે મુખ્ય તત્ત્વો સમાયલાં છે: એક વિચાર અને વાણીનું સુંદર સંમિલન અને બીજું આવી રીતે અનેક સાહિત્યકારોએ કાલ-પરંપરામાં પદ્ય કે ગદ્યમાં રચેલો સંગ્રહ. વિચાર અને વાણી વચ્ચેનો સંબંધ જેમ વ્યક્તિમાં છે, તેમ એક ભાષા બોલતી પ્રજાનું માનસ અને તેના સાહિત્ય વચ્ચેનો પરસ્પર સંબંધ અંગાંગી પ્રકારનો છે. એટલે કે કોઈ પણ કાળનું સાહિત્ય એ તે સમયની પ્રજાના માનસનો આવિર્ભાવ છે. તેમજ ભવિષ્યની પ્રજાનું માનસ ઉત્પન્ન કરવામાં તેના સાહિત્યની પણ સારી કે નરસી અસર થાય છે. વિચારોનો સૂક્ષ્મ આત્મા શબ્દોની સ્થૂલ સૃષ્ટિમાં જન્મ લઈ દેહ ધારણ કરે તેનું પુષ્ટ જીવન વિચારોના મૌલિક મૂલ્ય તથા શબ્દોની હૃદયંગમતાના સુંદર સમન્વય ઉપર જ આધાર રાખે છે. તે બન્ને તત્ત્વોમાં વિચાર તે જ આત્મા છે અને શબ્દ તેનું શરીર છે તે સાહિત્યસૃષ્ટિનું એક સનાતન સત્ય છે. તે બન્નેનો જે સાહિત્યમાં સંયોગ હોય તે જ સાહિત્ય ચિરંજીવ બને છે. અને સમાજના માનસને ઉચ્ચ કક્ષા ઉપર ટકાવે છે. આવી રીતે વિચારોનું તત્ત્વ તે સાહિત્યની ભૂમિકા છે પરંતુ જીવન જેમ પ્રગતિમય છે તેમ વિચારો પણ પ્રગતિમય હોય તો જ તેનું બળ ટકી શકે છે. જ્ઞાન અને અનુભવની અસરથી વિચારોનું પરિવર્તન થાય તે સ્વાભાવિક છે. અને તેથી જ સાહિત્ય પણ જો

નવા વિચારોથી પ્રાણવાન ન થાય તો તે લોહી વગરનુ અને નિર્જીવ બને છે. આવી યુગેયુગે બદલાતી વિચારસરણીઓને વ્યક્ત કરવા માટે સાહિત્યમાં નવા શબ્દો અને શૈલીનું પણ સર્જન થાય છે. એક યુગનું સાહિત્ય પછીના યુગોમાં તેમાં જે સનાતન સત્યો રહેલાં હોય તેટલા પૂરતું સજીવ રહે છે. અને બાકીનુ તો ઇતિહાસના ભંડારમાં જ ભરાઈ રહે છે. જેવી રીતે પરિસ્થિતિને અનુકૂળ થઈને રહેવું એટલું જ નહિ, પણ પરિસ્થિતિને પણ જીવનને ઉચ્ચ માર્ગ ઉપર લઈ જવા માટે અનુકૂળ બનાવવી એ મનુષ્યજીવનશાસ્ત્રનો નિયમ છે તેવી જ રીતે પ્રજાજીવનનુ પ્રતિબિંબ થવા ઉપરાંત બદલાતી પરિસ્થિતિમાં જીવનનો ઉત્કર્ષ થાય તેવા પ્રકારનુ સાહિત્ય ઉત્પન્ન કરવું તે સાક્ષરતાનો ધર્મ છે. એમ ન થાય તો જીવન ટકી શકે નહીં અને પ્રજાજીવન સાથેનો નિકટ સંબંધ તૂટી જાય. સાહિત્ય વડે જો મૂલ્યાકનોનુ પરિવર્તન થાય તો જ તે જનતા ઉપર જરૂરની અસર કરી શકે.

## પ્રાચીન ગુજરાતી સાહિત્ય:

આ છે સંક્ષિપ્તમાં સાહિત્યજીવનની મીમાંસા. હવે આપણે ગુજરાતી સાહિત્યને આ દૃષ્ટિબિંદુથી તપાસીએ. ગુજરાતના દૂર ભૂતકાળમા ગયા વિના જ્યારથી ગુજરાતી જીવન ઘડાવા માંડયુ એટલે ઈ. સ. ૧૧ માં સૈકાથી શરૂ કરીશું. મૂળરાજ સોલંકીથી ભીમદેવ સુધીના સમયમાં ગુજરાતના ઘડતરનો પ્રથમ યુગ હતો. ગુજરાતના રાજકીય ક્ષેત્રના વિકાસ સાથે ઉત્તરેથી આવી હાલના ગુજરાતમાં વસેલી પ્રજાઓએ પોતાના દેશને આબાદ કરવા વ્યાવહારિક પ્રવૃત્તિઓ શરૂ કરી. તેમાં જૈનધર્મના અનુયાયીઓ અગ્રેસર હતા. ગુજરાતનુ માનસ ઘડવામાં બે વસ્તુઓ મુખ્ય હતી: એક તો તેના પશ્ચિમ કાંઠાનો સમુદ્ર અને બીજી તેની ધરાને રસાળ બનાવનાર અનેક નદીઓ. આ બન્ને કુદરતી સાધનોએ ગુજરાતને સમૃદ્ધ બનાવી તેનું ભવિષ્ય ઘડયુ. દેશપરદેશના વ્યાપાર ખેડાયા અને સાધનસપત્તિની વૃદ્ધિ વડે સાહિત્ય અને કલાઓને પણ ઉત્તેજન મળ્યુ. આપણા પશ્ચિમકાઠાના સમુદ્રે પારસીભાઈઓના વહાણોને ગુજરાતમાં આણી આપણા કીનારા ઉપર ઉતાર્યાં અને ત્યારથી ગુજરાત તેમનુ વતન થયુ એ પણ આપણુ મોટું સદ્‌ભાગ્ય નીવડયું. અહિંસાપ્રધાન જૈનધર્મ અને ગુજરાતની નરમ ભૂમિ એ બન્નેએ એનુ જીવન શાન્તિપ્રિય ને વ્યાવહારિક બનાવ્યુ. રજપૂત રાજાઓએ પણ જૈન તેમજ હિન્દુધર્મને તથા સાહિત્યના વિકાસને ઉત્તેજન આપ્યુ. એ સાહિત્યવિકાસની શરૂઆત જૈન સાધુઓને હાથે થઈ. હેમચંદ્રાચાર્યે વ્યાકરણ રચી તે સમયની ભાષાનુ ખોખું તૈયાર કર્યુ અને બીજા અનેક સાધુઓએ રાસાઓ રચી ગુજરાતી પદ્ય અને ગદ્ય સાહિત્યની શરૂઆત કરી. પરંતુ આ અને પછીના ઠેઠ ૧૮–૧૯ ની સદીના લાંબા કાળમાં ગુજરાતી સાહિત્યની વિશિષ્ટતા તે એનુ ધાર્મિક ભાવનાપ્રધાન પદ્યસાહિત્ય. જે પ્રજા શાન્તિમય અને પૈસે ટકે સુખી હોય તેનામાં ધર્મના જ્ઞાન કરતાં પણ ભાવનાને વધારે પુષ્ટિ મળે છે. એટલે ગુજરાતી જીવનમાં વ્યાવહારિકતા અને ધાર્મિકતા એ બન્ને સાથે રહી. તત્ત્વજ્ઞાનની સીડી ઉપર ચડી માત્ર હવાઈ વાતાવરણમાં લટકવા કરતાં સ્થૂલ ભૂમિ ઉપર રહીને જીવનની ભોગ્ય વસ્તુઓ ભગવાનની કૃપાથી જ મળે છે માટે તેની

ભક્તિ કરીને જીવન ભોગવવામાં સુખ છે એ સામાન્ય ગુજરાતી પ્રજાજનોનો જીવન-મંત્ર થયો અને એ પ્રકારના વ્યાવહારિક અને ધાર્મિક મિશ્રણવાળું મધ્યમ માર્ગનું માનસ એ ગુજરાતની વિશિષ્ટતા. આ કારણથી જે ધાર્મિક સંપ્રદાયમાં ભોગ અને ભક્તિ એ બન્નેને સ્થાન છે તેવા સંપ્રદાય તરફ ગુજરાતની જનતાનું મન આકર્ષાય તે સ્વાભાવિક છે એવો સંપ્રદાય એને મળ્યો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવધર્મમાં અને કૃષ્ણભક્તિના સમર્પણ-ભાવમાં. શ્રીકૃષ્ણ ગુજરાતના ધાર્મિક જીવનનું મધ્યબિન્દુ બન્યા, પણ તે મહાભારતની ગીતાના કૃષ્ણ કરતાં મથુરાના, ભાગવતપુરાણના, બાળલીલાના, પ્રેમભકિત વડે સર્વ-સમર્પણના કૃષ્ણ હતા આ છે નરસિંહ મહેતાથી માંડીને દયારામ સુધીના પાંચછ સૈકાના સાહિત્યયુગનું રહસ્ય. એમાં ગુજરાતની ધાર્મિક તૃષ્ણાની રસમય તૃપ્તિ, સો વરસના અદ્‌ભુત વિશ્વપરિવર્તન પછી પણ આજસુધી ગુજરાતની સામાન્ય જનતામાં કૃષ્ણના સાહિત્યની લોકપ્રિયતા વૈષ્ણવ ધર્મ તો બંગાળા અને દક્ષિણમાં પણ પ્રસર્યો છે. પણ બંગાળાની આવેશમય પ્રજા અને દક્ષિણની જ્ઞાનપ્રધાન પ્રજાઓ કરતાં ગુજરાતની ભાવનામય પ્રજાએ વૈષ્ણવ ધર્મને પોતાના માનસને અનુકૂળ થાય એવી રીતે અપનાવી લીધો. એ ધર્મના બાહ્ય સ્વરૂપમાં કાળે કરીને અનિષ્ટ તત્ત્વો પણ ઉત્પન્ન થયાં, છતાં એને શુદ્ધ બનાવીને સાચવી રાખ્યો પરંતુ પૌરાણિક હિન્દુધર્મ તો બહુમુખી છે અને ગુજરાતના સર્વગ્રાહી માનસને તે અનુકૂળ નીવડયો શાકત અને શૈવ ધર્મ-સંપ્રદાયો પણ ગુજરાતમાં બહુ પુરાણા છે. ઈશ્વરી શકિતને દેવીના સ્વરૂપમાં તેમજ રુદ્ર સ્વરૂપમાં પણ ગુજરાત પૂજે છે. ગુજરાતની બહારના ઊર્મિલ ભકિતના આચાર્યો વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ, વગેરેના ઉપદેશોએ ગુજરાતની માનસભૂમીમાં જ પોતાનું વતન કર્યું. પણ સૈકાઓ પછી પૌરાણિક ધર્મને સુધારી વેદધર્મને સજીવ કરનાર ગુજરાતી મહર્ષિ દયાનંદ સરસ્વતિને હિન્દુ સમાજમાં નવું બળ પૂરવા માટે ગુજરાતની બહાર જવું પડયું. કવિ નર્મદે હિન્દુસ્થાનના પ્રાંતોની વિશિષ્ટતા વિષેનો લોકમત જણાવ્યો છે કે "તૈલગણનો વેદ, મૈથિલનું વ્યાકરણ, બંગાળાનો ન્યાય, દ્રવિડનો વેદાંત, કાશીનું સાંખ્ય, હરદ્વારનો યોગ, મારવાડનું જ્યોતિષ, દ્રવિડના રસાલંકાર અને ગુજરાતનાં કાવ્યપુરાણ,"—આવી પૌરાણિક સંસ્કૃતિએ ગુજરાતના સાહિત્યને રંગી નાંખ્યુ અને નરસિંહ મહેતાથી દયારામ સુધીના ચારપાંચ સૈકા સુધી ગુજરાતી સાહિત્યનું વહેણ લગભગ એક જ દિશામાં વહ્યા કર્યું. અતિશય ભક્તિભાવથી ઉત્પન્ન થયેલી શ્રદ્ધાએ ગુજરાતના માનસને વેપારમાં પહોંચેલું પણ ધર્મે ભોળું બનાવ્યું. અને ગુજરાતીઓ માત્ર બાહ્ય ધર્મના પાલનથી ઉત્પન્ન થતા ઢોંગ અને પાખંડના ભોગ પણ બન્યા. એ અનિષ્ટ તત્ત્વનું જોર જ્યારે વધતું ગયું ત્યારે તેની સામે પુકાર કરવા માટે ગુજરાતના અંતરમાંથી અવાજ નીકળ્યો. કાંઈક કડવી, કાંઈક તીખી અને કટાક્ષમય વાણીમાં અખાએ અંધશ્રદ્ધામાંથી "આતમજ્ઞાન"ને રસ્તે જવા માટે લોકોને ઉપદેશ કર્યો. નરસિંહ મહેતાએ ભક્તિભાવનાથી ઈશ્વર મેળવવા માટે વેદાન્તનો ઉપયોગ કર્યો; ત્યારે તેના પછીના અખાએ આત્મજ્ઞાનનો આંતરધર્મ અપનાવવા માટે વેદાંતનું રહસ્ય સમજાવ્યું. નરસિંહ મહેતાએ તથા મીરાંબાઈએ લોકોની ધર્મભાવનાને ભકિતરસ વડે ભીની રાખી, ત્યારે અખાએ લોકોને ચટકો લાગે એવી

ભાષામાં પણ સચોટ રીતે ધર્મના તાત્ત્વિક સ્વરૂપનું ભાન કરાવ્યું. પણ અખાનાં કથનો તેની 'અખેગીતા'માં જ રહ્યાં; ત્યારે નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રેમાનંદ અને દયારામનાં કવનો ગુજરાતના હૃદયમાં વસ્યાં. આમ જીવન અને સાહિત્ય એકબીજા સાથે ઓતપ્રોત થઈને ઠેઠ અર્વાચીન કાળ સુધી રહ્યાં.

## અર્વાચીન ગુજરાતી સાહિત્ય :

દયારામ પછી ગુજરાતી સાહિત્યનો અર્વાચીન કાળ શરૂ થયો. તેને હવે લગભગ સો વર્ષ પૂરાં થયાં છે. દયારામનું અવસાન અને નર્મદનું સાહિત્યજીવન એ બન્ને એક જ કાળમાં થયાં. છતાં પણ એ બે જણ વચ્ચે કેટલું અંતર! એ કાળ માત્ર નવા યુગનો નહીં, પણ આખા દેશના નવા અવતારનો જન્મકાળ હતો. અત્યારસુધી ગુજરાતી, થોડું સંસ્કૃત અને ફારસી એ ભાષાઓમાંના સાહિત્યથી જીવન ઘડાતું. હવે અંગ્રેજી ભાષાનું અને તેના સાહિત્યનું શિક્ષણ શરૂ થવાની સાથે જીવનના દરેક વિભાગમાં નવા વિચારો અને જૂની પ્રણાલિકાઓ વચ્ચેનો વિગ્રહ શરૂ થયો. જીવનનાં મૂલ્યાંકનો બદલાવા લાગ્યાં અને નવી વિચારસરણીઓ અને ભાવનાઓએ નવું જ માનસ દેશમાં સર્વત્ર ઉત્પન્ન કર્યું. સ્વાભાવિક રીતે સાહિત્યનું વહેણ પણ બદલાયું. ગુજરાતના શાન્તિમય અને સંરક્ષક જીવનમાં ઉત્પાતનો આંચકો આવે એવાં છૂટાંછવાયાં બળોને એકત્રિત અને વ્યક્ત કરનાર પુરુષ ઉત્પન્ન થવા માટેનું વાતાવરણ તૈયાર થવા માંડ્યું. અને તરત જ નર્મદકવિમાં તે બળો મૂર્તિમંત થયાં. ધાર્મિક ક્ષેત્રમાં સંકોચાઇ રહેલું ગુજરાતી સાહિત્ય એમાંથી છૂટ્યું અને તેનાં ગદ્ય અને પદ્ય એ બન્ને અંગોને સાંસારિક, સામાજિક, આર્થિક, રાજકીય, વગેરે ક્ષેત્રોમાં નર્મદે પ્રવેશ કરાવ્યો. પણ નર્મદનો આવેશમય વેગ ધાર્મિક અને સંરક્ષણવૃત્તિવાળા ગુજરાતને માટે વધારે પડતો હતો. મુંબઈના છૂટા વાતાવરણમાં રહેલો અને જુસ્સાવાળો પણ ઉચ્છૃંખલ સ્વભાવનો નર્મદ એના જમાનાથી વધારે આગળ વધી ગયો હતો. અને ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં તો જાણે બે તડ પડી ગયાં હોય એવું વાતાવરણ ઉત્પન્ન થયું હતું. દલપતરામના "ધીરેધીરે સુધારાનો સાર"નો નમ્ર અવાજ નર્મદના "યાહોમ કરીને પડો, ફત્તેહ છે આગે!"ના બ્યૂગલના અવાજ કરતાં ગુજરાતને વધારે રુચિકર લાગ્યો. છતાં નર્મદની સાહિત્યસેવાનું મૂલ્ય દલપતરામની સભારંજની કવિતાના સાહિત્ય કરતાં ઊંચું હતું. પચાસેક વરસ પછી નર્મદનો નાદ ગુજરાતે પારખ્યો. નવગુજરાતના આદ્ય જ્યોતિર્ધર તરીકે તો નર્મદને જ મૂકાય.

અંગ્રેજી સાહિત્યના શિક્ષણે બંગાળાને અંગ્રેજી જીવનનો પણ રંગ લગાડ્યો. ગુજરાતમાં વિચારોનું પરિવર્તન થવા માંડ્યું, પણ આચારમાં તો થોડા અપવાદ સિવાય ખાસ અસર ન થઈ. યુનિવર્સિટીના ઉચ્ચ શિક્ષણે શિક્ષિતવર્ગને વિચાર કરતા કર્યા અને તેની અસર ગુજરાતી સાહિત્ય ઉપર ધીમેધીમે વધવા લાગી. ખાસ નોંધવા જેવી એક અસર સંસ્કૃતના અભ્યાસ ઉપર થઈ. અત્યારસુધી સંસ્કૃતનાં સાહિત્ય અને શાસ્ત્રોનું જ્ઞાન મોટે ભાગે શાસ્ત્રીઓ અને પંડિતો પાસે જ હતું. રાજ્યભાષા ફારસી હોવાથી સંસ્કૃત કરતાં ફારસી જાણનાર જનો વિશેષ હતા, પણ ઉચ્ચ શિક્ષણમાં સંસ્કૃતને સ્થાન મળવાથી અંગ્રેજી

સાહિત્ય સાથે સંસ્કૃત સાહિત્ય અને શાસ્ત્રોનો પરિચય જેમ વધવા માંડ્યો તેમ એ જ્ઞાનભંડારનાં દ્વાર ખુલ્લાં થયાં. પરિણામે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને આપણી આર્ય સંસ્કૃતિના જ્ઞાનની વૃદ્ધિ થવાની સાથે એ બન્નેનું તુલનાત્મક સાહિત્ય ઉત્પન્ન કરવા તરફ આપણા વિદ્વદ્વર્ગની પ્રવૃત્તિ શરૂ થઈ. હિંદુધર્મનાં મૂલ્યાંકનો જેનુ આપણા પૂર્વજોએ તત્ત્વદર્શન કરાવ્યું હતું તેના હાલની પરિસ્થિતિ પ્રમાણે પુનર્જીવનની રચના એ આપણા સાહિત્યનું એક અંગ બન્યું. સાહિત્યમાં ધાર્મિક ભક્તિભાવ પશ્ચાદ્ભૂમિ ઉપર ગયો અને સ્વદેશભક્તિ તથા સમાજની પુનઃરચનાની ભાવના આગળ આવી. જૂના અને નવા વિચારોના ઘર્ષણનો તોડ કેવી રીતે કહાડવો એ ચર્ચાનો વિષય બન્યો. આ પ્રશ્નોને ગુજરાતી જનતા પાસે મૂકી તેનું માર્ગદર્શન આપવા માટે કોઈ સમર્થ ચિંતક અને લેખકની જરૂર પડી. ગુજરાતને સદ્‌ભાગ્યે એવો એક ઉત્તમ સાક્ષર તે મંથનકાળના જમાનામાં પ્રગટ થયો. ગોવર્ધનરામે "સરસ્વતિચંદ્ર"માં નવલકથાના સ્વરૂપમાં આવા પ્રાણપ્રશ્નોની ઉન્નત શૈલીમાં ચર્ચા કરી માર્ગદર્શન આપનારું અર્વાચીન યુગનું પુરાણ પ્રસિદ્ધ કર્યું. પ્રજાએ એ સર્વગ્રાહી નવલપુરાણનો સુંદર સત્કાર કર્યો, અનેક સાહિત્યકારોની ગદ્ય અને પદ્ય કૃતિઓનાં ઝરણાં ગુર્જરભૂમિમાં ફૂટવા લાગ્યાં અને અર્વાચીન ગુજરાતી સાહિત્યની ગંગાનો પ્રવાહ શરૂ થયો. નવા વિચારોના જોરથી શિક્ષિતવર્ગનું માનસ બદલાવા લાગ્યું, પરંતુ ગુજરાતનું રૂઢિજીવન એટલું ગ્રસ્ત હતું કે તેના જોરની અસર સાંસ્કારિક કે સામાજિક જીવન ઉપર બહુ થઈ શકી નહીં. માનસિક જીવન અને વ્યાવહારિક જીવન એટલે વિચાર અને આચાર વચ્ચેનું અંતર વધતું ગયુ. નવા અને જૂના વિચારો વચ્ચે ગુજરાતને ગળે ઊતરે એવો સમન્વય સમઝાવનાર સાહિત્યની જરૂર હતી. મણિલાલ નભુભાઈએ વેદાંતને અભેદવાદરૂપે ગુજરાતી સાહિત્યમાં ઉતારી જીવનનું આર્ય સંસ્કૃતિને અનુરૂપ પરિવર્તન કરવાને "સુદર્શન"માસિકમાં પ્રચાર કર્યો. તેવો જ પ્રચાર નમદાશંકર મહેતાએ પણ કર્યો. ધાર્મિક અને સમાજસુધારાનો પ્રચાર પ્રાર્થનાસમાજની સંસ્થા તરફથી રમણભાઈએ "જ્ઞાનસુધા"માં શરૂ કર્યો. "સુદર્શન" અને "જ્ઞાનસુધા" વચ્ચેની ચર્ચાઓએ શિક્ષિતવર્ગમાં રસ ઉત્પન્ન કર્યો. તેની સાથે શ્રેયઃસાધક અધિકારી મંડળે સુધારાની સામે પ્રચાર શરૂ કર્યો. સામાજિક જનતાનું માનસ તો રૂઢિગ્રસ્ત જ રહ્યું અને એનું વિનોદી અને કટાક્ષયુક્ત ચિત્ર ગુજરાતી સાહિત્યને રમણભાઈના "ભદ્રંભદ્ર" માં મળ્યું. સંરક્ષકવર્ગે તેનો પ્રતિકાર કર્યો અને વાતાવરણમાં ઉગ્રતા પણ આવી. સુધારાની જરૂર તો હતી જ પણ મૂર્તિપૂજા જેવી પુરાણી સંસ્થાની વધારે પડતી નિંદા સહન કરવા ગુજરાત તૈયાર ન હતું. અને તેથી પ્રાર્થનાસમાજ, એનામાં કેટલાંક ઇષ્ટ તત્ત્વો હોવા છતાં, નબળી પડતી ગઈ. વિવાદગ્રસ્ત વિષયોની ઉચ્ચ કક્ષાની ચર્ચા વડે જનતાને માર્ગદર્શન આપવાની જરૂર પડી. આનંદશંકરભાઈએ તે પૂરી પાડી અને "વસંત" નો જન્મ થવાની સાથે જ આપણા આધુનિક સાહિત્યની વસંતઋતુ શરૂ થઈ. સંક્રાંતિકાળના અનેક પ્રશ્નોનું અભ્યાસપૂર્ણ અને તલસ્પર્શી વિવેચન કરી આપણા સાહિત્યને તેમણે સમૃદ્ધ કર્યું. તેમનું વળણ મધ્યમ માર્ગ તરફ રહેલું કહેવાય છે. પણ એ મધ્યમ માર્ગ લોકોને સંતોષવા માટે નહીં, પરંતુ બન્ને બાજુને તાત્ત્વિક દૃષ્ટિએ તપાસીને તેમાંનાં ઇષ્ટ તત્ત્વોનો સુમેળ સાધવાનો સમન્વયમાર્ગ હતો. આર્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ બન્નેમાંથી આપણી આધુનિક સંસ્કૃતિ ઉપજાવવા અને આપણા જીવનને સંસ્કારમય બનાવવા માટે એમનાં

વિશાળ વાચન અને મનન " વસંત " અને " આપણો ધર્મ " માં ગુજરાત પાસે એમણે મૂક્યાં અને સાંસ્કારિતાને ગુજરાતના જીવનમાં સ્થાન આપ્યું. કેશવલાલ ધ્રુવે પણ આપણા સાહિત્યને રસશાળી અને ઔચિત્યભાવપૂર્ણ લેખોથી સમૃદ્ધ બનાવ્યુ છે કૃષ્ણલાલભાઈએ જૂના અને નવા ગુજરાતી સાહિત્યના ઇતિહાસની રચનાનું પ્રથમ કાર્ય કરીને આપણા સાહિત્યના ઇતિહાસકર્તાઓ માટે માર્ગસૂચક સ્તંભો રોપ્યા છે.

નરસિંહ મહેતાથી દયારામ સુધીનુ ગુજરાતનુ પદ્યપ્રધાન ભાવનાત્મક સાહિત્ય અંગ્રેજી સાહિત્યના સંપર્ક પછી પણ સજીવ રહીને બીજી દિશા તરફ વળ્યુ. પૌરાણિક કૃષ્ણની લીલાનાં ગુણગાનમાંથી સનાતન કૃષ્ણની જડ તેમજ ચેતન પ્રકૃતિની લીલા એ કવિતાનુ કેન્દ્ર બની. ભક્તિકાવ્યોનું સ્થાન પ્રકૃતિકાવ્યોએ લીધુ. અંગ્રેજી કવિતાની અસર ગુજરાતી કાવ્ય ઉપર સ્પષ્ટ રીતે જણાવા લાગી અને નૈસર્ગિક શક્તિનુ પૂજન એ ઇશ્વિરભક્તિનો એક પ્રકાર થયો. ભાગવત અને ગીતગોવિંદની પ્રેરણા મેળવનાર ગુજરાતી પ્રાચીન સાહિત્યયુગના આદિકવિ નરસિંહ મહેતા; અંગ્રેજી સાહિત્યના શ્રેષ્ઠ કવિઓની પ્રેરણા મેળવનાર અર્વાચીન યુગના મુખ્ય પ્રથમ કવિ નરસિંહરાવ; પોતિયુ, બંડી અને બાવાટોપી પહેરતા નરસિંહ મહેતા અને કોટ, પાટલૂન અને હૅટ પહેરતા નરસિંહરાવ વચ્ચે કેટલો ફેર લાગે છે? પણ તે બાહ્ય દેખાવ પાછળનુ સામ્ય જરા જોઈએ. બન્ને કવિઓનાં ભક્તહૃદયો એમણે જુદીજુદી રીતે ઇશ્વિરને પારખ્યો છતાં એક જ ભૂમિકા ઉપર હતાં. એકે ઇશ્વિરના અવતારની રાસલીલા ગાઈ, બીજાએ ઈશ્વિરની પ્રકૃતિના રાસની વિવર્તલીલા ગાઈ. પણ બન્નેમાં ઊંડો ભક્તિભાવ, પોતપોતાના જમાનામાં બન્ને સુધરેલા ગણાતા નાગરો અને બન્ને ન્યાત બહાર. બન્નેનાં વેદ, ગોત્ર અને શાખા પણ એક જ. બન્નેને સંતાનના વિરહનું ઊંડું દુઃખ. પણ બન્નેમાં ઇશ્વિર ઉપરની અચલ શ્રદ્ધાએ ઉપજાવેલાં વિરલ ધૈર્ય અને સહનશક્તિ. રાસલીલા નિહાળવા મશાલ ધરીને ઊભેલા નરસિંહ મહેતાએ ગાયુ :

" દીવટીઓ રે દીવટીઓ, નરસૈયો હરિનો દીવટીઓ,
પૂર્વ પ્રીત ધરી મન માંહે તો રસનાએ રસ ભરીઓ. નર૦ "

તે " દીવટીઆ "ને ખબર હતી કે પાંચસોએક વરસ પછી ગુજરાતમાં બીજો નરસિંહ દીવેટીઓ પ્રકૃતિની લીલા ઉપર પ્રતિભાશાળી કવિત્વની મશાલ વડે ઉજ્જવલ પ્રકાશ નાંખશે? નરસિંહ મહેતાનુ " વૈષ્ણવજન " કાવ્ય અને નરસિંહરાવનું " મંગળ મંદિર ખોલો "કાવ્ય લોકપ્રિય થયાં અને ગાંધીજીએ પણ અપનાવી ગુજરાતમાં અમર કર્યાં. પણ નરસિંહ એકલો કવિ હતો; ત્યારે નરસિંહરાવ તો ભાષાજ્ઞાન અને ભાષાશાસ્ત્રના ભંડાર અને વિવેચનના ચૂડામણિ હતા. કવિતામાં કોમળતા અને ચર્ચામાં ઉગ્રતા એ બન્ને ગુણો એમના વિશાળ અને નિખાલસ માનસમાં એકસાથે રહી શકતા હતા.

નરસિંહરાવ પછી ગુજરાતમાં નવી કવિતાનો પ્રવાહ છૂટથી વહેતો થયો. કાન્ત, કલાપી, બળવંતરાય ઠાકોર, ખબરદાર, વગેરેએ ઊંચા પ્રકારનાં ઊર્મિકાવ્યોથી આપણું સાહિત્ય સમૃદ્ધ કર્યું, પણ ગુજરાતી જનતાના હૃદયને સ્પર્શનાર, ડોલન શૈલીથી ડોલાવનાર, વિચાર અને શબ્દના મધુર ને સુશ્લિષ્ટ સમન્વયથી મુગ્ધ કરનાર અને કોઈ પણ વિષયને ઉચ્ચ કોટિ ઉપર ઉપાડી લઈ તેનો રસપૂર્ણ થાળ પીરસનાર તે તો નાનાલાલ કવિ. એમની

સરકારી ગેઝેટીઅરો તો આબુને રાજસ્થાનમાં ભેળવ્યા પછીથી લખાયાં એટલે એમાં આબુ ગુજરાતનો વિભાગ છે એવા ઉલ્લેખની આપણે આશા રાખીએ નહીં. તેમ છતાં તેમાં પણ આબુ ગુજરાતમાં હોવાની કબુલાત આવે છે. મુંબઈ ઈલાકાના સરકારી ગેઝેટીઅરના નવમા ગ્રંથનો પ્રથમ ભાગ જે ગુજરાતની વસતિ વિષે છે તેમાં ભૌગોલિક તથા ભાષાની દૃષ્ટિએ આબુપર્વતથી દમણ સુધી ગુજરાતની સીમા જણાવી છે. (પૃષ્ઠ VIII–૮) તથા ઉત્તર ગુજરાતની હદ આબુપર્વતથી મહીનદી સુધીની જણાવી છે. અને તે આબુપર્વતને બાદ કરીને નહીં, પણ આબુસુદ્ધાંત. આબુ અને ગુજરાતનાં બીજાં યાત્રાનાં સ્થળો સાથે તેને ઉત્તર ગુજરાતમાં મૂકયો છે (પૃષ્ઠ IX – ૯/૫૪૩,૫૪૯.) તે ઉપરાંત સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે જૈનધર્મનાં અખિલ હિંદમાં વિખ્યાત એવાં દહેરાં આબુ, શત્રુંજય અને ગિરનારના ત્રણ પર્વતો ઉપર ઉત્તર ગુજરાતમાં આવેલાં છે. (પૃષ્ઠ ૫૫૦.) સત્ય હકીકત કોઈ દિવસ ઢાંકી રહે ખરી?

પણ આટલેથી વાત પૂરી થતી નથી. પોતાની ભાષાને પરભાષાનો ગમે તેટલો ઓપ લાગ્યો હોય પણ માતૃભાષા તરફનો પ્રેમ તેથી કાંઈ જાય? શીરોહી અને ખાસ કરીને તેના દક્ષિણના આબુપ્રદેશનાં સ્થળોમાંથી સાહિત્યના શોખીનો જોધપુર કે અજમેર નહિ, પણ ગુજરાત કે મુંબઈમાં આવી ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા કરે તેમાં શું આશ્ચર્ય છે? આબુની તળેટીના હાથળગામના વતની ગોકુળભાઈ ભટ્ટ મુંબઈ આવી ગુજરાતી સાહિત્યની સેવા કરે, ત્યાંના ઉપનગરની સાહિત્યસભાના મંત્રી થઈ અંધેરીમાં ભરાયલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પણ કાર્યવાહક મંત્રી થાય એમાં કાંઈ આશ્ચર્ય છે? શીરોહીરાજ્યના વતની પ્રખ્યાત પુરાતત્ત્વવિદ્ મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા નડીઆદમાં ભરાયેલી સાહિત્ય પરિષદના ઈતિહાસવિભાગના પ્રમુખ થઈ ગુજરાતીમાં ભાષણ આપે અને તે ભાષણમાં પોતાની માતૃભૂમિ–ગુજરાત–નાં આબુનાં મંદિરોની કળાનાં વખાણ કરે એમાં પણ કાંઈ આશ્ચર્ય છે? શીરોહીના વતની વકીલ ભીમાશંકર શર્મા આજથી પંદરેક વરસ ઉપર ત્યાંની જનતામાં જાગૃતિ લાવવા માટે ગુજરાતી ભાષામાં "શીરોહી સંદેશ' નામનુ વર્તમાનપત્ર પ્રગટ કરે તથા શીરોહીના કવિ 'આનંદી' ગુજરાતી ભાષામાં 'એ અર્બુદના લાડકવાયા' નામનું કાવ્ય રચે એમાં પણ કાંઈ આશ્ચર્ય છે? લગભગ પંચોતેર વરસ પહેલાંથી હમણાંસુધી ત્યાંની ગુજરાતી બોલતી પ્રજા સાથે સંપર્ક ચાલુ રાખવા માટે શીરોહીના દીવાનો ગુજરાતીઓ હોય એમાં પણ શું આશ્ચર્ય છે? આશ્ચર્ય માત્ર એટલું જ છે કે આટલી સ્પષ્ટ હકીકતો હોવા છતાં ભાષાની દૃષ્ટિએ પણ આબુનો પ્રદેશ રાજસ્થાનમાં છે એવું ઠોકી બેસાડવાના પ્રયત્નો થાય છે. એનો ઘણોખરો આધાર તો જ્યારથી આબુને રજપૂતાનામાં જોડવામાં આવ્યું ત્યારથી ત્યાંથી જે લોકો આવ્યા તેમની ભાષા ઉપરથી જે ફેરફારો થયા તેના ઉપર જ રાખવામાં આવે છે. આપણે ઉપર જોયું તેમ હજી દસપંદર વરસ પહેલાં તો શીરોહીના વતનીઓ માટે ગુજરાતી વર્તમાનપત્રો કહાડવાં પડતાં અને હજી પણ ગુજરાતી વર્તમાનપત્રો મોટી સંખ્યામાં આબુપ્રદેશમાં જાય છે. કચ્છી બોલી શુદ્ધ ગુજરાતી ભાષાથી જુદી જ લાગે છે. પણ એથી કોઈએ એમ કહ્યું કે કચ્છ ભાષાપરત્વે ગુજરાતમાં નથી? આબુનું પણ તેમજ છે. ખરી રીતે આબુ ગુજરાતનો ભાગ છે કે નહીં તેનો નિર્ણય તેને કૃત્રિમ રીતે

અને સને ૧૮૦૩ માં એના મદદનીશે મુંબઈ સરકારને કરેલા રિપોર્ટ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ગુજરાતના બ્રિટિશ અમલદારો શીરોહી, વાંસવાડા, ડુંગરપુર, ઝાબુઆ, અલીરાજપુર, વગેરે, દેશી રાજ્યોના વિભાગોને ગુજરાતની અને એને લીધે મુંબઈ સરકારની સત્તા તળે જ ગણતા હતા. પણ પછીથી રાજસ્થાનના પોલિટિકલ અમલદારો ફાવ્યા અને શીરોહીનો વહીવટ રજપૂતાના એજંસી તળે મૂકાયો. બ્રિટિશ અમલદારો હિંદુસ્થાનની શીતળ ટેકરીઓને તેમનુ સ્વર્ગ માનતા હતા. રજપૂતાનાના રણની ગરમ હવામાંથી બચવા માટે તેમને આવી એક વિશાળ શીતળ ટેકરી જોઈતી હતી. આબુ જેવું સુંદર સ્થાન રજપૂતાનામાં બીજે કોઈ ઠેકાણે ન હતું. રજપૂતાનાની લશ્કરી ટૂકડીઓ માટે આરામની જગા બીજે કયાંય નહોતી. એટલે છેવટે આબુની ખાતર શીરોહીને પણ રજપૂતાના એજંસીમાં ભેળવવા તેઓ સફળ થયા અને શીરોહીના રાજાને આબુપર્વતનો સારામાં સારો ભાગ લશ્કરી વપરાશ માટે સોંપી દેવાની ફરજ પાડી. તે પછી તો રજપૂતાનાના રાજાઓની કોઠીઓ આવી અને આબુ રજપૂતાનાનુ કીડાંગણુ બન્યુ. ગુજરાત બિચારું બેસી રહ્યું. કવીશ્વર દલપતરામે "દીઠો આજ આબુ ગિરિરાજ એવો" એ કવિતા સંભળાવી ત્યારે કોઈને એમ થયુ કે આ આબુ તો આપણો હતો અને કોઈ દિવસ પાછો મળશે ખરો? યૂરોપિયન અમલદારોને આબુ રાજસ્થાનમાં રહે કે ગુજરાતને પાછું મળે એની શી પરવા હતી?

આવી રીતે આબુ શીરોહીમાં અને ત્યાંથી રજપૂતાનામાં ગયો એ એક માત્ર ઐતિહાસિક અકસ્માત જ હતો. કર્નલ ટોડના પક્ષપાતનું પરિણામ હતું. ગુજરાતનો ભાગ રજપૂતાનામાં ભેળવી દેવાની યોજના કૃત્રિમ હતી. પણ નૈસર્ગિક નિયમો તો કૃત્રિમ અંતરાયોનો બંધ તોડીને પણ બહાર નીકળે છે. વહીવટી ફેરફારને પરિણામે આબુ રાજસ્થાનમાં ગયાથી રાજસ્થાનીઓની સંખ્યા વધી આબુરોડ સ્ટેશન અને આબુ ઉપર રાજસ્થાનના પરચૂરણ વેપારીઓ આવી વસ્યા. રાજ્યકારભારની ભાષા રાજસ્થાનની થઈ પણ આબુપ્રદેશના જનસમાજનાં સંસ્કૃતિ અને સંબંધ તો ગુજરાતી બોલતી પ્રજા સાથે જ વધારે રહ્યાં. એનુ મુખ્ય કારણ તો ભાષા અને વ્યવહાર. સેંકડો વરસના ગાઢ સંબંધો માત્ર એક સૈકાના કૃત્રિમ ફેરફારથી કેમ બદલાય? દરેક સીમાપ્રદેશની ભાષા મિશ્રિત તો હોય જ, પણ શીરોહીપ્રદેશની ભાષા તો મૂળ ગુજરાતી ઉપર મારવાડીનો રંગ, અને નહીં કે મારવાડી ભાષા ઉપર ગુજરાતીની અસર. ત્રણેક વરસ પહેલાં શીરોહીરાજ્યના વારસની તપાસસમિતિના પ્રમુખ તરીકે મને ત્યાંની ભાષામાં લખાયલા કેટલાએક દસ્તાવેજો જોવાનો પ્રસંગ મળ્યો હતો. રાજસ્થાની ભાષા નહીં જાણતો હોવા છતાં મને તેનો અર્થ સારી પેઠે સમજાતો હતો. આપણી જૂની ગુજરાતીમાં મારવાડી શબ્દો મળીભળી ગયા હોય એમ જ લાગતું હતું. વિભક્તિઓ, પ્રત્યયો, વગેરે, વ્યાકરણનાં અંગો આપણા જેવાં જ જણાતાં હતાં. મુખ્ય ફેર એ હતો કે આપણે ત્યાંની જૂની ગુજરાતી હતી તેના જેવી તે જણાતી હતી. લિપિ પણ તેવી જ હતી. ગ્રીઅર્સન, ટેસીટોરી, પ્રો. સુનીતિકુમાર ચેટરજી, વગેરે, ભાષાની ઉત્પત્તિના પંડિતોનો અભિપ્રાય એવો છે કે ગુજરાત અને અત્યારના પશ્ચિમદક્ષિણ રાજસ્થાનની ભાષા મૂળે એક જ છે. શીરોહીની ભાષા તે શીરોહીગુજરાતી છે તેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો.

સરકારી ગેઝેટીઅરો તો આબુને રાજસ્થાનમાં ભેળવ્યા પછીથી લખાયાં એટલે એમાં આબુ ગુજરાતનો વિભાગ છે એવા ઉલ્લેખની આપણે આશા રાખીએ નહીં. તેમ છતાં તેમાં પણ આબુ ગુજરાતમાં હોવાની કબુલાત આવે છે. મુંબઈ ઈલાકાના સરકારી ગેઝેટીઅરના નવમા ગ્રંથનો પ્રથમ ભાગ જે ગુજરાતની વસતિ વિષે છે તેમાં ભૌગોલિક તથા ભાષાની દૃષ્ટિએ આબુપર્વતથી દમણ સુધી ગુજરાતની સીમા જણાવી છે. (પૃષ્ઠ VIII–૮) તથા ઉત્તર ગુજરાતની હદ આબુપર્વતથી મહીનદી સુધીની જણાવી છે. અને તે આબુપર્વતને બાદ કરીને નહીં, પણ આબુસુદ્ધાંત આબુ અને ગુજરાતનાં બીજાં યાત્રાનાં સ્થળો સાથે તેને ઉત્તર ગુજરાતમાં મૂકયો છે (પૃષ્ઠ IX –૯/૫૪૩,૫૪૯.) તે ઉપરાંત સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે જૈનધર્મના અખિલ હિંદમા વિખ્યાત એવાં દહેરાં આબુ, શત્રુંજય અને ગિરનારના ત્રણ પર્વતો ઉપર ઉત્તર ગુજરાતમાં આવેલાં છે. (પૃષ્ઠ ૫૫૦.) સત્ય હકીક્ત કોઈ દિવસ ઢાંકી રહે ખરી?

પણ આટલેથી વાત પૂરી થતી નથી. પોતાની ભાષાને પરભાષાનો ગમે તેટલો ઓપ લાગ્યો હોય પણ માતૃભાષા તરફનો પ્રેમ તેથી કાંઈ જાય? શીરોહી અને ખાસ કરીને તેના દક્ષિણના આબુપ્રદેશનાં સ્થળોમાંથી સાહિત્યના શોખીનો જોધપુર કે અજમેર નહિ, પણ ગુજરાત કે મુંબઈમાં આવી ગુજરાતી ભાષા અને સાહિત્યની સેવા કરે તેમાં શું આશ્ચર્ય છે? આબુની તળેટીના હાથળગામના વતની ગોકુળભાઈ ભટ્ટ મુંબઈ આવી ગુજરાતી સાહિત્યની સેવા કરે, ત્યાંના ઉપનગરની સાહિત્યસભાના મંત્રી થઈ અંધેરીમાં ભરાયલા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના પણ કાર્યવાહક મંત્રી થાય એમાં કાંઈ આશ્ચર્ય છે? શીરોહીરાજ્યના વતની પ્રખ્યાત પુરાતત્ત્વવિદ્ મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા નડીઆદમાં ભરાયેલી સાહિત્ય પરિષદના ઈતિહાસવિભાગના પ્રમુખ થઈ ગુજરાતીમાં ભાષણ આપે અને તે ભાષણમાં પોતાની માતૃભૂમિ–ગુજરાત–નાં આબુનાં મંદિરોની કળાનાં વખાણ કરે એમાં પણ કાંઈ આશ્ચર્ય છે? શીરોહીના વતની વકીલ ભીમાશંકર શર્મા આજથી પંદરેક વરસ ઉપર ત્યાંની જનતામાં જાગૃતિ લાવવા માટે ગુજરાતી ભાષામાં "શીરોહી સંદેશ' નામનુ વર્તમાનપત્ર પ્રગટ કરે તથા શીરોહીના કવિ 'આનંદી' ગુજરાતી ભાષામાં 'એ અર્બુદના લાડકવાયા' નામનું કાવ્ય રચે એમાં પણ કાંઈ આશ્ચર્ય છે? લગભગ પંચોતેર વરસ પહેલાંથી હમણાંસુધી ત્યાંની ગુજરાતી બોલતી પ્રજા સાથે સંપર્ક ચાલુ રાખવા માટે શીરોહીના દીવાનો ગુજરાતીઓ હોય એમાં પણ શું આશ્ચર્ય છે? આશ્ચર્ય માત્ર એટલું જ છે કે આટલી સ્પષ્ટ હકીકતો હોવા છતાં ભાષાની દૃષ્ટિએ પણ આબુનો પ્રદેશ રાજસ્થાનમાં છે એવું ઠોકી બેસાડવાના પ્રયત્નો થાય છે. એનો ઘણોખરો આધાર તો જ્યારથી આબુને રજપૂતાનામાં જોડવામાં આવ્યુ ત્યારથી ત્યાંથી જે લોકો આવ્યા તેમની ભાષા ઉપરથી જે ફેરફારો થયા તેના ઉપર જ રાખવામાં આવે છે. આપણે ઉપર જોયું તેમ હજી દસપંદર વરસ પહેલાં તો શીરોહીના વતનીઓ માટે ગુજરાતી વર્તમાનપત્રો કહાડવાં પડતાં અને હજી પણ ગુજરાતી વર્તમાનપત્રો મોટી સંખ્યામાં આબુપ્રદેશમાં જાય છે. કચ્છી બોલી શુદ્ધ ગુજરાતી ભાષાથી જુદી જ લાગે છે. પણ એથી કોઈએ એમ કહ્યું કે કચ્છ ભાષાપરત્વે ગુજરાતમાં નથી? આબુનું પણ તેમજ છે. ખરી રીતે આબુ ગુજરાતનો ભાગ છે કે નહીં તેનો નિર્ણય તેને કૃત્રિમ રીતે

રજપૂતાનામાં જોડયુ તેના પહેલાં શી સ્થિતિ હતી તે ઉપરથી કરવાનો છે. શીરોહીની પ્રજાએ સંમેલન ભરીને ગુજરાતમાં જોડાવાનો ઠરાવ કર્યો તે ઉપરથી તો સરદાર વલ્લભભાઈએ સઘળી તપાસ કરીને આખું શીરોહીરાજ્ય નહીં તો આબુનો પ્રદેશ ગુજરાતને પાછો આપવો જોઈએ એમ ઠરાવ્યું. તે ઠરાવ મધ્યસ્થ સરકારે માન્ય રાખ્યો અને તેટલા માટે આબુને મુંબઈ સરકારના વહીવટ તળે મૂકયો. ભલે તે કામચલાઉ ગણાય, છતાં તેને ફેરવવાનાં સબળ કારણો તો હજી આપણે જાણવાનાં જ રહ્યાં. ભાષા, વ્યવહાર, ભૌગોલિક સ્થિતિ એ દરેક દૃષ્ટિબિંદુથી પણ આપણી મજબૂત માગણી અત્યારે તો એક રાજકીય જાળમાં સપડાઈ ગઈ છે એ જ કમનસીબી છે. આપણે કોઈનું કાંઈ લઈ લેવા માગતા નથી. જે સૈકાથી આપણું હતું, જેને આપણી પાસેથી ખૂંચવી લેવામાં આવ્યું હતું પણ જે આપણને પાછું મળ્યું છે તેને ફરીથી આપણાથી છૂટું ન જ પાડવું જોઈએ એટલું જ કહી આપણે માત્ર ન્યાય માગીએ છીએ.

## ડુંગરપુર, વાંસવાડાનો પ્રદેશ.

હવે ઉત્તરમાંથી પૂર્વ તરફ વળીએ. ડુંગરપુર, વાંસવાડા, ઝાબુઆ તથા તેની આજુબાજુનો પ્રદેશ પણ ગુજરાતમાં જ હતો. પછીથી જેમ શીરોહીને પશ્ચિમરાજસ્થાનમાં નાંખ્યું તેમ આ પ્રદેશને પૂર્વરાજસ્થાનમાં ભેળવી દીધો. મહીનદીની બન્ને બાજુએ આવેલો આ પ્રદેશ ઐતિહાસિક, ભૌગોલિક તેમજ વ્યાવહારિક અને ભાષાકીય દૃષ્ટિએ ગુજરાતનો જ છે એમાં કાંઈ શક નથી. એને પણ કૃત્રિમ રીતે જુદો પાડવામાં આવ્યો છે, છતાં એના સાંસ્કૃતિક સંબંધો તો હજી પણ ગુજરાત જ સાથે છે.

## ડાંગપ્રદેશ :

હવે પૂર્વમાંથી નીચે ઉતરતાં ખાનદેશનો પ્રદેશ આવે છે અને પૂર્વદક્ષિણે ડાંગ આવે છે. ખાનદેશનો પશ્ચિમ ભાગ અને ડાંગ બન્ને એક વખત બાગલાણ નામના મૂલકના વિભાગો હતા. પશ્ચિમખાનદેશમાં નંદરબાર, કુકુરમુંડા, વગેરે ઠેકાણે ગુજરાતી ભાષા જ બોલાતી હતી. પ્રેમાનંદકવિ ઘણુંખરું નંદરબાર અને તેની આસપાસના પ્રદેશમાં રહી આખ્યાનો કરતા હતા એ આપણે સર્વે જાણીએ છીએ. અત્યારે પણ આ પ્રદેશમાં ગુજરાતી બોલનારાઓની સંખ્યા ઘણી છે. ઠેઠ મોગલોના સમય સુધી ડાંગ સુદ્ધાં અને ઠેઠ માહીમ સુધીનો પ્રદેશ ગુજરાતના સુલતાનોના હાથમાં હતો. પરંતુ મરાઠારાજ્યના સમય પછી કેટલાએક ભાગો ગુજરાતની હકુમતમાંથી ગયા. ખાનદેશનો પશ્ચિમ ભાગ વહીવટની દૃષ્ટિએ ગુજરાતમાંથી ગયો. પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ હજી એ ગુજરાતનો જ ભાગ છે. નંદરબારના પ્રદેશમાં આજે પણ વેપાર ગુજરાતીઓના

ડાંગના પોલિટિકલ એજંટ તરીકે ખાનદેશના કલેકટર તળે તે મૂકવામાં આવ્યું હતું, પણ રસ્તાઓ લેવડદેવડ વગેરે બધો વ્યવહાર ગુજરાત સાથે હોવાથી ત્યારપછી તેનો વહીવટ સુરતના કલેકટરને સોંપાયો હતો. ત્યારપછીથી અત્યારસુધી તે ગુજરાતની એજંસી તરીકે જ રહ્યું. આ કૃત્રિમ નહિ, પણ કુદરતી રચના હતી; કારણ કે ડાંગના સંબંધ અને વેપાર કુદરતે જ ગુજરાત સાથે રાખ્યા હતા. એની પૂર્વ તરફ ટેકરીઓ છે, પણ પશ્ચિમ તરફ પૂર્ણા, અંબિકા, ઔરંગા, પાર, દમણગંગા વગેરે નદીઓ ડાંગમાંથી નીકળી ગુજરાત તરફ વહી તે દરિયામાં મળે છે. આ ભૌગોલિક સ્થિતિને લીધે તેનો સંબંધ પહેલેથી જ ગુજરાત સાથે હોય એ તદ્દન સ્વાભાવિક છે. મહારાષ્ટ્ર તરફ ઊંચીઊંચી ટેકરીઓ હોવાથી ભૂતકાળમાં તેની સાથે વાહનવ્યવહાર, લેવડદેવડ મુશ્કેલ હતાં. ત્યારે રસ્તાઓ અને નદીઓ મારફત પશ્ચિમ અને ઉત્તર તરફનો વેપારધંધો સીધો ને સહેલો હતો.

પણ આ બધાં કારણો કરતાં પણ ડાંગની ગુજરાત સાથે એકતાનું મુખ્ય કારણ તો ત્યાંની ભાષા છે. ડાંગની ભાષાને ખાનદેશી બોલીનો એક પ્રકાર ગણતા પ્રખ્યાત ભાષાશાસ્ત્રી શ્રીઅર્સનનો એવો અભિપ્રાય છે કે ખાનદેશી ભાષા તે મરાઠીમાંથી ઉત્પન્ન થઈ નથી, પણ તેની અંતર્ગત વ્યાકરણીય રચના ગુજરાતી અને રાજસ્થાની ભાષાને ઘણી વધારે મળતી આવે છે. આ માત્ર તર્ક નથી, પણ આપણા અનુભવની વાત છે. એ તો જેઓએ ડાંગની લિપિ, બોલી, વગેરેનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કર્યો છે, તેમજ જેમનો ડાંગની સાથે વ્યવહાર છે. તે સર્વેને સ્પષ્ટ રીતે જણાય છે. જેવો શ્રીઅર્સનનો નિષ્પક્ષપાત અભિપ્રાય છે તેવો જ અભિપ્રાય રેવરંડ સી. થોમસને સને ૧૮૭૫ માં બહાર પાડેલા ભીલી વ્યાકરણમાં જણાય છે. મુંબઈ ગેઝેટી-અરના બારમા પુસ્તકમાં પણ તેના યૂરોપીઅન લેખકે જણાવ્યું છે કે ડાંગના વતનીઓ ગુજરાતી, હિન્દી અને મરાઠી મિશ્રણથી બનેલી ભાષામાં બોલતા, પણ તેમાં ગુજરાતીનું પ્રમાણ વધુ હતું. સને ૧૮૭૨ ના ડાંગના એક ભીલ રાજાએ કરી આપેલો દસ્તાવેજ અત્યારે દક્ષિણગુજરાતમાં જે પ્રકારની ભાષા બોલાય છે તેમાં જ લખાયેલો છે. આ વિષે મારે અહીં વિસ્તારથી વિવેચન કરવાની જરૂર નથી; કારણ કે ગુજરાત સાહિત્યસભાએ ડાંગની ભાષા માટે નીમેલી સમિતિએ ત્યાં જઈ સઘળી માહિતી મેળવીને જે પ્રકાશન કર્યું છે તે એટલું બધું સર્વગ્રાહી અને અભ્યાસપૂર્ણ છે કે તે વાંચ્યા પછી ડાંગનો પ્રદેશ ભૌગોલિક, વ્યાવહારિક, ભાષા-વિષયક, વગેરે અનેક દૃષ્ટિબિંદુઓથી ગુજરાતનો જ ભાગ છે એમ કોઈ નિષ્પક્ષપાત વાચકને પણ જણાયા વિના રહે નહીં. તેમાં પણ આપણા ભાષાશાસ્ત્રી ડૉ. ટી. એન. દવેએ ડાંગની ભાષાનું વ્યાકરણની દૃષ્ટિએ પૃથક્કરણ કરીને સિદ્ધ કરી આપ્યું છે કે ડાંગની ભાષા દક્ષિણગુજરાતની ભાષાને જ મળતી છે. આ ઉપરાંત ગુજરાત સંશોધન મંડળ તરફથી પ્રગટ થયેલી "મહાગુજરાતની ભાષાકીય સીમાઓ," શ્રી કનૈયાલાલ મુનશીએ પ્રગટ કરેલું "ભાષાકીય પ્રાંતો અને મુંબઈનું ભવિષ્ય", ગુજરાત સીમા પરિષદનો અહેવાલ એ ડાંગના વિષય ઉપર પુષ્કળ પ્રકાશ નાંખે છે. આપણી દલીલો આ પ્રકાશનોમાં એટલી તો સબળ રીતે દર્શાવવામાં આવી છે કે એથી વધારે કહેવાનું કાંઈ જ રહેતું જ નથી, અને એથી વિરુદ્ધ શું કહી શકાય તે સમજાતું પણ નથી. થોડા વખતથી ડાંગની વસતિને ગુજરાતી શિક્ષણ

માટે જે અંતરાયો પડ્યા છે તે સત્વર દૂર થાય અને ડાંગની પ્રજાનો ગુજરાત સાથેનો સર્વકાલીન સઘળો સંબંધ પૂર્વવત્ કાયમ રહે એમ માત્ર આપણે જ નહીં, પણ આખું યે ગુજરાત આશા રાખે છે.

પૂર્વદક્ષિણમાંથી દક્ષિણ તરફ ઉતરતાં ગુજરાતની સીમા દમણગંગા સુધી છે એમ કહેવાય છે, પરંતુ તેની દક્ષિણે પણ લગભગ સોપારા સુધી ગુજરાતી ભાષાનું પ્રમાણ વધારે અંશે છે એમ કહીએ તો તેમાં લેશમાત્ર અતિશયોકિત નથી. થાણાજિલ્લાને પહેલાં મુંબઈ ઈલાકાના મધ્ય વિભાગમાં નહિ પણ ઉત્તર વિભાગમાં મૂકયો હતો તેમાં પણ આ એક કારણ હોવું જોઈએ. જે કોંકણપટ્ટી કહેવાય છે તે ઉત્તરમાં સુરત પાસેથી શરુ થતી અને તે પટ્ટીનો લગભગ મુંબઈ સુધીનો ભાગ ગુજરાતમાં જ હતો. સંજાણમાં પારસીઓ ઉતર્યા ત્યારથી તેમની ભાષા બીજી કોઈ નહીં પણ ગુજરાતી થઈ એ પણ સૂચક વસ્તુ છે.

ગુજરાતની પશ્ચિમ દિશાએ તો સમુદ્ર જ આવેલો છે, એટલે એમાં તો હજી સુધી કોઈએ કાંઈ દાવો કર્યો નથી. આ પ્રમાણે આપણા સીમાપ્રદેશની સ્થિતિ છે. આપણે તો તેને મુખ્યત્વે કરીને ભાષા ને સાહિત્યના દૃષ્ટિબિંદુથી તપાસવાની છે. પરંતુ એને બીજાં દૃષ્ટિબિંદુઓથી પણ છૂટું પાડી શકાય તેમ નથી. સમગ્ર દૃષ્ટિબિંદુથી જોતાં પણ ગુજરાત અને તેની સંસ્કૃતિ અત્યારે વહીવટી ધોરણે જે ગુજરાતમાં ગણાય છે તેના કરતાં પણ વધારે વિસ્તૃત પ્રદેશમાં છે.એનું સાહિત્ય પણ અત્યારે ગુજરાતની બહાર ગણાતા પ્રદેશોના લોકો પોતાના સાહિત્ય તરીકે જ વાંચે છે. ગુર્જરદેશ સંકોચાતોસંકોચાતો અત્યારે પાતળો થઈ ગયો છે. ગુજરાત વેપારમાં ગમે એટલું પહોંચેલું હોય, પણ સ્વભાવે નરમ, ભોળું અને ઉદાર દિલનું છે. એનો લાભ લેવાયો છે, અને હજી પણ લેવાતો જાય છે. ગુજરાતને હમણાં ને હમણાં જ જુદો ભાષાકીય પ્રાંત બનાવવો જોઈએ એવી માગણી આપણે કરતા નથી. અત્યારે જે કંઈ સ્થિતિ છે તેમાં ફેરફાર કરવો નહીં એટલું જ આપણે ભારપૂર્વક કહીએ છીએ. આગળ ઉપર જ્યારે સીમાસમિતિઓ નીમાય ત્યારે તેનો છેવટનો નિર્ણય થઈ શકશે. પરંતુ તે પહેલાંથી જે જ્યારે ગુજરાતના શરીરના ટૂકડા કરવાની વાતો ચાલે છે ત્યારે તો માત્ર તેના પ્રદેશની સીમાનો જ નહીં, પરંતુ તેની સહનશક્તિની સીમાનો સવાલ પણ ઊભો થાય છે.

સોએક વરસ પહેલાં ગુજરાતના ગૌરવ માટે ગર્વ ધરાવનાર આપણા પ્રથમ રાષ્ટ્રભક્ત કવિ નર્મદના હૃદયમાંથી ઉદ્‌ગાર નીકળ્યા હતા :

"કોની કોની છે ગુજરાત ?"

એણે જે ઉત્તર આપ્યો એમાં હવે આટલું ઉમેરવાનો વખત આવ્યો છે :

"પૂર્વજ જેના ગુર્જર ભૂમિના, સીમાપ્રદેશે જઈને વસ્યા,
રંગ છો લાગ્યો પરભાષાનો, રીતરિવાજે ગુર્જર રહ્યા,
તેની તેની છે ગુજરાત,
પછી પડ્યા ગમે તે ભાગ,
તોપણ ગણાય સૌ ગુજરાત,
એવી અખંડ રહો અમ માત!"

★

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

(તારીખ ૨૮, ૨૯, ૩૦, ડિસેમ્બર, ૧૯૫૨)

# ૧૮ મું અધિવેશન

## નવસારી

પ્રદર્શન ખુલ્લું મૂકતી વખતે

શેઠ શ્રી નટવરલાલ ભીખાભાઇ પટેલનું ભાષણ

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી
## ૧૮ મું અધિવેશન.



શ્રી નટવરલાલ ભીખાભાઈ પટેલ.
પ્રદર્શન–ઉદ્દ્ઘાટનકર્તા.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## શેઠ શ્રી નટવરલાલ ભીખાભાઈનું ભાષણ

ના માન્યવર પ્રમુખશ્રી, સજ્જનો અને સન્નારીઓ,

ના પરિષદ અંગે યોજાયલા પ્રદર્શનને ખુલ્લું મુકવાની જે ફરજ બજાવવાનું આપની સમિતિ તરફથી મને સોંપવામાં આવ્યુ છે તે અદા કરતાં પહેલાં આપના કિંમતી ની થોડી ચીનીટો હુ ચૂંટવી લઉં તો આપ મને ક્ષમા કરશો.

સાહિત્ય જેવી અગત્યની પ્રવૃતિ અંગેના વિભાગમાં મારા સરખાનું સ્થાન ન હોય સમજી શકું છું પણ આ સંમેલનને સફળ કરવા આપની પરિષદના સ્વાગત શ્રીને આ વયે પણ જે ભારે પરિશ્રમ ઉઠાવતા જોયા અને તેઓશ્રી તરફથી આ ખુલ્લી મુકવાની જવાબદારી મને આપવાનું જણાવવામાં આવ્યુ ત્યારે રામના ધમા ખિસકોલીએ તરણાં વહ્યાં હતાં તે ન્યાયે તેમનો નજીવો બોજો પણ હળવો ાં હુ કાંઇક મદદગાર થઈ શકું એમ સમજી મારી મર્યાદાઓના પૂરા ખ્યાલ સાથે આ બદારી મેં ઉઠાવી છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## શેઠ શ્રી નટવરલાલ ભીખાભાઈનું ભાષણ

પરિષદના માન્યવર પ્રમુખશ્રી, સજ્જનો અને સન્નારીઓ,

આ પરિષદ અંગે યોજાયલા પ્રદર્શનને ખુલ્લું મુકવાની જે ફરજ બજાવવાનું આપની સ્વાગત સમિતિ તરફથી મને સોંપવામા આવ્યુ છે તે અદા કરતાં પહેલાં આપના કિંમતી રોકાણની થોડી મીનીટો હું ઝૂંટવી લઉં તો આપ મને ક્ષમા કરશો.

સાહિત્ય જેવી અગત્યની પ્રવૃત્તિ અંગેના વિભાગમાં મારા સરખાનું સ્થાન ન હોય એ હું સમજી શકું છું પણ આ સંમેલનને સફળ કરવા આપની પરિષદના સ્વાગત પ્રમુખશ્રીને આ વયે પણ જે ભારે પરિશ્રમ ઉઠાવતા જોયા અને તેઓશ્રી તરફથી આ પ્રદર્શન ખુલ્લી મુકવાની જવાબદારી મને આપવાનું જણાવવામાં આવ્યું ત્યારે રામના સેતુબંધમા ખિસકોલીએ તરણાં વહ્યાં હતાં તે ન્યાયે તેમનો નજીવો બોજો પણ હળવો કરવામાં હું કાંઇક મદદગાર થઈ શકું એમ સમજી મારી મર્યાદાઓના પૂરા ખ્યાલ સાથે આ જવાબદારી મેં ઉઠાવી છે.

હું એ પણ જાણુ છુ, કે પ્રદર્શનો એ પ્રજાજીવનના ઘડતરમાં જ્ઞાનનો ફાળો આપનાર સાધન છે. સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજના રાજઅમલમાં નવસારીમાં ઔદ્યોગિક અને ખેતી વિષયક મોટાં મોટાં પ્રદર્શનો ભરાયા હતાં. એમની પ્રેરણા પામેલા પ્રજાજનોએ પણ સ્ત્રી-ઉદ્યોગોના, ભાતભાતની વાનીઓનાં જમણનાં, સાથીઆ-રંગોળીઓનાં અને સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શનો અહીં ભર્યાં છે.

આપ સૌએ વિશાળ પ્રદર્શનો જોયાં છે એના હિસાબે આ સંમેલન અંગે યોજાયલું પ્રદર્શન આપને કદાચ નાનકડું અને ઝાકઝમાળ વિનાનું લાગે તો પણ મારી તો એક જ વિનંતિ છે કે કોઈ શુભ અવસરે વિજળી રોશનીથી શણગારેલા રાજમહેલો જોઈ ઘરના દીવાની કિંમત કોડીની ગણી આપણમાંના કેટલાએ તેવા દીવા ઉકરડે પધરાવ્યા? અને એમ કરેલું શોભે પણ ખરૂં?

આ સમિતિ પાસે રહેલી નાણાની જોગવાઈ, સમય અને સંજોગ એ બધા વચ્ચેથી રસ્તો કાઢી આ પ્રદર્શનની જે રચના કરી છે એને ઉપલા દૃષ્ટિ બિન્દુથી જોશો તો આ નાનકડા પ્રદર્શનમાં આપને રસભર્યું લાગશે એમ હું માનું છું.

આ પ્રદર્શનમાં યુક્તિપૂર્વક વિભાગો રખાયા છે. એમાં ચિત્રકલા જેવી રમાળ કળાને ભરતગુંથણ જેવા ગૃહઉદ્યોગ, પ્રજાજીવનનું ઘડતર કરનાર વર્તમાનપત્રોને, પુરાતન સંસ્કૃતિ અને પ્રાચીન પુંજીની સાથે જોડનારા અવશેષોને સ્થાન અપાયુ છે. નવસારીની ગારડા કોલેજમાં સૂક્ષ્મજંતુ શાસ્ત્રને લગતો વિરલ સંગ્રહ છે તે; તેમજ માનસશાસ્ત્રને લગતા નકશાઓનો પણ તેટલો જ વિરલ સંગ્રહ-એ બન્ને વસ્તુઓ કોલેજના સૌજન્યને પરિણામે આ પ્રદર્શનમાં નાનની બાજુએ રજુ થયો છે.

(પાછળ)

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## શેઠ શ્રી નટવરલાલ ભીખાભાઈનું ભાષણ

પરિષદના માન્યવર પ્રમુખશ્રી, સજ્જનો અને સન્નારીઓ,

આ પરિષદ અંગે યોજાયલા પ્રદર્શનને ખુલ્લું મુકવાની જે ફરજ બજાવવાનું આપની સ્વાગત સમિતિ તરફથી મને સોંપવામાં આવ્યું છે તે અદા કરતાં પહેલાં આપના કિમતી રોકાણની થોડી મીનીટો હું ઝૂંટવી લઉં તો આપ મને ક્ષમા કરશો.

સાહિત્ય જેવી અગત્યની પ્રવૃત્તિ અંગેના વિભાગમાં મારા સરખાનું સ્થાન ન હોય એ હું સમજી શકું છું પણ આ સંમેલનને સફળ કરવા આપની પરિષદના સ્વાગત પ્રમુખશ્રીને આ વયે પણ જે ભારે પરિશ્રમ ઉઠાવતા જોયા અને તેઓશ્રી તરફથી આ પ્રદર્શન ખુલ્લી મુકવાની જવાબદારી મને આપવાનું જણાવવામાં આવ્યું ત્યારે રામના સેતુબંધમા ખિસ્કોલીએ તરણાં વહ્યાં હતાં તે ન્યાયે તેમનો નજીવો બોજો પણ હળવો કરવામાં હું કાંઇક મદદગાર થઈ શકું એમ સમજી મારી મર્યાદાઓના પૂરા ખ્યાલ સાથે આ જવાબદારી મેં ઉઠાવી છે.

હું એ પણ જાણું છું, કે પ્રદર્શનો એ પ્રજાજીવનના ઘડતરમાં જ્ઞાનનો ફાળો આપનાર સાધન છે. સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજના રાજઅમલમાં નવસારીમાં ઔદ્યોગિક અને ખેતી વિષયક મોટાં મોટાં પ્રદર્શનો ભરાયાં હતાં. એમની પ્રેરણા પામેલા પ્રજાજનોએ પણ સ્ત્રી-ઉદ્યોગોના, ભાતભાતની વાનીઓનાં જમણનાં, સાથીઆ-રંગોળીઓનાં અને સ્વદેશી વસ્તુઓનાં પ્રદર્શનો અહીં ભર્યાં છે.

આપ સૌએ વિશાળ પ્રદર્શનો જોયાં છે એના હિસાબે આ સંમેલન અંગે યોજાયલું પ્રદર્શન આપને કદાચ નાનકડું અને ઝાકઝમાળ વિનાનું લાગે તો પણ મારી તો એકજ વિનંતિ છે કે કોઈ શુભ અવસરે વિજળી રોશનીથી શણગારેલા રાજમહેલો જોઈ ઘરના દીવાની કિંમત કોડીની ગણી આપણમાંના કેટલાએ તેવા દીવા ઉકરડે પધરાવ્યા ? અને એમ કરેલું શોભે પણ ખરૂં ?

આ સમિતિ પાસે રહેલી નાણાંની જોગવાઈ, સમય અને સંજોગ એ બધા વચ્ચેથી રસ્તો કાઢી આ પ્રદર્શનની જે રચના કરી છે એને ઉપલા દૃષ્ટિ બિન્દુથી જોશો તો આ નાનકડા પ્રદર્શનમાં આપને રસભર્યું લાગશે એમ હું માનું છું.

આ પ્રદર્શનમાં યુક્તિપૂર્વક વિભાગો રખાયા છે. એમાં ચિત્રકલા જેવી રસાળ કળાને ભરતગુંથણ જેવા ગૃહઉદ્યોગ, પ્રજાજીવનનું ઘડતર કરનાર વર્તમાનપત્રોને, પુરાતન સંસ્કૃતિ અને પ્રાચીન પુંજીની સાથે જોડનારા અવશેષોને સ્થાન અપાયું છે. નવસારીની ગારડા કોલેજમાં સૂક્ષ્મજંતુ શાસ્ત્રને લગતો વિરલ સંગ્રહ છે તે; તેમજ માનસશાસ્ત્રને લગતા નકશાઓનો પણ તેટલો જ વિરલ સંગ્રહ-એ બન્ને વસ્તુઓ કોલેજના સૌજન્યને પરિણામે આ પ્રદર્શનમાં જ્ઞાનની બાજુએ રજૂ થયો છે.

(પાછળ) -

રાનીપરજ જેવી અજ્ઞાતવાસમાં પડેલી પ્રજાના જીવન-વ્યવહાર અને આનંદ-પ્રમોદનો આછો ખ્યાલ આપવા માટે તેમનાં થોડાક સાધનો પણ અહી રજૂ થયા છે.

નવસારી અને તેની આસપાસમાં ચાલી રહેલી ઔદ્યોગિક વિભાગ પણ રાખ્યો છે. આ વિભાગમાં ગુજરાત ભરમાં સૌથી મોટા ગણાતા નારણુ લાલા મેટલ વર્કસ તરફથી ધાતુના સ્ટવ વગેરે અગત્યના નમુનાઓ આપ સૌનું ધ્યાન ખેંચ્યા વિના નહીં રહે તે મુજબ ગુજરાતમાં બોબીન જેવા ઉદ્યોગની શરૂઆત કરનાર શ્રી વિઠ્ઠલદાસ મકનજીના સ્ટોર, નવી ઢબની મકાન રચના વગેરેમાં ઉપયોગી ગણાતા ચલથાણુ જેવા નાના સ્થળમાં શરૂ થએલી સીમેન્ટ કોન્ક્રીટની બનાવટો, ખેતી માટે પાણી પાવા કાજેના ટેકનોમીકેનીકલના પંપો અને એન્જીનો આપનું લક્ષ્ય ખેંચ્યા વિના નહીં રહે અને તે જ પ્રમાણે નાના જેવા લેખાતા કારીગરને હાથે આપણી મહત્વની જરૂરીઆત જેવા નવસારીને આગણે તૈયાર થતા સીવવાના સંચાઓ વિ. આપને જોવા મળશે. પ્રૌઢ જીવનના ઘડતરમાં જરૂરી ફાળો આપનારો પુસ્તકાલય વિભાગ પણ નજર બ્હાર નથી એ આપ જોઈ શકશો આ પ્રદર્શનનુ કાંઇક મહત્વ તો છે જ એ બતાવવા આટલો વિસ્તૃત ઉલ્લેખ કરવાનું મેં મુનાસબ માન્યુ છે આમ પાંચ આંગળીઓથી પંજો બને તેમ અખંડ પંજો રજૂ કરવાનો અહીં પ્રયાસ થયો છે.

હું જાણું છું કે આ પ્રદર્શનને સફળ કરવા માટે ઘણા ભાઈબ્હેનોએ સારો શ્રમ ઉઠાવ્યો છે. તેમની એ કર્તબગારી માટે આ સ્થાનેથી હું તેમને ધન્યવાદ આપું છું. પ્રદર્શન ખુલ્લું મુકાતા આપ સૌને તે જોવાનો લાભ મળવાનો છે. સ્વાગત સમિતિએ આજ અને આવતી કાલનો દિવસ અત્રે પધારેલા મહેમાનો માટેજ પ્રદર્શન ખુલ્લું રાખ્યુ છે ત્યારબાદ આમજનતા માટે ખુલ્લું થશે તો આપ સૌ તેને જોવાની તક લેશો એવી વિનંતિ છે. હવે આપનો વધુ વખત ન લેતાં આપણુ સૌની ખુશાલી વચ્ચે હું આ પ્રદર્શન ખુલ્લુ મૂકાયલું જાહેર કરૂં છું અને તે સાથે સ્વાગત મંડળી મને આ રીતે જે તક અપી છે તે માટે મંડળના પ્રમુખશ્રી તેમજ મંડળનો આભાર માનું છું.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

( તારીખ ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર, ૧૯૫૨ )

## — ૧૮ મું અધિવેશન —

ન વ સા રી

સાહિત્ય અને કલા વિભાગના

— વિભાગીય પ્રમુખ —

પ્રોફેસર ડોલરરાય રંગીલદાસ માંકડ, એમ એ.

નું ભાષણ

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી
## ૧૮ મું અધિવેશન.



પ્રોફેસર ડોલરરાય રંગીલદાસ માંકડ, એમ એ.,
સાહિત્ય અને કલા વિભાગના પ્રમુખ,
ડી. પી. મહાવિદ્યાલય, આણંદના પ્રાધ્યાપક.

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

૧૮ મું અધિવેશન.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## કાવ્ય—કલાની સર્વતોમુખિતા

ડોલરરાય રંગીલદાસ માંકડ, એમ. એ.
નું ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય અને કલા વિભાગના પ્રમુખના બહુમાનભર્યા પદનો આપે મને અધિકારી ગણ્યો છે તે આપનું સૌજન્ય અને ઔદાર્ય સૂચવે છે. એને માટે હું આપનો અત્યંત ઋણી છું. આ પ્રસંગે આપણાં સાહિત્યવિવેચનનો એક મહત્ત્વનો પ્રશ્ન ચર્ચવાની રજા લઉં છું.

આપણા અર્વાચીન કાવ્યસાહિત્ય ઉપર બલવંતરાય ઠાકોરની અસર બે રીતે થઈ છે—એમની કાવ્યરચનાથી અને એમની કાવ્યવિવેચનાથી. એમની કાવ્યરચનાની અસર આપણા સમકાલીન કાવ્ય-સર્જનનાં અંગોપાંગ ઉપર અતિ ગાઢ થઇ છે એ તો આપને જાણીતું છે. એમણે પ્રતિપાદિત કરેલા કાવ્યસિદ્ધાન્તોની અસર પણ ઓછી થઈ નથી. અહીં, તેમાંથી એક મુદ્દા ઉપર મારે વાત કરવી છે. એમણે વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમ કવિતા કહી ત્યારથી આપણે ત્યાં કાવ્યસર્જનમાં અને કાવ્યવિવેચનમાં કેટલીક ગૂંચ ઊભી થઇ છે એમ મને લાગ્યા કર્યું છે. તેમણે લિરિકમાં અને પછી આપણી કવિતાસમૃદ્ધિમાં આના વિશે અમુક વિધાનો કર્યાં છે. લિરિકમાં તેમણે લખ્યું છે :

"કવિતામાં ઊર્મિતત્ત્વ હોવું જોઇએ, ઊર્મિશૂન્ય તે કવિતા નહીં; કવિતા હૃદયનો વ્યાપાર અને હૃદયને સ્પર્શવાની શક્તિવાળી હોવી જોઇએ; આની કોઇ ના પાડતું નથી. પરંતુ ઊર્મિવત્ હોવું અને ઊર્મિમય કે ઊર્મિપ્રધાન હોવું એ બે વચ્ચે ઘણો ફેર છે." લિરિક, પૃ. ૧૨

'હું તો કવિતામાત્રમાં બીજા ગુણોની સાથે સાથે, ઊર્મિવત્તાનો ગુણ જોઇએ એમ કહું છું અને કોઇ પણ કવિતાને લિરિક કહી શકું તે માટે તેમાં ઊર્મિવત્તાને બસ નથી ગણતો, ઊર્મિ-પ્રધાનતા માગું છું." પૃ. ૧૬૦

"કવિતા માત્ર સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર સુષ્ઠુ તેજોમય વગેરેની સાથે સાથે ઊર્મિવત્ પણ હોવી જોઇએ; અને એમાંથી જે ઊર્મિપ્રધાન તે કવિતા લિરિક." (પૃ. ૧૬૦)

આમ લિરિક એટલે ઊર્મિપ્રધાન કવિતા એમ તેમણે સ્થાપિત કર્યું છે, પણ ઊર્મિપ્રધાન કવિતા તે ઉત્તમ કવિતા છે એવું તેમણે ક્યાંય કહ્યું નથી. તેમણે તો વિચારપ્રધાન કવિતાને જ ઉત્તમ ગણી તેમણે કહ્યું છે :

"ઊર્મિતત્ત્વ વગર કવિતા નહીં એ સિદ્ધાન્તમાંથી કે બીજી કોઇ રીતે કવિતાની એક જાતિ ઊર્મિપ્રધાન કાવ્ય એ ફલિત થતું નથી એટલી પણ આ સુશિક્ષિતોને ખબર નહીં ? ના " (આપણી કવિતા સમૃદ્ધિ, આવૃત્તિ પહેલી, નિવેદન, પૃ. ૭)

"હું તો વિચાર પ્રધાન કવિતાને કવિતાસૃષ્ટિમાં દ્વિજોત્તમ જ્ઞાતિની માનું છું ને ? સંગીતકાવ્ય લાંબું હોઇ શકે નહીં, એક ભાવ એક લગની એક ઊર્મિનું જ તાન જરા લાંબું ચાલતાં અનાકર્ષક અને વધતી જતી ઝડપે કંટાળો દેનારું બની જાય; ગેય કવિતાનાં દૃઢ પુનરાવર્તી લયમાં વિચારણાનો સજીવન (કુદરતી લહરીઓવાળો અને કલાની લીલાએ સર્જક) પ્રવાહ ભાગ્યે હોય; કથાના મિનારા તો લાંબા તથાપિ એક અક્ષર વધારે પડતો નહીં એવાં ઉદાત્ત વિચારપ્રધાન સર્જનો જ ચણી શકે; એવી

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## કાવ્ય—કલાની સર્વતોમુખિતા

ડોલરરાય રંગીલદાસ માંકડ, એમ એ
નુ ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષ સમેલનના સાહિત્ય અને કના વિભાગના પ્રમુખના બહુમાનભર્યા પદનો આપે મને અધિકારી ગણ્યો છે તે આપનુ સૌજન્ય અને ઔદાર્ય સૂચવે છે એને માટે હુ આપનો અત્યત ઋણી છુ આ પ્રમગે આપણા સાહિત્યવિવેચનનો એક મહત્ત્વનો પ્રશ્ન ચર્ચવાની રજા લઉ છુ

આપણા અર્વાચીન કાવ્યસાહિત્ય ઉપર બલવતરાય ઠાકોરની અસર બે રીતે થઈ છે—એમની કાવ્યરચનાથી અને એમની કાવ્યવિવેચનાથી એમની કાવ્યરચનાની અસર આપણા સમકાલીન કાવ્ય સર્જનના અગોપાગ ઉપર અતિ ગાઢ થઇ છે એ તો આપને જાણીતુ છે એમણે પ્રતિપાદિત કરેલા કાવ્યસિદ્ધાન્તોની અસર પણ ઓછી થઈ નથી અહો, તેમાથી એક મુદ્દા ઉપર મારે વાત કરવી છે એમણે વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમ કવિતા કહી ત્યારથી આપણે ત્યા કાવ્યસર્જનમા અને કાવ્યવિવેચનમા કેટલીક ગૂચ ઊભી થઇ છે એમ મને લાગ્યા કર્યું છે તેમણે લિરિકમા અને પછી આપણી કવિતાસમૃદ્ધિમા આના વિશે અમુક વિધાનો કર્યા છે લિરિકમા તેમણે લખ્યુ છે

" કવિતામા ઊર્મિતત્ત્વ હોવુ જોઇએ ઊર્મિશૂન્ય તે કવિતા નહી, કવિતા હૃદયનો વ્યાપાર અને હૃદયને સ્પર્શવાની શક્તિવાળી હોવી જોઇએ, આની કોઇ ના પાડતુ નથી પરતુ ઊર્મિવત્ હોવુ અને ઊર્મિમય કે ઊર્મિપ્રધાન હોવુ એ બે વચ્ચે ઘણો ફેર છે ' લિરિક, પૃ ૧૨

' હુ તો કવિતામાત્રમા બીજા ગુણોની સાથે સાથે ઊર્મિવત્તાનો ગુણ જોઇએ એમ કહુ છુ અને કોઇ પણ કવિતાને લિરિક કહી શકુ તે માટે તેમા ઊર્મિવત્તાને બસ નથી ગણતો, ઊર્મિપ્રધાનતા માગુ છુ " પૃ ૧૬૦

" કવિતા માત્ર સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર સુષ્ઠુ તેજોમય વગેરેની સાથે સાથે ઊર્મિવત્ પણ હોવી જોઇએ, અને એમાથી જે ઊર્મિપ્રધાન તે કવિતા લિરિક " (પૃ ૧૬૦)

આમ લિરિક એટલે ઊર્મિપ્રધાન કવિતા એમ તેમણે સ્થાપિત કર્યું છે, પણ ઊર્મિપ્રધાન કવિતા તે ઉત્તમ કવિતા છે એવુ તેમણે કદાપિ કહ્યુ નથી તેમણે તો વિચારપ્રધાન કવિતાને જ ઉત્તમ ગણી તેમણે કહ્યુ છે

' ઊર્મિતત્ત્વ વગર કવિતા નહી એ સિદ્ધાન્તમાથી કે બીજી કોઇ રીતે કવિતાની એક જાતિ ઊર્મિપ્રધાન કાવ્ય એ ફલિત થતુ નથી એટલી પણ આ સુશિક્ષિતોને ખબર નહી ? ના " (આપણી કવિતા સમૃદ્ધિ, આવૃત્તિ પહેલી, નિવેદન, પૃ ૭)

' હુ તો વિચાર પ્રધાન કવિતાને કવિતાસૃષ્ટિમા દ્વિજોત્તમ જાતિની માનુ છુ ને ? સગીતકાવ્ય લાબુ હોઇ શકે નહી, એક ભાવ એક લયની એક ઊર્મિનુ જ તાન જરા લાબુ ચાલતા અનાકર્ષક અને વધતી જતી ઝડપે કટાળો દેનારુ બની જાય ગેય કવિતાના દૃઢ પુનરાવર્તી લયમા વિચારણાનો સજીવન (કુદરતી લહરીઓવાળો અને કલાની લીલાએ સર્જક) પ્રવાહ ભાગ્યે હોય ત્યાના મિલાપ તો વાગ્યા તથાપિ એક અક્ષર વધારે પડતો નહી એવા ઉદાત્ત વિચારપ્રધાન સર્જનો જ ચણી શકે, એવી

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## કાવ્ય—કલાની સર્વતોમુખિતા

ડોલરરાય રંગીલદાસ માંકડ, એમ. એ.
નું ભાષણ

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય અને કલા વિભાગના પ્રમુખના બહુમાનભર્યાં પદનો આપે મને અધિકારી ગણ્યો છે તે આપનું સૌજન્ય અને ઔદાર્ય સૂચવે છે. એને માટે હું આપનો અત્યંત ઋણી છું. આ પ્રસંગે આપણા સાહિત્યવિવેચનનો એક મહત્વનો પ્રશ્ન ચર્ચવાની રજા લઉં છું.

આપણા અર્વાચીન કાવ્યસાહિત્ય ઉપર બલવંતરાય ઠાકોરની અસર બે રીતે થઈ છે—એમની કાવ્યરચનાથી અને એમની કાવ્યવિવેચનાથી. એમની કાવ્યરચનાની અસર આપણા સમકાલીન કાવ્યસર્જનનાં અંગોપાંગ ઉપર અતિ ગાઢ થઇ છે એ તો આપને જાણીતું છે. એમણે પ્રતિપાદિત કરેલા કાવ્યસિદ્ધાન્તોની અસર પણ ઓછી થઈ નથી અહીં, તેમાંથી એક મુદ્દા ઉપર મારે વાત કરવી છે. એમણે વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમ કવિતા કહી ત્યારથી આપણે ત્યાં કાવ્યસર્જનમાં અને કાવ્યવિવેચનમાં કેટલીક ગૂંચ ઊભી થઇ છે એમ મને લાગ્યા કર્યું છે. તેમણે લિરિકમાં અને પછી આપણી કવિતાસમૃદ્ધિમાં આના વિશે અમુક વિધાનો કર્યાં છે. લિરિકમાં તેમણે લખ્યું છે:

"કવિતામાં ઊર્મિતત્ત્વ હોવું જોઇએ, ઊર્મિશૂન્ય તે કવિતા નહીં; કવિતા હૃદયનો વ્યાપાર અને હૃદયને સ્પર્શવાની શક્તિવાળી હોવી જોઇએ; આની કોઇ ના પાડતું નથી. પરંતુ ઊર્મિવત્ હોવું અને ઊર્મિમય કે ઊર્મિપ્રધાન હોવું એ બે વચ્ચે ગણો ફેર છે." લિરિક, પૃ. ૧૨

'હું તો કવિતામાત્રમાં બીજા ગુણોની સાથે સાથે, ઊર્મિવત્તાનો ગુણ જોઇએ એમ કહું છું અને કોઇ પણ કવિતાને લિરિક કહી શકું તે માટે તેમાં ઊર્મિવત્તાને બસ નથી ગણતો, ઊર્મિપ્રધાનતા માગું છું." પૃ. ૧૬૦

"કવિતા માત્ર સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર સુષ્ઠુ તેજોમય વગેરેની સાથે સાથે ઊર્મિવત્ પણ હોવી જોઇએ; અને એમાંથી જે ઊર્મિપ્રધાન તે કવિતા લિરિક." (પૃ. ૧૬૦)

આમ લિરિક એટલે ઊર્મિપ્રધાન કવિતા એમ તેમણે સ્થાપિત કર્યું છે, પણ ઊર્મિપ્રધાન કવિતા તે ઉત્તમ કવિતા છે એવું તેમણે કયાંય કહ્યું નથી. તેમણે તો વિચારપ્રધાન કવિતાને જ ઉત્તમ ગણી તેમણે કહ્યું છે:

"ઊર્મિતત્ત્વ વગર કવિતા નહી એ સિદ્ધાન્તમાંથી કે બીજી કોઇ રીતે કવિતાની શ્રેષ્ઠ જાતિ ઊર્મિપ્રધાન કાવ્ય એ ફલિત થતું નથી એટલી પણ આ સુશિક્ષિતોને ખબર નહીં? ના" (આપણી કવિતા સમૃદ્ધિ, આવૃત્તિ પહેલી, નિવેદન, પૃ. ૭)

"હું તો વિચાર પ્રધાન કવિતાને કવિતાસૃષ્ટિમાં દ્વિજોત્તમ જ્ઞાતિની માનું છું ને? સંગીતકાવ્ય લાંબું હોઇ શકે નહીં, એક ભાન એક લગની એક ઊર્મિનું જ તાન જરા લાંબું ચાલતાં અનાકર્ષક અને વધતી જતી ઝડપે કંટાળો દેનારું બની જાય; ગેય કવિતાનાં દૃઢ પુનરાવર્તી લયમાં વિચારણાનો સજીવન (કુદરતી લહરીઓવાળો અને કલાની લીલાએ સર્જક) પ્રવાહ ભાગ્યે હોય; કલાના મિનાર તો લાંબા તથાપિ એક અક્ષર વધારે પડતો નહીં એવાં ઉદાત્ત વિચારપ્રધાન સર્જનો જ ચણી શકે; એવી

એવી મ્હારી પ્રતીતિઓ હું તો પંદરેક વર્ષથી આગ્રહપૂર્વક અને પ્રસંગે તેમ અપ્રસંગે જાહેરમાં પણ જણાવતો આવ્યો છું ને ?" (આ. ક. સ. ૧ લી આવૃત્તિ, પ્રવેશક પૃ. ૬ )

આવાં વચનોનો અર્થ, કરવો હોય તો એવો થાય કે ઠાકોરના મતે વિચારપ્રધાન ન હોય તેવી કોઈપણ કવિતા ઉત્તમ ન હોઈ શકે. એટલે ઊર્મિપ્રધાન કવિતા પણ ઉત્તમ ન ગણી શકાય, એટલે કે લિરિક કાવ્ય પણ ઉત્તમ હોઇ ન શકે. ઘણે ભાગે ઠાકોરને આવું અભિપ્રેત ન્હોતું. પણ એમનાં વચનોનો આવો અર્થ થાય અને એવો અર્થ લેવાયો પણ છે. આથી ઊર્મિપ્રધાન કવિતા લખવામાં હીણપત છે, વિચારપ્રધાન કવિતા લખે તે જ ખરો કવિ એમ આપણે ત્યાં મનાયું છે. અને આથી આપણી અર્વાચીન શિષ્ટ કવિતામાં વિચારભારે ઘન કાવ્યો રચવા તરફ સામાન્ય દૃષ્ટિ રહી છે.

ઠાકોરને શું અભિપ્રેત છે કે શું નથી તેની વાત કર્યા વગર જ મારે અહીં કહેવું છે કે મને સમજણ પડે છે ત્યાં સુધી વિચારપ્રધાન કાવ્ય જેમ ઉત્તમ હોઈ શકે તેમ ઊર્મિપ્રધાન કાવ્ય પણ ઉત્તમ હોઈ શકે. ઠાકોરે વિચાર અને ઊર્મિ એમ બે તત્ત્વોની વાત કરી છે. કાવ્યનાં મૂળભૂત ઉદ્દીપક તત્ત્વો વિચાર, ઊર્મિ અને કલ્પના એમ ત્રણ છે એમ હું ગણું છું. અને આ ત્રણમાંથી કોઇનું પણ પ્રધાનત્વ, બીજા ગુણોની સાથે સાથે હોય તો ઉત્તમ કાવ્ય નીપજી આવે એમ કહું છું. ઉદ્દીપનની દૃષ્ટિએ હું કાવ્યના ત્રણ પ્રકારો પાડું છું. — વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન.

કાવ્યમાત્રમાં ઊર્મિવત્તા હોવી જોઇએ એ તો ઠાકોરે સ્પષ્ટ કર્યું જ છે : પણ કાવ્યના ઉપભોગથી ભાવકને અન્તે વિચારનું પ્રાધાન્ય અનુભવાય કે ઊર્મિનું પ્રાધાન્ય અનુભવાય કે કલ્પનાનું પ્રાધાન્ય અનુભવાય તે પ્રમાણે હું કાવ્યને વિચારપ્રધાન કે કલ્પનાપ્રધાન કહું છું.[૧] કાવ્યના શ્રવણ કે વાચનના અન્તે ભાવકના મન ઉપર પ્રધાનપણે છાપ વિચારની પડે કે ઊર્મિની પડે કે કલ્પનાની પડે તે મુજબ કાવ્ય વિચારપ્રધાન કે ઊર્મિપ્રધાન કે કલ્પનાપ્રધાન ગણાય એમ મારું કહેવાનું છે. અને ત્રણે પ્રકારોમાં ઉત્તમ કાવ્ય શકય છે. મારા આ મન્તવ્યને સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો પૂરો ટેકો છે.

સંસ્કૃતમાં ધ્વનિકાવ્યને ઉત્તમ કાવ્ય ગણાય છે અને ધ્વનિકાવ્યના વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિ એવા ત્રણ ભેદો પડાય છે. આ ત્રણ ભેદો તે જ ઉપર કહ્યા તે વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન કાવ્યપ્રકારો છે એમ મને ઘણા વખતથી લાગ્યા કર્યું છે અને એ મતની સ્થાપના આજે આપ વિદ્વાનો પાસે, થોડી વીગતમાં ઉતરીને કરવાનું મને મન છે.

ધ્વન્યાલોકમાં, આ પ્રશ્નની વાત કરતાં આનન્દવર્ધને કહ્યું છે :

"સ હ્યર્થો વાચ્યસામર્થ્યાક્ષિપ્તં વસ્તુમાત્રમલંકારા રસાદય શ્ચેત્યનેકપ્રભેદપ્રભિન્નો દર્શયિષ્ય

અહીં વ્યંગ્યાર્થ એટલે ધ્વનિ વસ્તુ, રસ અને અલંકારરૂપે રહે એમ કહ્યું છે. આમ ધ્વનિના વસ્તુધ્વનિ રસધ્વનિ અને અલંકારધ્વનિ નામે ત્રણ પ્રકારો આપણને મળે છે. આ ત્રણની વ્યાખ્યા ધ્વન્યાલોકમાં નથી મળતી. પણ લોચનમાં અભિનવગુપ્તે આના ઉપર આમ ટીકા કરી છે.

"તત્ર પ્રતીયમાનસ્ય તાવદ્ દ્વૌ ભેદૌ–લૌકિકઃ કાવ્ય–વ્યાપાર ગોચરશ્ચેતિ। લૌકિકો ય શબ્દ-વાચ્યતાં કદાચિદધિશેતે। સ ચ વિધિનિષેધાદ્યનેકપ્રકારો વસ્તુશબ્દેનોચ્યતે। સોઽપિ દ્વિવિધઃ। યઃ પૂર્વં કવાપિ વાચ્યાલંકારભાવમુપમાદિરૂપતયાન્વભૂત્, ઇદાનીં ત્વનલંકારરૂપ એવાન્યત્ર ગુણીભાવા-ભાવાદપૂર્વપ્રત્યભિજ્ઞાનબલદલંકારધ્વનિરિતિ વ્યપદિશ્યતે બ્રાહ્મણશ્રમણન્યાયેન। તદ્રૂપતાભાવેન તૂપલક્ષિતં વસ્તુમાત્રમુચ્યતે। માત્રગ્રહણેન હિ રૂપાન્તર નિરાકૃતમ્। યસ્તુ સ્વપ્નેઽપિ ન સ્વશબ્દવાચ્યો નલૌકિકવ્યવહારપતિતં, કિંતુ શબ્દસમર્પ્યમાણહૃદયસંવાદસુન્દરવિભાવાનુભાવસમુદિતપ્રાઙ્ નિવિષ્ટરત્યાદિ વાસનાનુરાગસુકુમારસ્વસંવિદાનન્દચર્વણવ્યાપાર રસનીયરૂપો રસઃ। સ ચ કાવ્ય વાપારૈકગોચરો રસધ્વનિરિતિ।"

"તેમાં વ્યંગ્યના બે ભેદો–લૌકિક અને કાવ્યવ્યવહારગોચર. જે ક્યારેક પણ શબ્દનો વાચ્યાર્થ થાય છે તે લૌકિક તે વિધિનિષેધ વગેરે અનેક પ્રકારનો હોય, તેને વસ્તુ શબ્દથી ઓળખાય છે. તે પણ બે પ્રકારનો છે. જે આગળ ક્યાંક ઉપમાદિરૂપે વાચ્યાલંકાર તરીકે અનુભવાયો છે, પણ હવે અલંકારના રૂપ વગરનો બીજે ગુણીભાવના અભાવથી (એટલે પ્રધાનતાથી) અપૂર્વ પ્રત્યભિજ્ઞાનના બળથી અલંકારધ્વનિ નામે ઓળખાય છે, બ્રાહ્મણ શ્રમણ ન્યાયથી. તદ્રૂપતાના અભાવથી ઉપલક્ષાએલું વસ્તુમાત્ર કહેવાય છે. માત્ર શબ્દથી રૂપાન્તરનો નિષેધ થાય છે. જે સ્વપ્ને પણ સ્વશબ્દથી વાચ્ય નથી બનતો અને લૌકિકવ્યવહારમાં નથી વપરાતો, પરન્તુ શબ્દથી વ્યંગ્ય થતા હૃદયસંવાદથી સુન્દર એવા વિભાવ અનુભાવાદિથી આવિષ્કૃત, પહેલેથી જ રહેલી રત્યાદિ વાસનાના અનુરાગથી સુકુમાર બનેલી સ્વસંવિદના આનન્દના ચર્વણવ્યાપારથી ચખાયેલો છે તે રસ. તે કાવ્યવ્યાપારથી જ ગોચર બને છે અને તેને રસધ્વનિ કહે છે."

અહીં પહેલાં નોંધપાત્ર તો એ છે કે આનન્દવર્ધને વસ્તુ અલંકાર અને રસ એમ ત્રણ જુદા ધ્વનિ ગણ્યા છે તેને બદલે અભિનવગુપ્ત ધ્વનિના મુખ્ય બે પ્રકાર ગણી વસ્તુધ્વનિ અને અલંકાર-ધ્વનિને એક પ્રકારમાં સમાવે છે, અને બીજા પ્રકારમાં રસધ્વનિને મૂકે છે. અભિનવ પહેલા પ્રકારને જેમાં વસ્તુ વ્યંગ્ય હોય તેનો જ પ્રકાર ગણે છે અને પછી તેના વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ એવા બે પ્રભેદો કરે છે. એનું કહેવાનું એમ છે કે જેને વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ કહેવાય છે તે બન્ને આમ તો વસ્તુધ્વનિ જ છે. વસ્તુધ્વનિમાં તો વસ્તુ જ વ્યંગ્ય હોય છે, પણ અલંકારધ્વનિમાં પણ જે વ્યંગ્ય હોય છે તે, ખરેખર તો, વસ્તુ જ હોય છે પારિભાષિક રીતે, અલંકારધ્વનિમાં ઉપમાદિ જે વ્યંગ્ય હોય છે તે અલંકાર ન કહેવાય. એમાં જે વ્યંગ્ય થાય છે તે તો, તે તે અલંકારના મૂળમાં જે તત્ત્વ રહ્યું છે તે વ્યંગ્ય થાય છે અને અલંકારના તત્ત્વને અલંકાર ન કહેવાય, એતો વસ્તુ જ ગણાય. માટે જ અભિનવ આ બન્નેને, પહેલાં તો, વસ્તુધ્વનિ નીચે સમાવે છે. એના બીજા પ્રકારને અલંકારધ્વનિ કહે છે તે તો, અભિનવ કહે છે તેમ, બ્રાહ્મણ શ્રમણ ન્યાયે. બ્રાહ્મણ મટીને શ્રમણ થએલી વ્યક્તિને, એ હવે બ્રાહ્મણ નથી તોપણ કોઇવાર બ્રાહ્મણનાં અભિધાનથી સંબોધાય છે તેવી રીતે અહીં વ્યંગ્ય થતું તત્ત્વ અલંકાર નથી છતાં એને અલંકાર કહેવાય છે. આથી અભિનવના મતે આ ત્રણ ભેદો આમ બનશે,




આ દૃષ્ટિએ, સંસ્કૃત કાવ્યશાસ્ત્ર મુજબ મૂળ તો ધ્વનિના બે જ પ્રકારો છે–વસ્તુધ્વનિ અને રસધ્વનિ. પછી વસ્તુધ્વનિના બે પ્રભેદો–વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ–પાડીએ ત્યારે કુલ ત્રણ પ્રકારો થાય. એ ત્રણ પ્રકારો તે–વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિ.

હવે મારે એમ બતાવવું છે કે કાવ્યના વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને અલંકારપ્રધાન પ્રકારો તે જ, તત્ત્વમાં, આ વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિ છે ઉપર જેને વસ્તુમાત્રધ્વનિ કહ્યો છે તે, તત્ત્વમાં, વિચારપ્રધાનકાવ્ય કહેવાય અને જેને અલંકારધ્વનિ કહ્યો છે તેને, તત્ત્વમાં કલ્પના-પ્રધાન કાવ્ય કહેવાય. અહીં કલ્પનાનો અર્થ અંગ્રેજી imagination નહીં, પણ fancy છે એટલું સ્પષ્ટ કરવું જોઈએ. અને જેને રસધ્વનિ કહ્યો છે તેને ઊર્મિપ્રધાન કાવ્ય કહેવાય. અહીં પણ એટલું સમજી લેવું જોઇએ કે રસધ્વનિમાં અનુષંગે ભાવાદિના ધ્વનિને સમાવી લેવાય જ છે

રસધ્વનિકાવ્ય તે જ ઊર્મિપ્રધાન કાવ્ય એમ સ્વીકારતાં તો મુશ્કેલી નહીં નડે. રસધ્વનિમાં રસનું જ પ્રધાનત્વ હોય એટલે કે, ભાવ, વિભાવ, અનુભાવનું તેમજ ભાવશબલત્વ ભાવશાન્તિ આદિનું પ્રધાનત્વ હોય. રસધ્વનિ વર્ગના કાવ્યના દરેક દૃષ્ટાન્તમાં રસનો આખો વ્યાપાર નિરૂપાવો જ જોઇએ એમ સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ કહેતા નથી. રસથી, અનુલક્ષણે ભાવાદિ પણ સ્વીકૃત છે એટલે રસધ્વનિમાં ભાવધ્વનિ વગેરે આવી જ જાય. ભાવને જ આજે આપણે ઊર્મિ કહીએ છીએ. એથી ઊર્મિ-પ્રધાનકાવ્ય એટલે ભાવપ્રધાનકાવ્ય એમ અર્થ થયો આમ રસધ્વનિને ઊર્મિપ્રધાનકાવ્ય, તત્ત્વમાં, કહેવાય પણ રસ તે જ ઊર્મિ નથી. રસ ઊર્મિ કે ભાવ પછીનું સ્થિત્યન્તર છે અને કાવ્યમાં જેમ ઊર્મિ પ્રધાન હોય તેમ ઠેઠ રસનિષ્પત્તિ સુધીનો આખો વ્યાપાર પણ પ્રધાન હોય. આથી નામકરણની દૃષ્ટિએ ઊર્મિપ્રધાન શબ્દને બદલે રસધ્વનિ કે રસપ્રધાન શબ્દ વધુ ઉચિત છે તે સમજાશે. રસમાં ઊર્મિનો સમાવેશ થાય, ઊર્મિમાં રસનો ન થાય. છતાં સામાન્ય રીતે, આપણે ઊર્મિપ્રધાન કાવ્યમાં રસ નિષ્પન્ન થતો હોય તેવાં કાવ્યોને પણ સમાવીએ છીએ તેથી જ મે રસધ્વનિ અને ઊર્મિપ્રધાન કાવ્યને એકરૂપ ગણ્યાં છે. ઊર્મિપ્રધાન વચન શિથિલ છે, અવ્યાપ્ત છે એટલું આપણે સમજી લેવું જોઇએ. પણ રસધ્વનિથી સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓને જે અભિપ્રેત છે, તે જ, તત્ત્વમાં, ઊર્મિપ્રધાન કાવ્યથી આપણને અભિપ્રેત છે. આ વાત સમજાવવાને દૃષ્ટાન્તો આપવાની જરૂર જોતો નથી, કેમકે એ તો સ્વત સિદ્ધ છે

જેમાં આખું કાવ્ય વાંચી લીધા પછી વિચારનું પ્રધાનત્વ જ આપણને અનુભવાય તેવા કાવ્યને વિચારપ્રધાન કાવ્ય કહેવાય ઊર્મિને જો હૃદયનો ધર્મ ગણીએ તો વિચારને બુદ્ધિનો ધર્મ કહીએ. એટલે આવાં કાવ્યમાં પ્રધાનપણે બુદ્ધિનો વ્યાપાર થાય તેવાં કાવ્યોને વિચાર પ્રધાન કાવ્ય કહેવાય.

આવાં વિચારપ્રધાન કાવ્ય તે જ વસ્તુધ્વનિ કાવ્ય છે એમ મેં કહ્યું છે તે હવે જોઈએ. વસ્તુધ્વનિ કાવ્યમાં વિચારનું જ પ્રધાનત્વ છે એમ આપણે સિદ્ધ કરી શકીએ તો ઉપરની વાત સ્વીકાર્ય બને. તો, વસ્તુધ્વનિ કાવ્યમા રસ અને અલંકારથી જુદું એવું વસ્તુ જ ધ્વનિત થવું જોઈએ એમ આનન્દવર્ધનાદિ સ્પષ્ટ કહે છે. વસ્તુને જ્યારે રસ અને અલંકારથી છૂટું પાડીએ ત્યારે એનો અર્થ વિચાર જ થાય એટલા માટે જ અભિનવગુપ્તે રસ, અલંકાર અને વસ્તુમાત્ર એવો ભેદ કર્યો છે. વસ્તુમાત્ર એટલે વિચારમાત્ર. વસ્તુ ધ્વનિના જે દૃષ્ટાન્તો સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમાં મળે છે તેને તપાસતા પણ એ સ્પષ્ટ થાય છે કે એવા દૃષ્ટાંતોમાં જે વ્યંગ્ય બને છે તે વિચાર જ છે. આપણે એક બે દૃષ્ટાંતો લઈએ. કાવ્ય પ્રકાશમાથી બે દૃષ્ટાંતો લઉં છું.

વેણુ વેગ મરસસ્વરથી મુખ્યકૈલાસશૃંગે
ગાતાં કીર્તિ અમરરમણી જેહની સાંભળીને
ત્રાસુ જોતાં કુણી કમલિની–દાંડલીના ભ્રમેથી
દિઙ્માતંગો શ્રવણતટમાં સૂંઢને ફેરવે છે.

કા. પ્ર. ૪,૬૪ (પાઠક અને પરીખકૃત અનુવાદ)

અહીં, સંસ્કૃત કાવ્યશાસ્ત્રના મતે જે વ્યંગ્ય થાય છે તે 'જેમને અર્થનું જ્ઞાન થતું નથી એવા માતંગોને પણ આવી બુદ્ધિ ઉત્પન્ન કરવાથી તારી કીર્તિ ચમત્કાર કરે છે' એવું વસ્તુ છે. આ વિચાર જ છે, ઊર્મિ કે કલ્પના નથી.

બીજો દૃષ્ટાંત પણ કાવ્યપ્રકાશમાંથી જ લઉં છું.

ઊભા શું ગીધ શીઆળ બહુ જ્યાં હાડપિંજરો
પ્રાણી માત્ર બ્હીએ તેવા આ અઘોર સ્મશાનમાં
અહીં ના જીવતો કોઈ પામ્યો જે કાલધર્મને
વ્હાલો વા વેરી વા હોયે—પ્રાણની અહેવી ગતિ

કા. પ્ર. ૪, ૯૩–૪ (એજ)

આ દૃષ્ટાન્ત લીધો છે કાવ્યપ્રકાશમાથી અને ત્યાં એ વસ્તુધ્વનિના દૃષ્ટાંત તરીકે આપવામાં આવ્યો છે. પણ આમ તો આજના કોઈ પણ વિચારપ્રધાન કહીએ તેવા યોગ્ય જેવો જ એ છે.

આ વસ્તુધ્વનિના સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રથોમાં આપાયેલા દૃષ્ટાંતો જોતાં જણાશે કે એમાં જે વ્યંગ્ય છે તે રસ નથી, અલંકાર નથી, પણ વિચાર છે. એટલે વસ્તુધ્વનિમાં વિચારનું પ્રાધાન્ય હોય તે સ્પષ્ટ બને છે.

છતાં વિચારપ્રધાન કવિતા તેજ વસ્તુધ્વનિ કાવ્ય છે એમ કહેતાં પહેલાં એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. માત્ર દૃષ્ટાતો ઉપર જ નજર રાખીએ તો વિચારપ્રધાન કાવ્યમાં આજે આપણે વિચારના જે ઘનત્વની અપેક્ષા રાખીએ છીએ તે વસ્તુધ્વનિ કાવ્યમાં હમેશાં દેખાતી નથી. એનું કારણ છે. આ બધાં દૃષ્ટાતો તો, એક અલંકારમાંથી કે એક વસ્તુમાંથી બીજી વસ્તુ કેવી રીતે વ્યંગ્ય બને છે તેનાં દૃષ્ટાંતો છે. એટલે પ્રસ્તુત પ્રકારને સ્ફુટ કરવાને જ એ શોધાએલાં છે. છતાં વસ્તુધ્વનિમાં એક વસ્તુમાંથી (અલંકારયુક્ત વસ્તુમાંથી કે વસ્તુમાત્રમાથી) એટલે વિચારમાંથી બીજું વસ્તુ એટલે વિચાર ધ્વનિત થાય છે એ વાત ખરી છે. એટલે આ પ્રકારમાં વિચાર જ પ્રધાન છે એમ કહેવાય,

તેવી જ રીતે બીજા અલંકારોમાં પણ. એટલે અલંકારમાં કલ્પનાવ્યાપાર અનિવાર્ય છે એમ હું સમજું છું. અને તેથી જ અલંકારધ્વનિ, જેમાં અલંકારનું તત્ત્વ પ્રધાનપણે ધ્વનિત થાય છે તેને કલ્પનાપ્રધાન કાવ્ય કહી શકાય. અલબત્ત એમ કરતા પહેલાં કલ્પનાપ્રધાન કાવ્યનો અર્થ, જેમાં કલ્પનાનો ધ્વનિ પ્રધાનપણે ઊઠે તેવું કાવ્ય, એવો કરવો જોઈએ વાચ્ય અલંકારોવાળું કાવ્ય પણ કલ્પનાપ્રધાન કાવ્ય કહી શકાય, શાથી જે એમાં પણ કલ્પનાનું પ્રધાનત્વ છે. પણ આપણે તો કલ્પનાપ્રધાન શબ્દ જેમાં કલ્પનાનો ધ્વનિ પ્રધાનપણે બહાર આવે છે તેવાં કાવ્યો માટે જ યોજવો છે. અને એ અર્થમાં એ અલંકારધ્વનિ જ છે. એક દૃષ્ટાન્ત લઇ આ વાત સ્પષ્ટ કરીએ.

ના ઉપાદાન સામગ્રી, ભીંત ના તો ય ચીતરે
જગચ્ચિત્ર, નમું તેહ કલાશ્લાઘ્ય પિનાકિને. કા. પ્ર ૪, ૧૭(એ જ)

અહીં ચિતારા કરતાં પણ પિનાકી અધિક છે, એમ કહેવું છે, પણ એવું સ્પષ્ટપણે કહેવાયું નથી. ઉત્પાદન-સામગ્રી અને ભીંત વગર પણ આ પિનાકી ચિત્ર દોરે છે એમ કહ્યું છે, તેનાથી એમ સમજાય છે કે એ સામાન્ય ચિતારાથી અધિક છે. આમ અહીં ઉપમેયાધિક્ય સૂચવાય છે, વ્યક્ત થતું નથી. તેથી જ વ્યતિરેકધ્વનિ છે. અહીં આટલુ સમજી લેવું જોઈએ. 'પિનાકી અધિક છે' એટલો ધ્વનિ તો વસ્તુ માત્ર એટલે વિચાર માત્ર છે. પણ એના ઉપરથી શ્લોક ફરી વાંચતાં, આપણે કલ્પનાથી પિનાકી અને ચિત્રકારની સરખામણી કરીને પિનાકીનુ આધિક્ય સમજીએ છીએ, એમાં કલ્પનાવ્યાપાર ભળે છે અને એ જ અલંકારનું તત્ત્વ છે. માટે આ અલંકારધ્વનિ અથવા કલ્પનાપ્રધાન કાવ્યનો દૃષ્ટાન્ત છે.

આવી રીતે, ભલે તે તે શબ્દના સંકેતના બધા જ અંશોને અનુલક્ષીને નહીં, પણ એના સંકેતના પ્રધાન અંશોને અનુલક્ષીને આપણે સંસ્કૃતના વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિ કાવ્યોને માટે અનુક્રમે વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન કાવ્ય એવા શબ્દો વાપરી શકીએ. પણ આ માત્ર વાપરવાના શબ્દ પૂરતો જ પ્રશ્ન નથી. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આ જે ત્રણ કાવ્યભેદો ગણાવ્યા છે તેમાં સિદ્ધાન્ત એ રહેલો લાગે છે કે કાવ્યમાં પ્રધાનત્વની દૃષ્ટિએ એટલે કે ઉદ્દીપનની દૃષ્ટિએ ત્રણ મુખ્ય તત્ત્વો છે. સમગ્ર કાવ્યજાતિ વિષે એમ કહી શકાય કે એના વાચનથી વિચાર, ઊર્મિ કે કલ્પનાનું ઉદ્દીપન થાય છે. વિચાર, ઊર્મિ અને કલ્પના—હું ધારું છું કે આ ત્રણ તત્ત્વોમાં કાવ્યવાચનથી ઉદ્દીપિત થતાં બીજાં તત્ત્વોનો સમાવેશ કરી શકાય. આ ત્રણે તત્ત્વોને, કાવ્યવિવેચનની પરિભાષા પૂરતાં પરસ્પર સ્વતંત્ર અને એક બીજામાં સમાવિષ્ટ થઇ શકે તેવાં ગણું છું. માટે જ કાવ્યનાં ઉદ્દીપનની દૃષ્ટિએ આ ત્રણ મૂળ તત્ત્વો છે એમ સૂચવું છું. અને એમ પણ સૂચવું છું કે સંસ્કૃતના વસ્તુધ્વનિકાવ્યના મૂળમાં વિચારપ્રધાનત્વ રહ્યું છે, રસધ્વનિકાવ્યના મૂળમાં ઊર્મિપ્રધાનત્વ રહ્યું છે અને અલંકારધ્વનિકાવ્યના મૂળમાં કલ્પનાપ્રધાનત્વ રહ્યું છે.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ ધ્વનિકાવ્યને ઉત્તમ ગણે છે. એનો ફલિતાર્થ એ થાય કે વસ્તુધ્વનિ રસધ્વનિ અને અલંકારધ્વનિ એ ત્રણે પ્રકારોમાં ઉત્તમ કાવ્ય શક્ય છે. અને આ મત મને સર્વથા સ્વીકાર્ય લાગે છે. આથી હું એમ કહું છું કે વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન એ ત્રણે પ્રકારોનાં કાવ્યોમાં ઉત્તમ કક્ષાનાં કાવ્યો રચી શકાય. ઠાકોરે ઊર્મિપ્રધાન કાવ્ય એટલે લિરિક કહ્યું છે અને કવિતાની શ્રેષ્ઠ જાતિ ઊર્મિપ્રધાન કાવ્ય એટલે લિરિકને નથી ગણી. પરંતુ, લિરિકમાં પણ

પણ વિચારપ્રધાન કવિતા તેજ વસ્તુધ્વનિ છે એમ કહેવામાં એક બીજી અડચણ આવવાનો સંભવ છે. વસ્તુધ્વનિમાં, વાચ્ય અર્થ (અલંકાર કે વસ્તુ) હોય અને તેનાથી સ્પષ્ટ એવો બીજો એક અર્થ (વિચાર) વ્યંગ્ય થવો જોઇએ, એવો નિયમ છે. પણ આપણે જેને વિચારપ્રધાન કાવ્ય કહીએ છીએ તેમાં વાચ્યાર્થ અને તેના ઉપરથી ધ્વનિત થતો વ્યંગ્યાર્થ એવી સ્પષ્ટ વ્યવસ્થા હમેશાં દેખાતી નથી. તો પછી વસ્તુધ્વનિ એજ વિચારપ્રધાન કાવ્ય એમ ન કહેવાય એવો વાંધો લેવાય ખરો. પરંતુ વસ્તુધ્વનિ એ શબ્દ પ્રાચીન પરમ્પરાનો છે. વિચારપ્રધાન શબ્દ આપણે હમણાંજ ચાલુ કર્યો છે એટલે વિચારપ્રધાન શબ્દનો કોઈ નિશ્ચિત સંકેત હજી થયો નથી. સામાન્ય રીતે, જેમાં વિચારનો ભાર હોય તેને વિચારપ્રધાન કાવ્ય ગણાય છે. પણ જેને આપણે વિચારપ્રધાન કાવ્ય કહીએ છીએ તેમાં ખરુ કાવ્યત્વ હોય તો એમાંથી વાચ્યાર્થથી ભિન્ન એવો કવિનો અભિપ્રેતાર્થ હંમેશાં નીકળે જ એમ મારું માનવું છે. બીજી રીતે કહું તો વિચારપ્રધાન કાવ્ય, કાવ્યમાં જે વિચાર વ્યક્ત થયો હોય તે ભાવક સમજે તે પછી તેની અભિવ્યક્તિના બળે વિચારનાં આન્દોલનો ભાવકમાં જગવે જ. ટૂંકામાં, વિચારપ્રધાન કાવ્ય ભાવકને વિચાર કરતો કરી મૂકે, એટલે કે, ભાવકના મનમાં વિચારોનું ઉદ્દીપન કરે અને હું સમજું છું ત્યાં સુધી વસ્તુધ્વનિનું ખરું તત્ત્વ પણ એજ છે. જુદી જુદી પરમ્પરાઓમાં ઘડાએલા પારિભાષિક શબ્દોને પોતપોતાનાં વળગણો હોય છે. એટલે જૂના શબ્દોને નવા સંદર્ભમાં ગોઠવવા હોય ત્યારે એના બધા જ જૂના અંશો જળવાઇ રહે એમ ન પણ બને. માટે જૂની પરિભાષામાં એ શબ્દનો મુખ્ય અભિપ્રેતાર્થ શું હતો એ જ આપણે જોવું જોઇએ. તો, મને લાગે છે, કે વસ્તુધ્વનિનો પણ મુખ્ય અભિપ્રેતાર્થ તો એ જ છે કે એમાં કાવ્યના વાચનથી વિચારોની પરંપરાનું ઉદ્દીપન થવું જોઈએ. આમ તત્ત્વમાં, વિચારપ્રધાન કાવ્ય અને વસ્તુધ્વનિ કાવ્ય એક છે એમ હું કહું છું.

હવે આપણે અલંકારધ્વનિનો વિચાર કરીએ અભિનવે અલંકારધ્વનિને ઉપપ્રકાર જ ગણ્યો છે. અલંકારધ્વનિમાં જે ધ્વનિત થાય છે તે વિચાર જ છે, તે અલંકાર નથી દરેક અલંકારનું અમુક તત્ત્વ છે જેના ઉપર એ રચાય છે. દાખલા તરીકે, વ્યતિરેકનું તત્ત્વ એ છે કે એમાં ઉપમાન કરતાં ઉપમેયનું આધિક્ય હોવું જોઇએ. આધિક્ય જ્યાં વાચ્ય રીતે એટલે રીતસર શબ્દોથી વ્યક્ત થાય ત્યાં વ્યતિરેક નામે અલંકાર થાય. પણ એ જ તત્ત્વ એટલે કે એ આધિક્ય જ્યાં માત્ર સૂચવાય, કોઈ રીતે વ્યક્ત થાય જ નહી, ત્યાં વ્યતિરેકનો માત્ર ધ્વનિ છે એમ કહેવાય. આમ વ્યતિરેક ધ્વનિમાં જે સૂચવાય છે તે તો આધિક્યનો વિચાર છે, પણ એ વિચાર વ્યતિરેકનાં તત્ત્વની સાથે એકરૂપ છે માટે એને અલંકારધ્વનિ કહેવાય છે. આવી રીતે જોઇએ તો વસ્તુધ્વનિ અને અલંકારધ્વનિ વચ્ચેનો ભેદ બહુ ઓછો લાગે તેવો કે છતાં એક દૃષ્ટિએ એ અત્યન્ત મહત્ત્વનો છે. આપણે એમ કહ્યું કે બન્નેમાં વિચાર જ ધ્વનિ થાય છે એ ખરું છે. પણ એકમાં (વસ્તુધ્વનિમાં) જે ધ્વનિત થાય છે તેનાથી આપણી બુદ્ધિ સતેજ બને છે ત્યારે બીજામાં (અલંકારધ્વનિમાં) જે ધ્વનિત થાય છે તેનાથી આપણી કલ્પના સતેજ બને છે. બીજી રીતે કહીએ તો એમ કહેવાય કે વસ્તુધ્વનિમાં ધ્વનિત થતો વિચાર વાસ્તવમાં આવે તેવો લૌકિક વિચાર હોય, જ્યારે અલંકારધ્વનિમાં ધ્વનિત થતો વિચાર વાસ્તવમાં અસ્તિત્વ ન ધરાવતો હોય, એ તો કલ્પિત હોય, હું સમજું છું ત્યાં સુધી સ્વભાવોક્તિ સિવાયના બીજા બધા અલંકારોનું આ તત્ત્વ છે. અલંકાર એટલે જ વાસ્તવથી દૂર ઊડીને કલ્પના કરવી તે. આપણે મુખને ચન્દ્રની સાથે સરખાવીએ છીએ ત્યારે કલ્પના જ ચલાવવી પડે છે,

તેવી જ રીતે બીજા અલંકારોમાં પણ એટલે અલંકારમા કલ્પનાવ્યાપાર અનિવાર્ય છે એમ હું સમજું છું. અને તેથી જ અલંકારધ્વનિ, જેમાં અલંકારનું તત્ત્વ પ્રધાનપણે ધ્વનિત થાય છે તેને કલ્પનાપ્રધાન કાવ્ય કહી શકાય. અલબત્ત એમ કરતા પહેલાં કલ્પનાપ્રધાન કાવ્યનો અર્થ, જેમાં કલ્પનાનો ધ્વનિ પ્રધાનપણે ઊઠે તેવું કાવ્ય, એવો કરવો જોઈએ વાચ્ય અલંકારોવાળું કાવ્ય પણ કલ્પનાપ્રધાન કાવ્ય કહી શકાય, શાથી જે એમાં પણ કલ્પનાનું પ્રધાનત્વ છે. પણ આપણે તો કલ્પનાપ્રધાન શબ્દ જેમાં કલ્પનાનો ધ્વનિ પ્રધાનપણે બહાર આવે છે તેવાં કાવ્યો માટે જ યોજ્યો છે. અને એ અર્થમાં એ અલંકારધ્વનિ જ છે. એક દૃષ્ટાન્ત લઈ આ વાત સ્પષ્ટ કરીએ.

ના ઉપાદાન સામગ્રી, ભીંત ના તો ય ચીતરે
જગચ્ચિત્ર, નમું તેહ કલાશ્લાઘ્ય પિનાકિને       કા. પ્ર ૪, ૧૭(એ જ)

અહીં ચિતારા કરતાં પણ પિનાકી અધિક છે, એમ કહેવું છે, પણ એવું સ્પષ્ટપણે કહેવાયું નથી. ઉત્પાદન-સામગ્રી અને ભીંત વગર પણ આ પિનાકી ચિત્ર દોરે છે એમ કહ્યું છે, તેનાથી એમ સમજાય છે કે એ સામાન્ય ચિતારાથી અધિક છે. આમ અહીં ઉપમેયાધિક્ય સૂચવાય છે, વ્યક્ત થતું નથી. તેથી જ વ્યતિરેકધ્વનિ છે. અહીં આટલું સમજી લેવું જોઈએ. 'પિનાકી અધિક છે' એટલો ધ્વનિ તો વસ્તુ માત્ર એટલે વિચાર માત્ર છે. પણ એના ઉપરથી શ્લોક ફરી વાંચતાં, આપણે કલ્પનાથી પિનાકી અને ચિત્રકારની સરખામણી કરીને પિનાકીનું આધિક્ય સમજીએ છીએ, એમાં કલ્પનાવ્યાપાર ભળે છે અને એ જ અલંકારનું તત્ત્વ છે. માટે આ અલંકારધ્વનિ અથવા કલ્પનાપ્રધાન કાવ્યનો દૃષ્ટાન્ત છે.

આવી રીતે, ભલે તે તે શબ્દના સંકેતના બધા જ અંશોને અનુલક્ષીને નહીં, પણ એના સંકેતના પ્રધાન અંશોને અનુલક્ષીને આપણે સંસ્કૃતના વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિ કાવ્યોને માટે અનુક્રમે વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન કાવ્ય એવા શબ્દો વાપરી શકીએ. પણ આ માત્ર વાપરવાના શબ્દ પૂરતો જ પ્રશ્ન નથી. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં આ જે ત્રણ કાવ્યભેદો ગણાવ્યા છે તેમાં સિદ્ધાન્ત એ રહેલો લાગે છે કે કાવ્યમા પ્રધાનત્વની દૃષ્ટિએ એટલે કે ઉદ્દીપનની દૃષ્ટિએ ત્રણ મુખ્ય તત્ત્વો છે. સમગ્ર કાવ્યજાતિ વિષે એમ કહી શકાય કે એના વાચનથી વિચાર, ઊર્મિ કે કલ્પનાનું ઉદ્દીપન થાય છે. વિચાર, ઊર્મિ અને કલ્પના—હું ધારું છું કે આ ત્રણ તત્ત્વોમાં કાવ્યવાચનથી ઉદ્દીપિત થતા બીજાં તત્ત્વોનો સમાવેશ કરી શકાય આ ત્રણે તત્ત્વોને, કાવ્યવિવેચનની પરિભાષા પૂરતાં પરસ્પર સ્વતંત્ર અને એક બીજામાં સમાવિષ્ટ થઈ શકે તેવાં ગણું છું. માટે જ કાવ્યનાં ઉદ્દીપનની દૃષ્ટિએ આ ત્રણ મૂળ તત્ત્વો છે એમ સૂચવું છું. અને એમ પણ સૂચવું છું કે સંસ્કૃતના વસ્તુધ્વનિકાવ્યના મૂળમાં વિચારપ્રધાનત્વ રહ્યું છે, રસધ્વનિકાવ્યના મૂળમાં ઊર્મિપ્રધાનત્વ રહ્યું છે અને અલંકારધ્વનિકાવ્યના મૂળમાં કલ્પનાપ્રધાનત્વ રહ્યું છે.

સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓ ધ્વનિકાવ્યને ઉત્તમ ગણે છે. એનો ફલિતાર્થ એ થાય કે વસ્તુધ્વનિ રસધ્વનિ અને અલંકારધ્વનિ એ ત્રણે પ્રકારોમા ઉત્તમ કાવ્ય શક્ય છે. અને આ મત મને સર્વથા સ્વીકાર્ય લાગે છે. આથી હું એમ કહું છું કે વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન અને કલ્પનાપ્રધાન એ ત્રણે પ્રકારોના કાવ્યોમાં ઉત્તમ કક્ષાનાં કાવ્યો રચી શકાય. હાઉરે ઊર્મિપ્રધાન કાવ્ય એટલે લિરિક કહ્યું છે અને કવિતાની શ્રેષ્ઠ જાતિ ઊર્મિપ્રધાન કાવ્ય એટલે લિરિકને નથી ગણી. પરંતુ, લિરિકમાં પણ

ઊર્મિપ્રધાન, વિચારપ્રધાન અને કલ્પનાપ્રધાન પ્રકારનાં કાવ્યો શકય છે અને એ ત્રણે પ્રકારોમાં ઉત્તમ કાવ્ય બને છે એમ હું સમજું છું. કથાકાવ્ય (narrative poetry) વિચારપ્રધાન જ હોય અને એ જ ઉત્તમ કાવ્ય હોય એવો મત ઠાકોરનો લાગે છે. શુદ્ધ કાવ્યતત્ત્વની દૃષ્ટિએ, કાવ્ય દીર્ઘ હોય કે લઘુ હોય, પરલક્ષી હોય કે આત્મલક્ષી હોય, એમાં જો સાચા કાવ્યના ગુણો હોય તો એ ઉત્તમ એટલે ઉત્કૃષ્ટ કાવ્ય બની શકે એમ સંસ્કૃત કાવ્યશાસ્ત્રીઓએ માન્યું છે. અને એટલે જ રઘુવંશાદિ મહાકાવ્ય જેમ ઉત્તમ કાવ્ય છે તેમ અમરુનાં મુક્તકો પણ ઉત્તમ કાવ્ય છે એમ ગણાયું છે.

અલબત્ત, ઉત્તમને બદલે ઉત્કૃષ્ક શબ્દ આવા સંદર્ભમાં વાપરવો વધુ યોગ્ય છે.

આપણે દીર્ઘકાવ્યો–કથાકાવ્યોની વાત ન કરીએ, પણ લિરિક જેવા લઘુકાવ્યો, જે આપણે ત્યાં આજે વ્યાપક રીતે રચાય છે તેની જ વાત કરીએ તો એના ઉપર મુજબના ત્રણ પ્રકારો પાડી શકાય અને એ પ્રકારોમાં ઉત્કૃષ્ટ કાવ્ય નીપજી શકે એમ હું સમજું છુ. ઠાકોરે 'લિરિક'માં તેમજ 'નવીન કવિતા વિષેનાં વ્યાખ્યાનો'માં અનેક દૃષ્ટાંતો આપી લઘુકાવ્યોની ચર્ચા કરી છે. આ દૃષ્ટા-ન્તોમાં ઊર્મિપ્રધાન કાવ્ય તો છે જ, વિચારપ્રધાન કાવ્યો પણ છે. એટલે, એ બે પ્રકારનાં કાવ્યો ઉત્કૃષ્ટ બને એમ તો સ્વીકારાશે એમ ધારું છું. વિચારપ્રધાન કાવ્ય ઉત્કૃષ્ટ હોય એમ સ્વીકારાયું જ છે. ઊર્મિપ્રધાન કાવ્ય પણ ઉત્કૃષ્ટ હોય એમ, ઊર્મિ રસનું જ એક સ્થિત્યન્તર છે અને રસ તો કાવ્યમાં અત્યન્ત મહત્ત્વનો છે એમ સમજનારા, સ્વીકારશે જ ને?

ધરતીને પટે પગલે પગલે
મુઠી ધાન વિના નાનાં બાળ મરે
પ્રભુહીન આકાશેથી આગ ઝરે
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે
ત્યારે હાય રે હાય કવિ, તુંને સંધ્યાના રંગ તણાં શેણે ગીત ગમે?

જેવાં કાવ્યમાં ઊર્મિનું પ્રધાનત્વ છે અને કાવ્યદૃષ્ટિએ પણ એમાં ઉત્કૃષ્ટ કાવ્યના ગુણો છે એવી બધાની પ્રતીતિ છે, એટલે ઊર્મિપ્રધાન કાવ્ય પણ ઉત્કૃષ્ટ હોય.

પણ, કલ્પનાપ્રધાન કાવ્યને ઉત્કૃષ્ટ માનવાની ઘણા ના પાડે એવો સમ્ભવ છે. મારે એટલું જ કહેવું છે કે કાવ્યના તત્ત્વની દૃષ્ટિએ કલ્પનાપ્રધાન કાવ્યમાં પણ ઉત્કૃષ્ટ કાવ્ય રચી શકાય. અને એવા ઉત્કૃષ્ટ નમૂના મળે પણ છે. કંઇક લંબાણનો દોષ વ્હોરીને પણ આ પ્રકારનો એક ઘણો સુભગ નમૂનો આપની પાસે રજુ કરું છું. કવિ પૂજાલાલનું રચેલું આ કાવ્ય જુઓ:

થયા ઘનશ્યામ હરી પ્રભુ કાં?
ન સૂર્યને તારકમંડળોનો
અંગે ધર્યો ઉજ્જ્વળ જ્યોતિરંગ,
મળ્યો નહીં મંગળનો ય લાલ
પીતામ્બરે સજ્જ ન તોય પીળો,
ચાલ્યો નહીં સ્વર્ણ પ્રભાતકેરો
સંધ્યાતણો ના ભગવો વિરાગી

---

૧. અલંકારધ્વનિ વસ્તુધ્વનિમાં સમાવિષ્ટ થઈ જાય છે એવો અભિનવનો મત ઉપર નોંધ્યો છે અને એ મત યોગ્ય છે. અહીં મેં જે વિધાન કર્યું છે તે વિવેચનની સગવડતાની દૃષ્ટિએ કર્યું છે.

લીલો ન લીધો વનદેવતાનો
ન ભૂખરો ભૂતળની વિભૂતિનો;
કાં લીધ કાળો જ અપૂર્વ કાયે ?
શું વિશ્વસંતાપ નિવારવાને
સ્વદેહ ગાળી નિજ પ્રાણ અર્પતા
મેઘોતણું માન વધારવાને,
ને ત્યાગના રાગતણી વસંતો
સ્વાર્થીતણા આક્રમણે વમેલા
વેરાન ખંડે પ્રગટાવવાને
દેવે વધાવ્યો ઘનરંગ કાળો ?
કે વિશ્વના વાસ મહીં વસેલાં
ને કામના પોષણથી વધેલાં
પાપો નિવારી શુચિતા વધારી
ભક્તોતણી સર્વ-પરંતુ 'આપડાં
ક્યાં પાપ રહેશે ?' કહીને દયાથી
નિવાસ દીધો નિજમાં જ એમને
શું રંગ તેથી બહુલાઇ કાળો
થયો હશે પાવનકારી દેહનો ?
દિશાતણો દોર લઇ બધાને
બાંધી વિનાશે ઘસડી જનાર
જે કાળ, તેને જઠરે પચાવ્યો :
તેથી જ શું કાજળરંગ કાળનો
અકાળના અંગ પરે છવાયો ?
વા પ્રેમકેરો અવતાર એવી
સ્વાત્માર્પણે નિત્ય મચી રહેલી
રાધાતણી લોચન તારકાની
એકાગ્રતાએ પ્રભુરૂપ પીધું ?
તેથી શું સૌંદર્ય અનાદિ કેરું
લેવાઇ તારામણિરંગથી એ
બની ગયું શ્યામ છતાં ય કોટિ
કામો થકી યે અભિરામ આવું ?
આથી જ, જો શ્રીધરરંગ કાળો
તો કાં ન લાગે ઘનશ્યામ વ્હાલો ?

આ કલ્પનાપ્રધાન જ છે, છતાં ઉત્કૃષ્ટ કોટિનું છે એમાં કોઈ શંકા નથી.[1]

આપણાં કાવ્યસર્જનમાં આત્મલક્ષી લઘુકાવ્યોનું પ્રમાણ ઘણું જ મોટું છે અને સામાન્ય રીતે વિચારપ્ર

1 આ કાવ્ય એટલું ઉત્કૃષ્ટ છે કે એમાં ઉત્કૃષ્ટકલ્પના અને ઉત્કૃષ્ટ વિચારનો સુમેળ સધાયો છે, પણ પ્રધાન ભૂમિકા તો કલ્પનાની જ છે.

અને ઊર્મિપ્રધાન શબ્દો આ કાવ્યો પરત્વે જ વપરાય છે. ઉત્તમ કાવ્ય તો વિચારપ્રધાન જ હોય એવું ટાકોરનું વચન આવા આત્મલક્ષી લઘુકાવ્યોને લાગુ પાડી આવા કાવ્યો જેમ બને તેમ વિચારઘન અને એવી ઘણા અર્વાચીન કવિની મનોવૃત્તિ રહી લાગે છે હમણાના વર્ષોમા એવો એક ભ્રમ ઘણીવાર દેખાયો છે કે આવા લઘુકાવ્યોમા પણ વિચારપ્રધાનત્વ જ હોવુ જોઈએ આને લીધે આપણે કાવ્ય પ્રદેશ સંકુચિત બનતો ગયો છે. પરન્તુ અહીં ચર્ચા કરી છે તે મુજબ આવા લઘુકાવ્યોમા પણ ઉપરના ત્રણે પ્રકારો શક્ય છે અને એ ત્રણે પ્રકારોમા ઉત્કૃષ્ટ કાવ્ય રચી શકાય તેમ છે એવુ સ્પષ્ટપણે સ્વીકારવાથી આપણા કાવ્ય પ્રદેશના સીમાડા ખૂબ વિસ્તૃત બનશે એમ મારુ ધારવુ છે ઉત્કૃષ્ટ કાવ્યના ગુણો હોય તે જ કાવ્ય, બાકીના કાવ્યપ્રયાસો એમ ગણીએ અને સાથેજ એમ ગણીએ કે ઉત્કૃષ્ટ કાવ્ય ઉપરના ત્રણે પ્રકારોમા શક્ય છે તો એક બાજુથી મુશાયરાઓમા માત્ર જોડકણાને કાવ્ય ગણાય છે તે ભ્રમનો નિરાસ થાય અને બીજી બાજુથી સભાર જની કાવ્યો, જે ઘણીવાર કલ્પનપ્રધાન બનવાનો સંભવ છે, તેમા ઉત્કૃષ્ટ પ્રકારનુ કાવ્ય હોઇ જ ન શકે એ ભ્રમનો પણ નિરાસ થાય. આમ કાવ્યતત્ત્વની સમજ વધુ ઊંડી બને અને લીધે તેને અનેકદેશી યકાવ્યપ્રવૃત્તિને આપણે આવકારતા થઇએ એમ મને લાગે છે

આમ સ્વીકારીએ તો આપણુ કાવ્ય, આજે માત્ર ભણેલા વર્ગ સુધી પહોચે છે તે બધા વર્ગને પહોંચતુ થાય કાવ્યના આ ત્રણે પ્રકારો સ્વીકારીએ અને એ ત્રણે પ્રકારો કાવ્યદૃષ્ટિએ સરખા મહત્ત્વના છે એમ સ્વીકારીએ તો વિદગ્ધમતિ વિદ્વાનથી માંડીને કોશ હાંકતા કોશિયા સુધીના તમામ થરોને મ તોષી શકે એવા કાવ્યોની સમાજને જરૂર છે અને એવા કાવ્યો રચાવા આવશ્યક છે તે સત્ય આપણે આપોઆપ સ્વીકારતા થઈ જઈએ

વસ્તુધ્વનિ, રસધ્વનિ અને અલંકારધ્વનિની આ વાત, પ્રકારાન્તરે, કાવ્ય સિવાયની બીજી કલાઓને પણ લાગુ પડી શકે એમ મને લાગે છે સંગીત, ચિત્ર, શિલ્પાદિમા રસાવિષ્કાર શક્ય છે અને રસસિદ્ધાતની દૃષ્ટિએ એનુ વિવેચન કોઇક વાર થાય પણ છે. કલાકારના આખા આત્મતત્ત્વની ઊંડી છાપ કલાકૃતિ ઉપર પડે એ આપણે સ્વીકારીએ છીએ, તો પછી કલાકારના વિચાર, ઊર્મિ કે કલ્પના પણ એની કલાકૃતિમા ઊતરે એમ સ્વીકારી શકાય અને તેથી કલાકૃતિ વિચારપ્રધાન, ઊર્મિપ્રધાન કે કલ્પનાપ્રધાન હોય એમ માની શકાય અલબત્ત, અહીં પણ કલાકૃતિના ઉપભોગથી ભાવકમા શાનુ ઉદ્દીપન થાય છે તે જ, નામકરણ માટે, નિર્ણાયક તત્ત્વ બને જેમ કાવ્યમા, તેમ અન્ય કલાઓમા પણ કલાકૃતિ જો પ્રધાનપણે વિચારોનુ ઉદ્દીપન કરે તો તે વિચારપ્રધાન કહેવાય અથવા એમા વસ્તુ ધ્વનિ છે એમ કહેવાય કલાકૃતિ જો ભાવકમા પ્રધાનપણે કલ્પનાનુ ઉદ્દીપન કરે તો તે કલ્પનાપ્રધાન કહેવાય અથવા તેમા અલંકારધ્વનિ છે એમ કહેવાય આની વીગતોમા અહીં ઊતરી શકાય તેમ નથી, પણ આવી વ્યવસ્થાની શક્યતા મને લાગે છે

આ વાતને બીજી રીતે પણ મૂકાય, વિવેચનમા સામાન્ય રીતે, કાવ્યનો એટલે કલામાત્રનો આત્મા રસ છે એમ મનાય છે, તેને વિસ્તારીને આનંદવર્ધને એમ કહ્યુ છે કે કાવ્ય એટલે કલાનો આત્મા તે માત્ર રસ નથી, પણ રસ જેનો એક પ્રકાર (ભલે બહુ જ મોટા વિસ્તારને આવરી લેતો પ્રકાર, પણ એક પ્રકાર) છે તે ધ્વનિ છે કલાના આત્મા તરીકે માત્ર રસને સ્વીકારવાથી કલક્ષેત્રને આપણે સંકુચિત બનાવીએ છીએ, કલાના આત્મા તરીકે ધ્વનિને સ્વીકારવાથી કલાની સર્વતોમુખિતાને આપણે સ્વીકારીએ છીએ. ધ્વનિમા વસ્તુ રસ અને અલંકાર એટલે કે વિચાર, ઊર્મિ અને કલ્પના એ ત્રણેનો સમાવેશ થઇ જાય છે, એટલે, કલાવિવેચનમા માત્ર રસને બદલે ધ્વનિને કેન્દ્રસ્થાને ગણીને આપણા આખા વિવેચનની, એના અંગોપાંગમા ઊતરીને આપણે જ્યારે પુનઃપ્રતિષ્ઠા કરશુ ત્યારે જ આપણે એ વિવેચનને નક્કર ભૂમિકા ઉપર મૂકી શકીશું અને ત્યારે જ આપણે કલા તે આત્માની કલા છે એ સત્ય સમગ્રતયા સમજતા થશુ.

૨૨–૧૧–૧૯૫૨

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

(તા. ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર, ૧૯૫૨)

— ૧૮ મું અધિવેશન —

નવસારી

: આચીન ઈરાની સંસ્કૃતિ, ધર્મને સુશિક્ષિતતા :

વિભાગના પ્રમુખ

કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન,
એમ. એ.

નું ભાષણ

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી
## ૧૮મું અધિવેશન.



દસ્તુરજી કેખશરૂ માહિઆર ફતાર, એમ. એ.,

દસ્તુર દારાબ પાહલાન,

વિભાગીય પ્રમુખ—પ્રાચીન ઈરાની સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## મે. માનવંતા દસ્તુરજી કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન એમ. એ. નું ભાષણ

### જરથોશ્તી ધર્મની કેટલીક પુરાતન માન્યતાઓ હાલનાં વિજ્ઞાનની નજરે.

આજે હું તમો સમક્ષ પેગમબર સાહેબ અશો જરથોશ્તનાં ધર્મમાં જાહેર થયેલી કેટલીક માન્યતાઓ અને સિદ્ધાંતો, હાલનાં જમાનામાં વિજ્ઞાનની શોધોને અનુસરતાં છે કે નહિ, તે ઉપર કેટલુંક વિવેચન કરવા માગું છું. કેટલાક આપણાં વિદ્વાનો કે અભ્યાસીઓ આપણને કાંઇક એવુંજ સમજાવતા આવ્યા છે કે પુરાતન જમાનાની ઇરાની પ્રજા ખેડુતો અને ભરવાડોની બનેલી હતી, અને તેથી તેઓમાં આજે જેને આપણે "ઊંચી કેળવણી" કહીએ છીએ તેવી કેળવણી ન હતી, એટલે જરથોશ્તી ધર્મ સાહિત્યમાં, ખુદ અવસ્તા જમાના વટીકમાં રજુ થયેલી કેટલીક માન્યતાઓને કવાં તો તેઓ હસી કાઢવા લાગ્યા, કે તેઓને અલંકાર તરીકે ગણી તેનાં જુદાજ ખુલાસાઓ આપવા લાગ્યા. આજનો જમાનો વિજ્ઞાનનો છે, અને વિજ્ઞાનની કસોટીમાંથી જો તેવા સિદ્ધાંતો કે માન્યતાઓ પસાર નહિ થાય, તો તેઓને ધર્મમાંથી હડસેલી મુકવાની પણ સલાહો અપાઇ છે. જરથોશ્તી ધર્મના બલકે બધાજ ધર્મોનાં મુખ્ય એતેકાદો કે ખુદાની હસ્તી, આત્માની અમર્ગી અને અણુદીઠ બીજી દુન્યાની હસ્તીઓ ઉપર વટીક એજ કસોટી અનુસાર કેટલાક માયન્ટીસ્ટોએ એક વખત શક નાંખીને તેઓને વહેમી માન્યતાઓ તરીકે ઓળખાવી હતી, અને હવે આજે એજ સાયન્ટીસ્ટોનો વર્ગ ૧૯ મી સદીમાં ગણાતી એજ વહેમી માન્યતાઓ ૨૦ મી સદીમાં સત્ય તરીકે જાહેર કરતો થયો છે.

આજે મારો વિષય જરથોશ્તી ધર્મમાં જાહેર કીધેલી કેટલીક માન્યતાઓ જે પહેલી નજરે માન્ય નહિ રખાય તેવી લાગે છે, તે હાલના વિજ્ઞાનની નજરે તપાસી તેનાં ખરાપણાની સાબિતી તમારી સમક્ષ રજુ કરવાનો છે. જેથી જરથોશતી ધર્મ જે આજથી લગભગ ૮૦૦૦ વરસ ઉપર ઇરાન દેશમાં રચપાયો હતોતેમાં કેટલી મહાન સચ્ચાઇઓ સમાયલી છે તેનો કાંઇક ખ્યાલ આવી શકે.

### જરથોશ્તી ધર્મનાં આત્માની અમર્ગી બીજી મીનોઇ દુનીઆ અને મરણ પછીની મીનોઇ જીંદગીના શિક્ષણો બાબે હાલના વિજ્ઞાનશાસ્ત્રીઓ શું કહે છે ?

જરથોશ્તી ધર્મનાં ત્રણ મુખ્ય એતે-કાદોમાંનો એક એતેકાદ રવાન અથવા આત્માની અમર્ગી મીનોઇ દુન્યા, અને મરણ પછીની મીનોઇ જીંદગીનો છે. આપણાં અવસ્તા સાહિત્ય જેવાં કે ગાથા, વદીદાદ, હાદોખ્તનુસ્ક વગેરેમાં જગેજગ આ એતેકાદ મળે છે, કે માણસનો જીવ અમર છે, અને મરણ પછી તે મીનોઇ જીંદગીએ જીવે છે. મોત એ જીંદગીનો છેડો નથી.

પશ્ચિમનાં કેળવાયેલા વર્ગમાં ગઇ સદીમાં એથી ઉલટા વિચારો પ્રગટ થયા હતા, મીનોઇ દુનિયા કે મરણ પછીની સુખી કે દુખી હાલત વગેરેને હસી કાઢવામાં આવતું હતું, બહેશ્ત અને દોજખ વહેમી માન્યતા ગણાતી હતી. શું ત્યારે આપણા ધર્મનો આ એતેકાદ ખોટો છે ? નહિ, આ સદીના મહાન વિજ્ઞાન શાસ્ત્રીઓએ જરથોશ્તી ધર્મની આ માન્યતાને સંપૂર્ણ ટેકો આપ્યો છે. વૉલેસ, સર ફ્રેડરીક માયર્સ, લૉર્ડ કેલ્વીન, સર વીલ્યમ ક્રુક્સ, સર ઓલીવર લૉજ, કેમીલ ફ્લેમેરીઅન,

સર આર્થર કૅાનન ડૉઈલ, એડીમન વગેરે સંખ્યાબંધ વિખ્યાત સાયન્ટીસ્ટોએ પુરવાર કીધું છે, કે મોત એ માણસની જીંદગીનો છેડો નથી. આત્મા અમર છે અને મીનોઇ દુનિયામાં મીનોઈ જીંદગી ગુજારે છે. સર ઓલીવર લૉજ કહે છે, કે "I am as convinced of continued existence on the other side of death as I am of existence here". યાને "આ દુનિયાની હૈયાતી માટે હું જેટલો ખાત્રીભર્યો છું, તેટલોજ મોતની પેલી બાજુની હસ્તી માટે પણ હું ખાત્રીભર્યો છું" બેન્જામીન ફ્રેન્કલીન તો કહે છે, કે "આપણી હાલની જિંદગી માત્ર એક ગર્ભની હાલત છે, તે ખરી જિંદગી માટેની તૈયારી છે. જ્યાં સુધી એક માણસ મોતમાંથી પસાર થતો નથી, ત્યાંસુધી તે પુરેપુરો જન્મ પામેલો ગણાતો નથી." ડૉ. કાઉન્સ કહે છે, કે "મોત શરીરના સાંચાકામને તોડી નાખે છે, પણ તે રવાનને અડકી શકતું નથી. જે સૌથી વહાલું જાણીતું અને જુદુ છે તે માણસના તંતુઓ સાથે મરણ પામતું નથી. આપણાં ગુજર પામેલાં વહાલાંઓ મરણ પામ્યાં નથી." મહાન સાયન્ટીસ્ટ સર ડબલ્યુ ક્રુકસ ભાર મૂકીને જણાવે છે કે:

"There is survival and a persistence of the soul. Death breaks up the machinery of the body, but that is which is dearest and familiar and distinctive-the personality-does not perish with flesh tissues".

આ ઉપરથી જોઈ શકાશે કે પુરાતન કાળનાં આત્માની અમર્ગીનાં જરથોશતી શિક્ષણને હાલનાં સાયન્ટીસ્ટો ટેકો આપે છે.

## મરનારો માટેની જરથોશ્તી ક્રિયાઓ તેઓને મીનોઇમાં અસર કરે છે, એવી જરથોશ્તી માન્યતાને પણ મળતો ટેકો.

પારસી કોમમાં એક સવાલ વારંવાર ઉત્પન્ન થાય છે, અને કેટલાક ધર્મ અભ્યાસીઓ એવું કહેતા આવ્યા છે, કે ચહારૂમની બામદાદ પછીની તેઓ માટે કીધેલી ક્રિયા કે બંદગી ગુજર પામેલાં રવાનને કશીપણ અસર કરતી નથી, તે ફક્ત છવતાને કાંઇક મદદ કે સધ્યારો આપે છે, જ્યારે પારસી કોમનો અતિ મોટો ભાગ અતિ પુરાતન કાળથી માનતો આવ્યો છે, કે ગુજરેલાંઓની ક્રિયા કે બંદગી તેઓને અસર કરે છે, તેઓ આપણી બંદગી કે ક્રિયાની આરઝુ રાખે છે, અને જીવતાં અને ગુજર પામેલાઓ વચ્ચેનો વહેવાર થઇ શકે છે. ફરવરદીન યશ્તમાં તે ગુજર પામેલાં વહાલાંઓ લાગણીથી બોલે છે કે "કોનો સ્તવાત, કો યઝાઇતે, કો ઉફ્યાત, કો ફ્રિનાત, કો પઇતિ જનાત, ગઓમત જસ્ત વસ્ત્રવત અષનાય નૅમંઘહ" યાને "કોણ હમોને વખાણશે? કોણ હમોને આરાધશે? કોણ હમારી કીર્તિ ગાશે? કોણ હમારી ઉપર મોહબત રાખશે? વળી ખોરાક સાથના અને વસ્ત્ર સાથના હાથે તથા અશોઇ તરફ પહોંચાડનારી બંદગીથી કોણ હમોને આદર માન આપશે?"

વિજ્ઞાન તેને ટેકો આપે છે કે? ફરવરદીન યશ્તના આ લખાણને સંપૂર્ણ ટેકો હાલના સાયન્ટીસ્ટો આપે છે, જેમકે સર ઓલીવર લૉજ માફક કહે છે, કે મીનોઇ આનમ માથે વહેવાર રાખી શકાય છે. બીજા સાયન્ટીસ્ટો પણ તેને ટેકો આપે છે કે મુજરેલાઓ સાથે વહેવાર રાખી શકાય છે. એડીસન જેવો વીજળીનો શોધક અને પહેલી પંક્તિનો સાયન્ટીસ્ટ સાફ રીતે કહે છે, કે "The ancient teachers who assumed the immortality of the soul, and free communication between the living and the dead knew far more than we do to-day."

## જરથોશતીઓ આતશ પરસ્ત કે ખોદાપરસ્ત?
## આતશ પરસ્તી તે ખુદા પરસ્તી છે એમ હાલની વિદ્યા હવે સ્વીકારે છે.

આતશ એ દાદારના ખોરેહ અને નુરની નીશાન છે, એમ જરથોસ્તીઓ માનતા આવ્યા છે.

પારસીઓનું સર્વથી મોતબર ધર્મનું બંદગી માટેનું મકાન તે આતશ બહેરામ છે જ્યાં પવિત્ર ક્રિયાથી પ્રજાએલા આતશ આગળ ઉભા રહી ભાવિક જરથોશ્તીઓ પોતાની બંદગી કરે છે. આ ઉપરથી કેટલાક બેખબર લખનાર કે બોલનારાઓ પારસીઓ ખુદા પરસ્ત નથી પણ આતશ પરસ્ત છે એમ માની તેઓ સામે કોઇકોએ તે માટે તુચ્છકાર વટીક બતાવ્યો છે. કેટલાક જરથોશ્તીઓ આ આળમાંથી બચવા જાહેર કરી દે છે, કે "અમો તો ખુદા પરસ્તજ છીએ. અને આતશ પરસ્ત નથી" અને વળી તેના ટેકામા ફીરદોસીની પેલી યાદગાર લીટીઓ પણ બોલી દે છે, કે

મપેન્દાર્ કાતેશ પરસ્તાં બુદન્દ
પરસ્તન્દેહ પાક્ યઝદાં બુદન્દ

"તું એમ ના વિચાર કે તેઓ આતશની પુજા કરનાર હતા, તેઓ તો પાક યઝદાનને પુજનારા હતા." આલીટીઓ ઉપર ટપકેથી સમજવાની નથી. તેમા તો મોટુ ગ્હ્રસ્ય અને એક મહાન સચ્ચાઇ સમાયેલી છે જે હું આગળ ચાલતા વિદ્યાની નજરે બતાવી આપીશ

આ સવાલને સાયન્સની નજરે તપાસવા આમગજ જરથોસ્તી ધર્મમા આતશનો શુ દરજ્જો છે તે જોઇએ. આતશ એ ખુદાના ખોરેહ અને નુરની એક નિશાની છે. અને એ નુરની મારફતે જ ખોદાનો ખ્યાલ એક જરથોશ્તી ધરાવે છે તે નીચલા અવસ્તાના યાદગાર વાકયો ઉપરથી માલૂમ પડે છે. "આતર્શ વોઈ મઝદાઓ અહુરહા અહી" યાને "અય આતશ તુ હોરમઝ્દની નીશાન છે." અને વધુમા એક જરથોસ્તી બોલે છે, કે "અહ્યા થ્વા આથ્રો વેંગ્ઝેના પોઉરૂયે પઇરી જસામઇદે મઝદા અહુરા થ્વા થ્વા મઇન્યુ સ્પેંનિશ્તા" યાને "અય સૌથી વૃદ્ધિ કરનાર મીનો હોરમઝદ! આતશની મારફતે સૌથી પહેલા હમો તુને અને તુને જ પહોચીએ છીએ" પહેલું વાકય ઘણુ જ ધ્યાન પુગાડવા જોગ છે. ત્યાં કહ્યુ છે, કે "આતશ એ ખુદાની નજરે પડતી નિશાની છે," તેનું નજરે પડતુ રૂપ છે. ખુદાતો નુરી, ગેબી છે તેનો ખ્યાલ ખાકી ઇન્દ્રિઓથી આવી શકે નહિ પણ તેના એક ખાકી રૂપ તરીકે આતશને ગણ્યો છે. બીજા બોલમા કહીએ તો આતશ ખુદાનું એક પ્રકારે નજરે પડતુ રૂપ છે ખુદા શુ છે, તે પહેલા આપણે જાણવું જોઇએ. અને તેણે શામાથી જગત પેદા કર્યું, તે જાણીએ તો આ સવાલનો માગ્યની રીતે ઉકેલ થઈ જાય છે. ગાથામા કહ્યુ છે, કે ખુદાએ પોતાના

રોશનીના બિંદુમાંથી જગત્ પેદા કર્યું (૩૧–૭), અને બાઇબલમાં કહ્યું છે, કે "The first creation was Light" અને પછી તેમાંથી બીજા આકારો થયા. એક વિદ્વાનના બોલોમાં કહીએ તો "God could not create His Universe until He had first made Light." વિદ્વાન અવસ્તા શિક્ષાગુરૂ એરવદ એદલજી આંત્યાએ 'જરથોસ્તી ધર્મ શિક્ષક' નામની ચોપડી લખી છે તેમાં 'ખુદા' વિષેનાં પહેલાજ પ્રકરણમાં એક સવાલ પૂછ્યો છે કે 'ખુદા શું છે?' ત્યાંજ જવાબ આપવામા આવ્યો છે, કે 'ખુદા રોશનીનો ઝરો છે.' શું આ હકીકતને હાલની સાયન્સ ટેકો આપે છે? હવે Paul Brunton સાયન્સની નજરે તે પુરવાર કરે છે કે દરેક ખાકી પદાર્થ એટમ, ઇલેક્ટ્રોન્સ, પ્રોટોન્સ અને છેવટે ડ્યુટ્રોન્સમાં ફેરવાય છે. અને છેવટે energy તરીકે જ હસ્તી ભોગવે છે; એ એક પ્રકારની રોશની છે. બીજા બોલોમાં કહીએ તો ખુદાએ રોશનીનાં બિંદુમાંથીજ, પોતામાંથીજ જગત્ રચ્યું જે જગતના તમામ પદાર્થો છેવટે એક રોશનીમાંજ ફેરવાય છે. એક સાયન્ટીસ્ટના શબ્દોમાં કહીએ તો "All matter is ultimately the condensation of radiant energy, that is of light." In other words this marvellous structnre of the material universe which we see around us, has dissolved away, does not exist, when you inquire into it and try to find its true nature. It dissolves away and becomes that most intangible of all things, Light." ત્યારે આ આખું જગત્ ખુદાની રોશનીમાંથી નીકળ્યું, તે ખુદાઇ રોશની છે, અને તેથીજ તે વિદ્વાન નીચલા શબ્દોમાં ખુદા શું છે, તે કહે છે, કે "God created Light out of His own Being, which meant that Light is no other than God, the Being of God; Light is God." જો ખુદા રોશનીનો ઝરો હોય, રોશની હોય, તો આતશ તે મહાનુર કે રોશનીનું દેખીતું રૂપ નથી? અને જો તેમજ છે તો પછી પારસીઓ આતશ પરસ્ત કે ખુદા પરસ્ત કહેવાય? તેથીજ પારસીઓ બંદગીમાં કહે છે, કે આતશની મારફતે તે ખુદાનેજ ભજે છે.

પાક દાદારનાં ખોરેહ અને નુરની નીશાની આ આતશ આગળ ભકિત કરવાનું ભાન કેટલી ઉંચી હદે જાય છે, અને તેને કેટલો બધો ફાયદો કરે છે, તે માટે એક અમેરીકન પ્રખ્યાત સ્પીરીચ્યુઅલીસ્ટ નીચલા શબ્દોમાં જાહેર કરે છે, અને પારસીઓની પુરાતન કાળથી ચાલતી આવેલી રીતિ ઉપર જલવંત અજવાળું પાડે છે. તે કહે છે, કે "There is a magic in burning wood. The Combustion of Coal has quite a different effect upon the psychic atmosphere. If one who had always been blind to visions and insensible to the finer feeling for and premonitions of the invisible world would try meditating before a blazing wood fire for an hour or two every day or night, his eyes and other subtler senses might be opened to things of which he had theretofore never even dreamed **Those orientals who worship their God with fire are wise and full of visions."**

વંદીદાદમાં આતશ ઉપર સુકી લાકડાની કાડી મૂકવામાં આપેલાં ફરમાનને ઉપલું લખાણ ટેકો આપે છે.

આ સંધગાં ઉપરથી જોઇ શકાશે કે અગ્નિપૂજા એ ખુદા-પૂજા છે અને તેને હાલના વિદ્વાનોનો સંપૂર્ણ ટેકો છે. છેવટે આ આતશપરસ્તી માટે પશ્ચિમનાં મહાન અવરતા સ્કોલરપ્રોફેસર મીલ્સનાં નીચલા યાદગાર શબ્દો રજુ કરીશ. "Fire is eternally united with the substance. matter of the universe and it is for ever impossible to define and explain its source. It is life motion of things. It is impossible to conceive anything that moves without it. Its source of energy is eternal Heat pervades the animal world and is the condition of all life. I am almost a fire worshipper myself"

આ ઉપરથી જોઇ શકાશે કે પારસીઓ આતશને ખુદાનુ પ્રગટ પડતું સ્વરૂપ યા નીશાનિ તરીકે માની, તેની મા ફતે ખુદાને ભજે છે તેને આજની સાયન્સનો ટેકો છે. એવી આતશ પરસ્તીમાં શરમ નથી, કારણકે આતશ પરસ્તી એ એક પ્રકારની ખુદા પરસ્તી જ છે.

## જરથોશ્તીઓની ખુરશેદ મહેરની ન્યાએશની રોજીંદી બંદગી ખુરશેદ પરસ્તીને હાલની સાયન્સનો ટેકો.

પ્રાચીન આર્ય પ્રજાઓ ભગાની અને હિંદુ સૂર્યની આરાધના કરતી હતી. તેઓ સૂર્યને જીંદગીનું મૂળ સમજતા હતા. ખુરશેદ ન્યાએશના ૧૧, ૧૨ અને ૧૩ મા ફકરાઓમાં આપેલી પુરાતન માન્યતાને હાલની શોધો સંપૂર્ણ ટેકો આપે છે. એ ફકરાઓમાં કહ્યું છે કે સૂર્યની રોશનીની બરકતથી યજદો અશોઈની જેહાનને વધારે છે, તથા અશોઈની પેદાયશને વધારે છે. અને પછી કહ્યુ છે, કે સૂર્યની રોશની જમીનને પાક કરે છે. વહેતાં પાણીને, ઝરાનાં પાણીને, સમુદ્રનાં પાણીને પવિત્ર કરે છે, અને અશો પેદા યશોને પાકીજગી આપે છે. હવે એ જરથોશ્તીઓની સૂર્ય આરાધના માટે હાલની સાયન્સ શું કહે છે, તે જોઇએ. કેટલાક અમેરીકન સાયન્ટીસ્ટોએ સૂર્યનાં કિરણોના ગુણોપો તપાસવા માંડયા છે. અને ત્યાંના એક જાણીતા સાન્યટીસ્ટ ડૉ. મીલીકનની શોધો, ખોરશેદ મહેરની ન્યાએશ ઉપર ઘણું અજવાળું પાડે છે ડૉ. મીલીકને 'સુપર રેઝ' અથવા સુપર, 'કોસ્મીક રેઝ' નામના કીરણોની શોધ કરી છે. કે જેમાં 'પેદા કરનારી શક્તિ' રહેલી જણાવવામાં આવે છે. વળી 'અલ્ટ્રા-વાયોલેટ રેઝ'નો બીમારી દૂર કરવાનાં સાધન તરીકે ઉપયોગી થાય છે. વળી બીજા વિદ્વાન ડૉ. સ્ટીનબોક જાહેર કીધું છે, કે મજકુર કિરણો હેઠળ રહેલી વનસ્પતિ વગેરે ખાવાથી જીવતશકિત વધે છે. આ બધાં ઉપરથી ફ્રેંક પાર્કર સ્ટોકબીજ નામનો વિદ્વાન 'પોપ્યુલર સાયન્સ મન્થલી' નામનાં ૧૯૨૯ ના ફેબ્રુઆરીના અંકમા નીચલા યાદગાર શબ્દો લખે છે જે પારસીઓની સૂર્ય આરાધનાને યાદ કરી તે વાજબી ઠેરવે છે.

"Someday science will find out definitely what influence the light of the Sun, particularly the ultraviolet rays, which Dr. Steenbock and others produce artificially with their so-called 'Sunlight lamps'-has upon human life and how and why the Incas of Old Peru, the ancient *Zoroastrians and their successors, the Parsees* of to day and many other religious cults have held that all life

comes from the Sun and modern research seems to be proving that they were right." "સૂર્યની રોશની ખાસ કરીને તેનાં અલ્ટ્રા-વાયૉલેટ કીરણો જે ડો. સ્ટીનબોક અને બીજાઓ મનલાઈટ લેમ્પોને નામની બનાવટી બત્તીની મદદથી ઉત્પન્ન કરે છે, તેની માણસ જાતની જિંદગી ઉપર શી કેવી અને શા માટે અસર થાય છે, તે કોઇ સાયન્સ ચોકકસપણે શોધી કાઢી શકશે પ્રાચીન પીરૂ દેશના ઇન્કાલોકો, અસલી જરથોશતીઓ અને તેમના હાલના વંશજો, પારસીઓ, અને બીજા ઘણા ધર્મના લોકો એવું માનતા આવ્યા છે કે સઘળી હસ્તી સૂર્યમાંથી ઉત્પન્ન થાય છે. અને હાલની શોધખોળો એવું પુરવાર કરે છે કે એ પ્રજાઓની માન્યતા ખરી હતી." એ ઉપરાંત હાવર્ડ યુનીવરસીટીના સાયન્ટીસ્ટો જાહેર કરે છે કે સૂર્યનાં અણદીઠ કીરણો સૂક્ષ્મજંતુઓનો નાશ કરવા માટેનું સૌથી કાતિલ સાધન છે. એ ઉપરાંત બે જર્મન સાયન્ટીસ્ટોએ પ્રયોગોથી પુરવાર કીધું છે કે સૂર્ય અસ્ત પામવા પછી સૂક્ષ્મ જંતુઓની સંખ્યામાં વધારો થાય છે. અને મધરાત થતાં તે બહુ વધી જાય છે. અને બામદાદે સૂર્યનાં કીરણો નીકળતાં તેઓનો નાશ થાય છે. આ સિદ્ધાંત પણ ખુરશેદ ન્યાએશના ઉપલા ફકરાઓને સંપૂર્ણ ટેકો આપે છે. જરથોશ્તીઓ સુર્ય અસ્ત થયા પછી ખુરશેદ મહેરની ન્યાએશો કરતા નથી અને રાત્રે કુવામાંથી પાણી પણ બનતાં સુધી કાઢતા નથી, તે રીવાજોને ઉપલી 'સાયન્ટીસ્ટોની' શોધ ટેકો આપે છે.

આપણી ન્યાએશો તથા યસ્તોને 'પાછલા જમાના'ની ગણી તેની અગત્યતા ઉતારી પાડનારા કોઇક અભ્યાસીઓ ઉતાવળા બને છે એમ કહેવું પડે છે.

## જરથોશ્તી ધર્મમાં જાહેર થયેલી યજદો અને અમેશાસ્પંદો યાને ફરેશ્તાઓની હસ્તી તેને હાલની વિદ્યાનો ટેકો.

જરથોશ્તી ધર્મમાં પાક ફરેશ્તાઓની હસ્તી અતિ અગત્યનો ભાગ ભજવે છે. દરેક ભણતરમાં, આપણી બંદગીમાં, જાગજા યજદો અને અમેશાસ્પંદોની વહાલભરી યાદ અને આરાધના નજરે પડે છે. આપણી ન્યાએશો, યશ્નો તો તેઓનીજ યાદમાં રચાઇ છે. પણ અશો જરથોશ્ત સાહેબના પોતાના ગાથામાં વડીક કોઇક અમેશાસ્પંદો અને યજદોની હોશદાર ભરી મીનો હસ્તી તરીકે સ્વીકારાય છે. આપણા કેટલાક અવરતા સ્કોલરો આ અમેશાસ્પંદો કે યજદોને હોશદાર ભરી મીનો હસ્તી તરીકે ગણાતા નથી પણ તે શબ્દોને હોરમજદનાં ગુણો attributes તરીકે લે છે. અને તેજ પ્રમાણે તરજુમાઓ કરવાની કોશીષ કરે છે. અને કહે છે કે ખુદાના આ ગુણોને પાછલા અવસ્તનાં બેખબરીને લીધે ફરેશ્તાઓ જેવી હોશદાર મીનો હસ્તીઓનું રૂપ આપ્યું. પણ ખુદ પેગામ્બર સાહેબના ગાથામાં આવેલા નીચલા થોડાજ ફકરાઓના અર્થો સ્પષ્ટ બનાવે છે, કે તેઓ ખાલી ગુણોજ નથી, પણ બલ્કી મીનો હોશદાર શકિતઓ છે.

(૧) બધા યજદોમાં સૌથી શ્રેષ્ઠ અય હોરમજદ! તારો સરોશયજદ, તેને મારી મદદ માટે હું અરજ કરીને બોલાઉં છું. (હા ૩૩, ક. ૫).

(૨) હોરમજદના સરદારો અશોઇની મારફતે મદદ તથા ટેકો આપનારા થાય. (હ ૩૦, ક. ૯). આ સરદારોની સમજણ આપતાં મરહુમ વિદ્વાન સ્કોલર કાવસજી કાંગા કહે છે કે તેની મતલબ અમેશાસ્પંદો તથા ચઢતે દરજ્જેના યજદોની દીસે છે,

(૩) હોરમજદ તથા બહમન નેકી તથા કૌવતનો વધારો કરે છે. માણસોના કામોના પ્રમાણ મુજબ તેઓને સુખ બક્ષે છે.

(૪) અય તું સૌથી ફાયદો કરનાર હોરમજદ! તથા અય તું આરમઇતિ! તથા અય તું દુનિયાની આબાદી કરનાર અષ! અય તું વોહુમનો તથા ક્ષથ! (તમો બધા) મારી (અરજ તથા બંદગી) સાંભળો. (૩૩–૧૧). આ ઉપરાંત બીજા પણ ફકરાઓ છે. આખાં અવસ્તાનો યુરોપની ભાષામાં તરજુમો કરનાર પ્રો. સ્પીગલ એ બાબે જણાવે છે, કે "જરથોસ્તી ધર્મનું બંધારણ અને મતલબ એવી છે, કે એક ખુદા જે કુલ પેદાશોનો પેદા કરનાર છે, તે જાણે સ્વતંત્ર શહેનશાહ જેવો છે, અને ફરેશ્તાઓ તેની હુકુમતમાં કામ કરનારા અમલદાર જેવા છે." પણ સવાલ એ છે, કે ત્યારે ખરૂં શુ છે? શુ મીનોઇ હાલતમાં યજદો અને અમેશાસ્પંદો જેવી મીનો હોશદાર હસ્તીઓ છે? શું તેવી હસ્તી હાલનુ વિજ્ઞાન સ્વિકારે છે?

## પશ્ચિમ તરફના ફીલસુફો અને સાયન્ટીસ્ટો હવે ફરેશ્તાઓની હોશદાર હસ્તી વિચાની નજરે પુરવાર કરે છે.

યુરોપનો મહાન ફીલસુફ હક્ષલી અને મહાન સાયન્ટીસ્ટ સર ઓલીવર લોજ પોતાની શોધખોળોથી જાહેર કરે છે કે માણસઅને ખુદાની વચ્ચે અસંખ્ય મીનો હસ્તીઓ છે અને તેને અવસ્તામાં "મઇન્યવાઉ યજતા ઓ ઉંઘ્રો સતેમ્ચ હજંગ્રેમચ" યાને 'સેંકડો અને હજારો મીનો યજદો' ના શબ્દોથી સંપૂર્ણ ટેકો મળે છે. હક્ષલી જેવો ફીલસુફ કહે છે, કે "જેમ કીડીઓ અને માણસો વચ્ચે બીજી કરોડો હસ્તીઓ છે, તેમ શા માટે માણસ અને ખુદા વચ્ચે બીજી ચઢિયાતી શક્તિઓ નહિં હોય?" સર ઓલીવર લોજ જેવો મહાન સાયન્ટીસ્ટ લખે છે, કે "માણસ વર્ગ સુધી હસ્તીઓ સ્વીકારી, માણસથી તે ખુદા સુધી કશું નહિ હોય એ શું બનવા જોગ છે? શું બીજી શકિતઓ હસ્તી ધરાવતી નથી?" ગાથામાં ખુદ પેગમ્બર સાહેબ બંદગી કરી એ અશો શકિતઓની મદદ માંગે છે તેના ફકરાઓ મેં ઉપર રજુ કીધા છે. અને તેને સર ઓલીવર લોજ નીચલા શબ્દોથી ટેકો આપે છે, કે 'ચઢિઆતી શકિતઓને અસર કરવાનું સાધન બંદગી છે' જરથોસ્તી ધર્મનાં બંદગી બારેનાં એક અગત્યના ફરમાનનો આ એક પુરાવો છે, જ્યા કહ્યું છે, કે "નેમો વાહ્‌ નેમો વહિસ્તેમ્‌ જરથુશ્ત્ર ગએથાબ્યો." અયજરથોસ્ત! દુન્યાના લોકો માટે બંદગી સારી છે. બંદગી ઉતમ છે. (સરોશ યસ્ત હાદોખ્ત) વળી એજ સાયન્ટીસ્ટ વધુમાં લખે છે, કે "સૂર્યની ઉપર વાદળા છવાઈ જાય, તેથી સૂર્ય નથી એમ માની શકાય નહિ જો આપણી જોવાની શકિત વધારે તેજ અને તિક્ષ્ણ હોય તો આવી મીનોઇ વસ્તુઓ પણ આપણને દેખાય." તે વળી કહે છે, કે 'What we see and know is in all probability a minute fraction of what there is to know and see".

નં. ૧૧ ડાઉનીંગ સ્ટ્રીટમાં ધી ચાન્સેલર ઓફ ધી એક્ષચેકરનાં સરકારી કચેરીમાં મહાન સાયન્ટીસ્ટ સર ઓલીવર લૉજે આપેલાં એક ભાષણમાં તેઓ ફરેસ્તાઓ (angels) ની હસ્તી બાબે નીચલા શબ્દો બોલ્યા હતા :—

"There are not only people who have inhabited this body and left it, but others who have not been on this earth before. Angels and principalities and powers, they are all there. We live among shadows. If our eyes were open we should be blinded and could not stand it in this room at the present moment."

ઉપર જણાવેલાં બધા બધા વિદ્વાન શાસ્ત્રીઓનાં મતો અને શોધો ઉપરથી પુરવાર થાય છે કે જરથોશતી ધર્મનાં અતિ મોટા ભાગનાં સાહિત્યમાં જાહેર થયેલી ફરેશતાઓની હસ્તી કલ્પિત નથી પણ ખરી છે.

## જરથોશ્તી ધર્મે જાહેર કીધેલી દરૂજી હસ્તીઓ; તેને હાલની વિદ્યાનો મળતો ટેકો.

જરથોસ્તી ધર્મ જેમ ભલી રૂહાની શક્તિઓ યાને ફરેસ્તાઓની હસ્તીમાં માને છે, તેમ તે દરૂજ યાને બુરી મીનો હસ્તીઓનો પણ સ્વિકાર કરે છે. એક જરથોસ્તી કુસ્તી કરતાં બોલે છે, કે 'દરૂજાન્ ઝદ્ શકેસ્તેહ બાદ' યાને 'દરૂજો મારેલા તુટેલા થાઓ.' દરૂજના માર્ગથી દૂર રહેવાની તાકીદ કરવામાં આવી છે. વંદીદાદમાં તેના બારીક કાયદાઓ રજુ થયા છે. શું હાલની વિદ્યા તેવી કોઇ હસ્તીને ટેકો આપે છે ? "The Phantom Walls" નામનાં પુસ્તકમાં જાણીતો સાયન્ટીસ્ટ સર ઑલીવર લૉજ જણાવે છે, કે "The concurrent existence of hostile or evil influences is not denied and has to be strenuously guarded against by us, especially when we open our minds to supramundane power" યાને "ભલી હસ્તીઓની સાથે સાથે દુશ્મનીભરી અથવા બુરી અસરોની ના પાડવામાં આવતી નથી, અને ખાસ કરીને આપણાં મન જો ગેતીની બાબતોની બહાર વાળેલાં હોય, તો એ બુરી અસરોની સામે આપણે બહુ મજબુતીથી આપણો બચાવ કરવો જોઇએ." આ શક્તિઓની હસ્તીને પશ્ચિમના વૈદક શાસ્ત્રમાં જર્મસ, બેસીલી કે બેકટેરીઆના નામો હેઠળ સ્વિકારવામાં આવી છે. પ્રોફેસર હક્ષલીએ વાતાવરણને અણુદીઠ હસ્તીઓથી ભરપુર વર્ણવ્યું છે. લૉર્ડ લીટન આ બાબતમાં નીચલા શબ્દો કહે છે.

"In the drop of water you see animalculae vary; how vast and terrible are some of these monster-mites as compared with others. Equally with the inhabitants of the atmosphere; some are of surpassing wisdom, some of horrible maliquity hostile as fiends to man, others gentle as messengers between Earth and Heaven."
ત્યારે જરથોસ્તી ધર્મમાં જાહેર થયેલી દરૂજની માન્યતાને હાલની વિદ્યાનો પણ ટેકો છે.

## શું પરીઓ ખરેખર હસ્તી ભોગવે છે?

એક જરથોશ્તી પોતાની ફરજીયાત જીંદગી કરતી વખતે કુસ્તી બાંધતાં બોલે છે, કે 'પરીઆંન્ (ફ્રીઆન્) ઝદેહ શેકસ્તેહ્ બાદ્' યાને પરીઓ મારેથી તુટેલી થાઓ! વળી ખુરશેદ ન્યાએશમાં કહ્યું છે, કે "યો યજઇતે હ્વરે યત્ અમેષેમ્ રએમ્ અઉર્વંત અસ્પેમ્.........પઇતિશ્તાતેએ યાતુનાંમ્ચ પઇરિકનાંમ્ચ..." યાને "જાદુગરો તથા પરીઓની સામે થવાને જે શખ્સ અમર, તુરમંદ તથા તેજ ઘોડાવાલા સુરજને પુજે છે (વખાણે છે), તે..."

આ ઉપરથી માલૂમ પડે છે, કે જરથોશ્તી ધર્મમાં પરીઓને હોશદાર હસ્તીઓ તરીકે સ્વીકારવામાં આવી છે, અને તેને બુરી ગણી દૂર કરવાનું ફરમાન આપ્યું છે. આજના કેળવણીના આગળ વધતા જમાનામાં જીન પરીઆંને નામે ઓળખાતી હસ્તીઓને આપણે કલ્પિત માનતા હતા, પણ દુનિયાની સઘળી પ્રજાઓમાં કુદરતની આ શક્તિઓની માન્યતા છે. આજનો જમાનો વિજ્ઞાનનો કહેવાય છે, તો હાલના જમાનામાં વિજ્ઞાન એની હસ્તી સ્વીકારે છે કે?

પશ્ચિમના પહેલી પંક્તિના વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ પરીઓ ખરેખર કુદરતમાં હસ્તી ધરાવે છે, એમ સાબિત કરી આપ્યું છે. મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓ સર આર્થર કૉનન ડોઇલ, હોડસન અને હાર્ટલેન્ડ વગેરે વગેરેઓએ મોટાં પુસ્તકો લખી, ખુદ તેનાં ફોટોગ્રાફો વટીક પાડી આ હસ્તીઓની પુરવારી આપી છે, એ હસ્તીઓ માણુસોને કેમ ભમાવે છે, તેનાં રંગીના હેવાલો પહેલી મોટી લડાઈમાં રોકાયલા એરપાઇલટોએ આપ્યા છે અને તે લંડનમાં પ્રગટ થયા છે.

### જરથોશ્તી ધર્મમાં ખોરેહને અપાએલી મોટી અગત્યતા. હાલની વિદ્યા પણ હવે જૂદા જૂદા પ્રકારનાં ખોરેહની હસ્તી સ્વીકારે છે.

જરથોશ્તી ધર્મ સાહિત્યમાં 'ખરેનંઘહ' યાને ખોરેહ વિશે પુષ્કળ ઇશારાઓ આવે છે. અવસ્તામાં માણસોનાં ખોરેહ ઉપરાંત દેશોના ખોરેહનાં પણ ઇશારાઓ મળે છે. અને ખોરેહની સ્વચ્છના ઉપર જરથોશ્તી ધર્મમાં ઘણોજ ભાર મૂકવામાં આવ્યો છે. ઘણી જરથોશ્તી તરીકતો માણસનાં ખોરેહની સ્વચ્છતા ઉપરજ મુકરર કરવામાં આવી છે, પણ તેનું અંદરનું રહસ્ય નહિ સમજવાને લીધે તેને ધીમે ધીમે તર્ક કરતી જવાય છે, અને તેમાં આપણે સુધારો સમજીયે છીએ. વંદીદાદમાં જણાવેલી પવિત્રાઇની તરીકતોને લગતી ફીલસુફીનો તમામ આધાર આ ખોરેહ ઉપર રચાયેલો છે. અંગ્રેજ શબ્દકોષમાં આ ખોરેહ અથવા પ્રકાશને "કોઇ પણ વસ્તુમાંથી બહાર પડતા બહુ બારીક ગેબી પ્રવાહ અથવા બાફ" તરીકે જણાવ્યો છે. આ પ્રકારની હસ્તી એકવાર સાયન્સ સ્વીકારતી ન હતી, પણ વધતો જતી શોધો હવે જરથોશ્તી ધર્મના આ ખોરેહનાં સિદ્ધાંતને સ્વીકારવા તૈયાર થઇ છે. ફ્રાન્સ અને જર્મનીના વિદ્વાનો હવે એની હસ્તી સ્વીકારતા થયા છે.

'સેટ લુઇ ગ્લોબ ડેમોક્રેટ'નો અધિપતિ જણાવે છે, કે "પ્રખ્યાત ફ્રેન્ચ સાયન્ટીસ્ટ ડૉ. એ.ન્રૂએ પુરવાર કીધું છે, કે માણસના શરીરમાંથી બારીક પ્રવાહોના મોજાંઓ બહાર પડે છે. આ મોજાઓની તપાસ માટે તેણે એક યંત્ર બનાવ્યું છે, જેની મદદથી આ મોજાઓ જોઇ શકાય

છે, અને તેમ કરતાં જણાવ્યું છે કે આ મોજાઓની લંબાઇ જુદાં જુદાં માણસોના બાબતમાં ઓછી વધતી હોય છે." મરહુમ ડૉ. વૉલ્ટર કીલનરે માણસનાં ખોરેહનો અભ્યાસ કરીને The Human Atmosphere નામનું પુસ્તક બહાર પાડ્યું છે. બીજા વિદ્વાન ઓસ્કાર બેગનલે, વધુ શોધો કરી, જણાવ્યું કે વિચારના મોજાઓને જોવાનું હવે શક્ય છે. વિચારનાં મોજાંઓની છાપ લેથી માણસનાં ખોરેહમાં થતા ફેરફારો જોઇ પણ શકાશે એમ એ વિદ્વાન જાહેર કરે છે. ૧૯૨૯ના ફેબ્રુઆરી માસના 'પૉપ્યુલર સાયન્સ'ના અંકમાં જાહેર કીધું છે કે મ્યુનીચ શહેરના જર્મનીના બે સાયન્ટીસ્ટો જણાવે છે, કે આ વીજળી પ્રવાહ માણસના હાથના આગળાઓમાંથી ચિનગારા રૂપે બહાર પડે છે. બાતેન નજર ખોલેલાંઓ એ સહેલાઇથી જોઇ શકે છે, અને તેવી એક પ્રખ્યાત મનુ મીસીસ ટવીડેલ એ બાબે પોતાનો એક અનુભવ રજુ કરે છે, તે જાણવા જોગ છે. તેણી જણાવે છે, કે "કેટલાંક માણસોના ખોરેહ બહુ સાંકડાં અને ટૂંકાં હોય છે, જ્યારે કેટલાકોના શરીરની આસપાસ બહુ પ્રકાશિત રોશની બોહળા પ્રમાણમાં ફેલાયલી હોય છે." તેણીને શહેનશાહ એડવર્ડ સાતમા સાથે વારંવાર મેળાપ થતો હતો અને તેણી જણાવે છે, કે તેમના શરીરની આસપાસ 'મત્તા અને મોટાઇ દેખાડનાર ઘણા સુંદર રંગોનો પ્રકાશ ફેલાયેલો જણાતો' તેણી વધુ કહે છે, કે ૧૮૮૨ની આઇરીશ ખટપટ વખતે તેણી મરહુમ ગ્લેડસ્ટનના કુટુંબ સાથે રહેતી હતી તે વખતે એક હેંડબીલ વાંચતા મી. ગ્લેડસ્ટન બહુજ ગુસ્સે થઇ ગયા. એકાએક તેમના શરીરની આસપાસ પ્રકાશિત લાલ રંગનું એક વાદળું પ્રગટી નીકળ્યું અને તેમાથી રોશનીના તિક્ષણ ચમકારા અહીં તહીં ફેલાવા લાગ્યા.' ખોરેહના રંગોની તપાસ કરનારા કહે છે, કે ગુસ્સાનો લાલ રંગ, ભક્તિનો બ્લુ રંગ, મનશક્તિનો પીળો, ફીલસોફીનો લીલો અને ધારતીનો ભુરો રંગ ખોરેહમાં પ્રગટ દેખાય છે. ગ્લેડસ્ટનનો ઉપલો દાખલો આશીર્વાદમાં પરણતાં જોડાંને દુવા દેતાં 'ખશ્મગાની મબર' યાને ગુસ્સો કદી ના કરતાં'ની આપણને યાદ આપે છે, વંદીદાદમાં પવિત્ર માણસથી કે સઘળી પવિત્ર વસ્તુથી અપવિત્ર વસ્તુ યા માણસને અમુક કદમ દુર રહેવાનું ફરમાન ખોરેહની સ્વચ્છતા માટે આપવામાં આવ્યાં છે તે હવે સમજી શકાશે ડૉ. કીલનર તો ઓરત અને મરદોનાં ખોરેહની લબાઇમાં પણ ફેર હોય છે, એમ જણાવે છે. આ રીતે ખોરેહની સ્વચ્છતા માટેના જરથોસ્તી સિદ્ધાંતને હાલની વિદ્યાનો સંપૂર્ણ ટેકો છે. અને અશો જરથોસ્તના ચિત્રમાં એમનાં માથાંની આસપાસ જે ખોરેહ ચિતરવામાં આવે છે તેની સત્યતા આપણે સમજી શકયે છીએ.

અલંકાર રૂપ છે. વળી પૃથ્વીનો આત્મા પોકારતો પણ હશે અને ખુદા તે સાંભળતો પણ હશે? આવાં અનુમાન ઉપર આવી જનાર સાહેબો માટે હાલનાં વિજ્ઞાનની શોધ શું કહે છે તે જોઇએ.

Popular Mechanics નાં નવેમ્બર ૧૯૩૦ના અંકમાં આવેલો નીચલો ફકરો આ શંકાનું સમાધાન કરે છે અને પુરવાર કરે છે, કે પૃથ્વીમાંથી આજે પણ વિલાપના અવાજો સંભળાય છે.

*EARTH MOANS LIKE AN ANIMAL AND IS HEARD ON PHONE*

That the earth has a distinctive moan or wail of its own; not produced by taking power currents or other explainable causes, was recently demonstrated when Mother Earth's cries were heard on the telephone. In experiments with military field telephones, in which the return current runs through the ground and spreads out in circles, it was thought possible this spreading circuit could be tapped by stakes driven into the ground This was done and a powerful amplifier connected to the tapped circuit, Conversations were easy enough, but a peculiar moan and wail also was present. Many additional observations were made at various points and all explainable phenomena were ruled out as the result of them."

## અશો જરથોશતના જન્મ વખતે આખી કુદરતમાં ખુશાલી ફેલાઇ હતી, એમ અવસ્તા જાહેર કરે છે.

### એ ખાલી અલંકાર છે યા સત્ય છે? એ માટે હાલની વિદ્યા શું કહે છે?

ફરવરદીન યશ્તમાં અશો જરથોશતના જન્મ પામવા વખતે કુદરતમાં શું બન્યું તે માટે નીચલો ફકરો મળે છે,

"યેહે જાંથએચ વક્ષએચ, ઉર્વામેન્ આપો ઉર્વરાઓરચ, યેહે જંથએચ વક્ષએચ, 'ઉક્ષીન આપો ઉર્વરાઓરચ, યેહે જાંથએચ વક્ષએચ, ઉશતતાનેમ નીમ્રવન્ત, વીસ્પાઓ સ્પેન્તો દાતાઓ દામાંન" માને "જેનાં જન્મમાં તથા વધવામાં પાણી તથા ઓગવરો ખુશાલ થયાં, જેના જન્મમાં તથા વધવામાં સ્પેનામીનોની પેદા કીધેલી તમામ પેદાયશો શાબાશીનો પોકાર બોલવા લાગી.' (ફરવરદીન યશ્ત ક ૯૩)

શું આ મધળું બની શકે એવુ છે? શું કુદરતની જુદી જુદી પેદાયશો જેવી કે વનસ્પતિ, પાણી, પૃથ્વી પથ્થર વગેરે જે સ્પેના મીનોની પેદાયશોમાં આવે છે તેઓમાં ખરેખર અશો જરથોશતના જન્મથી ખુશાલી લાગી હશે? શું ખરેખર તેમ બન્યું હશે યા ફક્ત જરથોસ્ત સાહેબની મોટાઇ બતાવવા રંગીન અલંકારીક ભાષામાં આ યશ્ત લખનારે લખ્યું હશે? શું એ મદરાંગીન જેવું નથી લાગતું? આપણે આ હકીકત સાયન્ટિસ્ટોના અભિપ્રાયથી તપાસીયે. દુનિયાની તમામ પેદાયશોમાં જીવ છે એ હકીકત હવે જાણીતી છે. વનસ્પતિ માત્રમાં જીવ અને લાગણી છે તે મહાન હિંદી

'મારા ઉપલા વિષય ઉપરથી તમોને જરથોસ્તી ધર્મની શ્રેષ્ટાનો ખ્યાલ આવ્યો હશે. હું આપણાં ધર્મ અભ્યાસીઓને નમ્ર સુચના કરૂં છું કે હવે ફાઇલોલોજી ઉપરજ એકલું ધ્યાન આપવાને બદલે તે સાથે હાલની વિદ્વાનો શોધ ખોળો ઉપર ધ્યાન આપી, જરથોસ્તી ધર્મમાં જાહેર થયેલી માન્યતાઓની સચ્ચાઈ શોધવાથી, આ બુલંદ અને અતિ પુરાણાં ધર્મની મોટાઇ અને શ્રેષ્ટાઇ જગ આશકારા થશે. એ દિશામાં બહુજ મહેનત કરનારા મરહુમ શેઠ અરદેશર નસરવાનજી બીલીમોરીયાને હું આજે માન સાથ યાદ કરૂં છું કે જેઓ; અવસ્તા ભાષાનાં અભ્યાસી નહી હોવા છતાં, ઉપલી દિશામાં એમના બોહળા વાચને જરથોસ્તી ધર્મની પુરાતન માન્યતાઓ ઉપર મોટી રોશની નાંખી છે. મારા આખા વિષય ઉપર તમો જો શાંતપણે વિચાર કરશો તો તમોને આ બુલંદ ધર્મ વિશે ખરેજ ઉંચ ખ્યાલ આવશે છેવટે એજ આપણાં પુરાતન ધર્મ બાબત સેમ્યુઅલ લેંગ જેવા પ્રખર વિદ્વાનનાજ શબ્દો ટાંકી આ મારો વિષય પુરો કરીશ.

"It is evident that this simple and sublime religion is one to which, by whatever name we may call it, the best modern thought is fast approaching. Man of science like Huxley, philosophers like Herbert spencer, poets like Tenyson; might all subscribe to it, and even enlightened christian divines like Dr. Temple are not very far from it, when they admit the idea of a creator behind the atoms and energies whose original impress, given in the laws of nature, was so perfect as to require no secondary interference.........A Parsi has no reason to tremble for his faith if a Galilio invents the telescape, or a Newton discovers the law of gravity. He has no reason to argue for Noaba's deluge or for the order of creation described in Genesis. Nay he may remain undisturbed by that latest and most fatal discovery that man has existed on earth for untold ages, and instead of falling from a high estate, has risen Continuously by slow and painful progress from the rudest origins."



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

નવસારી

## — ૧૮ મું અધિવેશન —

૧૯૫૨

: વિજ્ઞાન વિભાગના પ્રમુખ :

**શ્રી હસમુખલાલ ભ. શ્રોફ**

(બી. એસસી; એ એમ. એમ. ટી; એફ. આર. આઇ. સી.)

સેક્રેટરી, "અટીરા", અમદાવાદ—નું ભાષણ

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી
## ૧૮ મું અધિવેશન.



શ્રી હસમુખલાલ ભગુભાઇ શ્રોફ, બી એસસી (માંચેસ્ટર)
એ એમ એસ ટી, એફ. આર. આઇ. સી.,
સેક્રેટરી, "અટીરા", અમદાવાદ.
વિભાગીય પ્રમુખ—વિજ્ઞાન

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, નવસારી.

## વિજ્ઞાન વિભાગના પ્રમુખનું ભાષણ

પ્રમુખ :–શ્રી હસમુખલાલ ભ. શ્રોફ
બી. એસ સી; એ. એમ. એસ. ટી; એફ. આર. આઈ. સી;

ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનની કાર્યવાહક સમિતિએ વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે મારી વરણી કરી મને જે બહુમાન આપ્યું તે માટે તેઓનો ને આપ સર્વેનો આભારી છું. મેં નથી ગુજરાતી સાહિત્યની સેવા કીધી, કે ન હતું મારૂં કાર્યક્ષેત્ર ગુજરાત: નથી મારી એવી વૈજ્ઞાનિક તરીકે શોધખોળ. હું તો એક માત્ર ટેકનીકલ કેળવણીક્ષેત્રમાં અને કંઈક અંશે ટેક્ષટાઈલ ઉદ્યોગમાં કાર્યકર રહ્યો અને થોડા જ સમયથી ગુજરાતના પાટનગર અમદાવાદમાં આવ્યો. તેથી, મારા વિદ્વાન વૈજ્ઞાનિક ભાઈઓમાંથી વધુ સમર્થ અને પરિચયવાળા પ્રમુખ મારા કરતાં શોભતે. મારી ત્રુટિઓ માલમ પડે તે દરગુજર કરશોજી.

ગુજરાતમાં સર્વ પ્રથમ શ્રદ્ધેય પ્રો. ટી. કે ગજ્જરે વડોદરા–મુંબઈમાં રસાયણિકશાળા-ચલાવી અને રસાયણવિભાગમાં ગુજરાત તથા સારા હિન્દુસ્તાનમાં તેઓનો ફાળો ઘણો રહ્યો. તેઓના જીવતા જાગતા સ્મારક તરીકે એલેમ્બીક કેમિકલ કાં., પેટલાદની રંગશાળાઓ ને કલાભવન તો સૌને માલમ હશે. પણ હિન્દુસ્તાનમાં એમના વિદ્યાર્થીઓએ બધે પ્રસરી રસાયણવિજ્ઞાનની કેળવણીની સેવા–શરૂઆત કરી તેમાં ઉલ્લેખનીય નામો ડૉ. યાજ્ઞિક અને : : તેની આગળ શ્રી પી. જી. શાહ : : લાહેર કૉલેજ ને યુનીવર્સીટીમાં, પ્રો. એમ. એસ. દવે અને ડૉ. કાન્તિલાલ સી. પંડ્યા આગ્રા, બરેલી વી. કૉલેજોમાં અને આપણા ગુજરાતમાં પણ પ્રસિદ્ધ ડૉ. કુંવરજી ગોસાઈનાયક, ગુજરાત ક્ષેત્ર કરતા પહેલાં, બરહાનપુર : : બેંગાલ : : માં નામાંકિત થયા. આ સર્વે ભાઈઓએ રસાયણિક કેળવણીમાં દેશભરમાં આજ સુધી ફાળો આપ્યો અને હજી પણ આપતા રહે છે. તે જાણી સર્વેને ખુશી થશે. પ્રો. ટી. કે. ગજ્જરની બીજી સ્મૃતિઓમાં જોઇએ તો વડોદરાનરેશની છાયામાં તેઓએ અથાગ મહેનત કરી રસાયણિક વિજ્ઞાન માટે ગુજરાતી ભાષામાં શબ્દકોષ લગભગ સંપૂર્ણ રૂપમાં તૈયાર કીધો. અને સાહિત્ય ઉભું કરવાની તૈયારી ને શરૂઆત પણ કરી. તેઓના આ કાર્યને નવું મૂર્ત આપવા વખતો વખત કાંઇક કોશીષો થઈ, પણ અંગ્રેજી ભાષાના પ્રચંડ વાતાવરણમાં પ્રયાસો જ્યાંના ત્યાં રહ્યા.

વિજ્ઞાન કે કોઇપણ વિષયની કેળવણી ગુજરાતી માધ્યમ વાટે ગુજરાતીઓ માટે હોય અને રહે એ માટે બે મત હોઇ શકે નહીં. તેમ જ મારા મત પ્રમાણે દુનિયાના પ્રગતિ-કારક વાતાવરણમાંથી જોઇએ તેટલાં આપણને ઉપયોગી એવાં તત્ત્વ ખેંચવા માટે અંગ્રેજી ભાષાનું સારૂં એવું જ્ઞાન ધરાવવું એ જરૂરી છે. તે જ પ્રમાણે બધા મતોને અનુકૂળ અને માન્ય થઈ પડે એવો વૈજ્ઞાનિક શબ્દકોષ તૈયાર થવાની રાહ જોવાને બદલે જે બીજી ભાષાઓના ચાલુ શબ્દો હોય તે અપનાવી લઇ. જલદીમાં જલદી બને તેટલી ચોપડીઓ તૈયાર થાય તો જ ગુજરાતી માધ્યમ ઉપયોગમાં લાવી શકાય. તો જ આપણે અને ગુજરાતી ભાષાને સાહિત્ય વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પ્રગતિ કરી શકીએ.

ગુજરાતમાં તો હવે બે વિશ્વવિદ્યાલયો થયાં અને આશા છે કે ગુજરાતી માધ્યમને મૂર્તરૂપ મેલવામાં સર્વે પ્રયાસો ને અનુકૂળતા મળે એવું સ્થાયી વાતાવરણ જેનો પહેલાના કાર્યકર્તા માટે અભાવ હતો, હવે મળી રહ્યુ છે.

ગુજરાતી લેખકોને આર્થિક રીતે અનુકૂળ થાય એવા વાતાવરણને વૈજ્ઞાનિક પાઠ્ય પુસ્તકો ને અન્ય સાહિત્ય તૈયાર કરવા માટે જરૂર છે. કારણ આ પુસ્તકોનો વપરાસ એક જ ભાષામાં હોવાથી તે ઘણો જ સીમિત રહે એ દેખીતું છે તેથી તેની સાથે ચોપડીઓની કીંમત પણ વાંચનારાઓ ને ખાસ ઉપયોગ કરનાર વિદ્યાર્થીગણને કે વાંચકવર્ગને ભારે ન થઈ પડે એટલું જ નહીં પણ સસ્તું પડે તે જોવું રહ્યુ. આ પુસ્તકો વેચાણ અને ભાવની દૃષ્ટિએ સ્વાવલંબી રહી લેખકોને આકર્ષિત કરે એ માનવું કઠણ લાગે છે. આ વિકાસ અંગે જરૂરી આર્થિક સહાયતા માટે વિશ્વવિદ્યાલયો જેવી અને એવી બીજી સંસ્થાઓ ટ્રસ્ટો ઉભાં કરે એ એક માર્ગ હાલના સંજોગોમાં દેખાય છે.

મારા કરતાં આ કાર્યક્ષેત્રમાં કામ કરનારાઓ વધુ પ્રકાશ નાંખી શકશે એમ હું માનું છું. પણ ગુજરાતી માધ્યમ બનાવવાનું જરૂરી ક્ષેત્ર તો ત્યારે જ ભર આવે કે જ્યારે સસ્તું ને ઉપયોગી વૈજ્ઞાનિક સાહિત્ય તે માટે છૂટથી મળે. લેખકો મળવામાં વાંધો આવે એમ હું માનતો નથી.

આપણા વિશ્વવિદ્યાલયોમાંથી તેમ જ અન્ય ટેકનીકલ અને ઈન્ડસ્ટ્રિયલ કેળવણી સંસ્થાઓમાં સ્નાતકો અને ડિપ્લોમા-હોલ્ડર જુદા જુદા વિષયોમાં પુષ્કળ બહાર પડી રહ્યા છે. અહીંઆ તહીંઆ તેઓ ધંધા ઉદ્યોગમાં કામે લાગી પણ જાય છે. પણ સારો એવો ભાગ પોતાની ખાસ કેળવણીના વિષયથી વિખૂટો પડી જઈ યા બેકાર રહી દેશને ખોટ ને નુકશાન : : (National waste) : : પણ થાય છે. તેઓ બેકાર તેમ જ underemployed, રોજી વગરના પણ મોટે ભાગે રહે છે.

શિક્ષણસંસ્થાઓનું શિક્ષણ મોઘું થવા સાથે જે વર્ગ તૈયાર થઈ નીકળે છે તે પણ કાંઈક અંશે મોળો તૈયાર થયેલો રહે છે. શિક્ષણસંસ્થાઓને માટે આ એક સંજ્ઞા છે જેનો ઉકેલ દેશના હિતમાં થવો જરૂરી છે. ઔદ્યોગિક ક્ષેત્ર વિજ્ઞાનના ઉપયોગમાં ઘણો જ પાછળ કહી શકાય અને તેમાં રહેલા માણસો જાણે છે કે તેઓની નોકરીમાં સ્થાયીપણા જેવું છે જ નહીં અને જે દિવસે દરવાજા બહાર નીકળતા નોટીસ ને નોટીસપગાર ન મળે તે તે દિવસ-મીલ ઉદ્યોગમાં તેઓ માટે સહી ગણાય. ખાંડ જેવા ઉદ્યોગના વૈજ્ઞાનિકો મોસમમાં જ રખાય ને બાકીના વખતમાં મોટે ભાગે બેકાર રહે છે. તે ઉપરાંત તેઓ માટે છુટ્ટી, પ્રોવીડંટ ફંડ, પગારધોરણ વગેરે મનસ્વી પ્રમાણે અપાય છે. આ સંજ્ઞાઓનો ઉકેલ લાવવો, જેથી વૈજ્ઞાનિકોનું જીવન વેડફાય નહીં, તે માટે વિશ્વવિદ્યાલયોએ સરકારનું ધ્યાન દોરી તેઓ પાસે ઉકેલ કરાવવાની જરૂર છે, કારણ કે આ ઉકેલ કાંઈ આપણા ધનાઢ્ય ઉદ્યોગપતિઓ—જે પોતાના જ ફાયદા માટે અને નહીં કે ઉદ્યોગ કે દેશના ફાયદામાં રચ્યા પચ્યા રહે છે, તેની પાસેથી એના ઉકેલની આશા રાખવી એ મારા વર્ષોના અનુભવ પછી કહી શકું છું કે

[illegible]

વૈજ્ઞાનિકોને કેળવણી પછી ઔદ્યોગિક અનુભવની-જેમ કોઈપણ શિક્ષણ પછી હોય છે તેમ જરૂરત હોય છે. લાગવગવાળા માણસો તો ફાવે છે. પણ નવા તૈયાર થયેલા ભાઈઓ-માંથી કેટલાઓને અનુભવ મેળવવા માટે આમથી તેમ ભટકવું પડે છે ને ઠોકર ખાઈ નાસીપાસ થવું પડે છે. આપણા ઉદ્યોગો જેટલા ધનકુબેરોના પરાક્રમથી આગળ વધ્યા છે તેટલા જ આમજનતા : Cousumer : ના ભોગથી પ્રોટેક્શન ટેક્ષો, ભાવ વધારા, સરકારી મદદો ને સવલતોથી આગળ વધેલા છે. આ વાત આપણા ધનાઢ્ય ઉદ્યોગપતિઓની જાણ બહાર તો નથી; પણ જ્યારે ઔદ્યોગિક અનુભવ મેળવવાની વાત આવે અને તેને માટે જોઇતાં સાધનોની વિનંતી કરવામાં આવે ત્યારે બહુલક્ષી કારણો કાઢી વિસારે મૂકાય છે અને તેઓની કોઈ જવાબદારી હોય એમ માનવામાં આવતું નથી. આ સંબંધી ઉકેલ પણ આપણી જનતાની જ સરકારે લાવવો પડશે. બાકી તો જે બ્રીટીશ નિષ્ણાતો દેશના કાર્ય-કરોને બદનામ કરી ઠોકી બેસાડવામાં આવતા હતા તેમ હવે ચાલુ થયેલી પ્રથા : Unesco : અને બીજા પ્લાનોમાં આવતા નિષ્ણાતોનો રાફડો ને તેને અંગે હદપારના ખરચાઓ ચાલુ રહી એકલા પૈસાનો તો શું પણ અનુભવનાં પોટલાં બાંધી જઇ આપણેને જ્યાં હતા ત્યાંના ત્યાં છોડી દઈ ચાલ્યા ગયા તેમ ચાલી જશે, જેઓને આવા આવતા નિષ્ણાતો સાથે કામ કરવાની તક મળી છે તેઓ જાણે છે કે કેટલે અંશે દેશની સંજ્ઞાઓનો ઉકેલ થયો છે દેશનું ધન જ દેશમાં રાખવું હોય તો જે નિષ્ણાતોને લાવવામાં આવે-અને ખરેખર જ જે તે વિષયના નિષ્ણાત છે કે નહીં તેની બરાબર પ્રથમ છાનબીન કરવામાં આવે-અને તેને માટે સંજ્ઞાઓ અને સ્થાનિક સંજોગો : : *Local counditions* : : ની વચ્ચે રહી તેનો ઉકેલ કરવામાં આવે ત્યાર પછી આપણા જાણકાર અને અનુભવીઓને તેની સાથે રાખી તેનો ઉકેલ કઢાવી પછી છૂટા કરે તો દેશને જરૂર ફાયદો થાય; બાકી નિબંધો કે નિવેદનો લખાવી તેમનો અમલ કરાવ્યા પહેલાં વિદાય થઈ જાય તો નહિ આમના કે નહિ તેમના રહી જવાય કારણ રીપોર્ટ તો ઘણીવાર સારા પેપર ઉપર છપાયા હોય પણ સંક્ષિપ્ત પાઠ્ય પુસ્તકો : : (abbreviated text books) . : ઉપરાંત બીજું કાંઈ હોતું નથી. અને તેની જગાએ કુદરતી રીતે અભરાઈ ઉપર મૂકાઈ જઈ ભૂલી જવાય છે કે કચરાની ટોપલીમાં જાય છે.

વૈજ્ઞાનિક ભાઈઓને બે શબ્દો કહું તો અસ્થાને ન ગણાય, આપણે ત્યાં *professional* Code ની : ધંધાશિસ્તની ઘણી જરૂરત છે. તે કોડ પ્રમાણે કોઈ બીજા ભાઈની શોધખોળ અથવા જ્ઞાન તેમ જ તેના લેખોમાંથી ઉતારા કરી વગર બતાવે છાપવા, એ આપણા જ ભાઈઓનો બેકાર ઉપયોગ કહેવાય.' અને તેની બંધી હોવી જોઈએ અને અસલ કામ કરનારને રક્ષણ ને આર્થિક ફાયદો પહોંચે તો દેશ આગળ વધે. હાલ તો બેકાર કામ લેવું ને લેરડાવવું એ ઘણી ઔદ્યોગિક સંસ્થાઓમાં પ્રચલિત છે. એટલુંજ નહિ બલ્કે સામો તે સંસ્થા યા તો વ્યક્તિને સહાગે આપતા હોય એમ દેખાવ થાય છે, બીજી તરફથી આપણા આગળ વધેલા વૈજ્ઞાનિક ભાઈઓએ નવા આવનારા-તાજા તૈયાર થયેલા-ભાઈઓને અનુભવ મેળવવાની સગવડ કરી આપવામાં પૂરેપૂરો સહકાર આપવો જોઇએ, . જેથી જે મુશ્કેલીઓમાં આપણે પોતે પસાર થયા તે બીજાને ઓછી પડે, દેશના સુવકોનું ભાવી ઘડાય, ને દેશ સમૃદ્ધ બને.

દેશને આર્થિક સંકડામણમાંથી સ્વતંત્રતા હજી મેળવવી રહી છે. વધુ ઉત્પાદન, એ ખર્ચો ઘટાડવાનો એક માર્ગ છે. હાલના સજોગોમાં ઉદ્યોગપતિ, મજૂર ભાઇઓ અને સરકારની વચમાં ઉદ્યોગની કમાણીમાંથી થતી ખેચાંખેચી, ઔદ્યોગિક ક્ષેત્રમાં કામ કરનારા વૈજ્ઞાનિકોની સ્થિતિ ત્રિશંકુ જેવી કરી રહી છે અને એના પ્રયત્નોની અસર થતાં પહેલાં તો એક યા બીજી રીતે ખર્ચા વધી જાય છે. માટે જેટલી કુનેહ બને તેટલી કરવી આ વૈજ્ઞાનિકો માટે રહી. આજનું વિજ્ઞાન એ માનવતાની સેવા કરવાનું મહામૂલુ સાધન છે. વિશ્વ બહુરૂપી અને અથાગ છે. આજનું વિજ્ઞાન વિશ્વના જગન્નિર્માતાનું કાંઈક અંશે દર્શન કરાવવા વિશ્વને આગળ દોરી રહ્યું છે, જ્યારે બીજી તરફ આજનું વિજ્ઞાન વિસ્ફોટકો, જેવા મહાન માનવભક્ષી પરમાણુઓનો દુરુપયોગ કરી માનવ માનવ વચ્ચે લડાઈ ઉભી કરી વિશ્વનો સંહાર કરવા માટે જગન્નિયંતાએ કરેલી કરામતનો નાશ કરવા માટે કટિબદ્ધ થઈ રહ્યુ છે વિજ્ઞાન આજે માનવના હાથમા અણુબોંબ, હાઈડ્રોજન બોંબ જેવાં રાક્ષસી સાધનો સામૂહિક સંહાર માટે આપી રહ્યુ છે અને આજે પાછો સાધનસંપન્ન એક દેશ બીજા દેશને ગભરાવી ડરાવી રહ્યો છે. આવા રાક્ષસી સાધનોના ઉપયોગનો લડાઈમાં સદંતર બહિષ્કાર કરવાને બદલે તેને વધારવા, ને નવી નવી ભયંકર શોધખોળ કરવામાં ચરસાચરસી ને દોડધૂપની ધૂમ દેશદેશમાં મચી રહી છે. આમ કરી માણુસ માણુસ મટી પશુ તો શું પણ રાક્ષસ, નરપિશાચ બની સંસાર સર્જકની સૃષ્ટિનો જ સંહાર કરવા ઉભો થયો હોય તેમ લાગે છે. અને આપણે આશા રાખીશું કે આ રાક્ષસી અને ભયંકર વિનાશક ખેંચાતાણીમાં આપણો શાંતિપ્રિય દેશ શાંતિનું માર્ગદર્શન કરાવી આ ધમાચકડીમાંથી બચાવવા અને માનવ જનતાને પોતાના ખરા ધર્મનો માર્ગ બતાવવામાં મોટો ભાગ ભજવશે



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

[તારીખ ૨૮ : ૨૯ : ૩૦ : ડિસેમ્બર : ૧૯૫૨]

: ૧૮ મું અધિવેશન :

## નવસારી

★

• • પત્રકારત્વ વિભાગના પ્રમુખ • •

શ્રી કાલિદાસ કૃપાશંકર શેલતનું

## ભાષણ

[ તંત્રી : 'પ્રતાપ' : સૂરત. ]

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન : નવસારી

## ૧૮ મું અધિવેશન



શ્રી કાલિદાસ કૃપાશંકર શેલત

તંત્રી 'પ્રતાપ' સુરત

વિભાગીય પ્રમુખ પત્રકારત્વ

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન • નવસારી

## પત્રકારત્વ વિભાગના પ્રમુખનું ભાષણ

પ્રમુખ : શ્રી કાલિદાસ કૃપાશંકર શેલત

તંત્રી : 'પ્રતાપ' : સૂરત.

મે. પ્રમુખ સાહેબ, સ્વાગત પ્રમુખ સાહેબ અને વિદ્વજ્જનો,

પ્રથમ તો આપે આ સ્થાન માટે મારી પસંદગી કરીને મારા જેવા એક અદના પત્રકારનું જે બહુમાન કર્યું છે, તે માટે હું આપનો આભાર માનું છું. આ સ્થાનને શોભાવે એવા અનુભવી, સાહસિક અને ગરવા ગૂજરાતી પત્રકારો છે, એ હું જાણું છું; એટલે ઘણા નાના ક્ષેત્રમાં વિચરનારા એક અલ્પજ્ઞ પત્રકાર તરીકે મને કવિકુલગુરુ કાલિદાસના શબ્દોમાં કહું તો प्रांशुलभ्ये फले मोहादुद्बाहुरिव वामनः જેવો સહજ વિષાદ ઉદ્‌ભવે એ સ્વાભાવિક છે; પણ આપનો નિર્ણય માથે ચઢાવીને મારી અલ્પજ્ઞતાના યથાર્થ ભાન સાથે આ સ્થાન સ્વીકારવા હું પ્રેરાયો છું; એટલે આપ સૌ મારી ઊણપો ઉદારભાવે નભાવી લેશો અને ખામીઓ ક્ષમી લેશો એટલી મારી વિનંતી છે.

પલટાતા દેશકાળના કારમા ઝંઝાવાત સામે જ્ઞાનની જ્યોત જળહળતી રાખનારાં પ્રમુખપત્રોએ ગૂજરાતના પ્રજાજીવનને ચોગરદમ પ્રકાશિત કર્યું છે; પણ પૃથ્વીમાં પ્રકાશ પાથરનારા પ્રતાપી સૂર્યદેવતાનાં તેજરશ્મિ કે અવનીને ઉજાળનારા ચંદ્રની ચાંદનીનો ધવલ પ્રકાશ ઊંડા જંગલની ગીચ ઝાડીઓમાં કે ગહન ગિરિકંદરાઓમાં છુપાયેલા અંધકાર સુધી પહોંચી શકતાં નથી. दिवाकराद्रक्षति यो गुहासु लीनं दिवाभीतमिवांधकारम् એવાં દૂર–સુદૂર સ્થાનોમાં આછેરા અજવાળાના ઘરદીવડા પણ આવશ્યક હોય છે. એવા સ્થાનમાં પત્રકારત્વનો નાનકડો દીપ સળગતો રાખવાના મારા અલ્પ પ્રયાસની જ આપે કદર કરી છે, એમ હું માનું છું. મારા એ અલ્પ પ્રયાસની ભૂમિકા અને એની સાથે જોડાયેલી લગભગ ત્રણ દશકા પહેલાંની અખબારી પ્રવૃત્તિઓનો યત્કિંચિત ઉલ્લેખ અહીં અસ્થાને નહિ ગણાય.

વડોદરા કૉલેજનાં પગથિયાં પરથી ૧૯૧૭માં મેં મુંબઈના ત્યારના સુવિખ્યાત 'ગુજરાતી'ના ઉંબર પર પગ મૂકયો અને ગૂજરાતના ત્યારના પત્રકારત્વમા ક્રાન્તિ ફેલાવનારા એ સાપ્તાહિકમાં મારા પહેલા પત્રકાર ગુરુ સ્વ. શ્રી.અંબાલાલ બુલાખીરામ જાનીને ઉછંગે બેસીને મારા પત્રકાર જીવનની ગળથૂથીનાં પાન કર્યાં. એ પછી અદ્યાપિપર્યંત ભક્તિરવ્યભિચારિણી એવા એકનિષ્ઠ ભક્તિભાવે પત્રકારત્વનુ મેં અહર્નિશ આરાધન કર્યું છે. મુંબઈમાં 'હિંદુસ્તાન', 'સાંજ વર્તમાન', શ્રી ભમગરા સ્થાપિત 'ભારત' વગેરે દૈનિક પત્રોની મધુરજનો આસ્વાદ લઈને રાણપુરમાંથી સૌરાષ્ટ્રના સુષુપ્ત સિંહત્વને ઢંઢોળનારા અને ત્યારના પત્રકારત્વના ઊના પાણીના કુંડના ખળખળતા ઝરા જેવા 'સૌરાષ્ટ્ર'માં, લક્ષ્યવેધી બાણાવળી શા શ્રી અમૃતલાલ શેઠ અને મોરઠી સાહિત્યગંગાના ભગીરથ સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણી તથા સાહસશૂર શ્રી કકલભાઈ કોઠારી [ હાલ અમદાવાદના 'પ્રભાત' દૈનિકના તંત્રી ] વગેરેના સમાગમમાં પત્રકારત્વના ઉછળાટ અનુભવ્યા. ત્યારનું 'સૌરાષ્ટ્ર' એટલે જાણે ગિરના કો મહેબૂબ સિંહની ત્રાડ ! ત્યાંના કંઈક રાજવીઓના કાળજાનો કાંટો ! બ્રિટિશ સત્તાની હરદમ કદમબોસી કરનારા અને એજન્સિઓના કારકુન કે પટાવાળાની ખફગીથી પણ પીપળાના પાનની જેમ થથરનારા રાજવીઓ ધગધગતા તાવડા જેવી લાલચોળ આંખે 'સૌરાષ્ટ્ર'ની કટારો વાંચતા અને દાંત પીસતા; પણ ત્યારે એમને ખબર નહોતી કે રાષ્ટ્રત્વના સમીરની એક જ લહરીએ ઉછીના તેજે દીપતા એમના તાજ તણખલાંની જેમ ટપોટપ ખરી પડવાના છે.

અને સૂરતના મારા સ્થાનગુરુ તે આ જિલ્લાના જાણીતા કોંગ્રેસ આગેવાન શ્રી કલ્યાણજીભાઈ વિઠ્ઠલભાઈ મહેતા. 'સૌરાષ્ટ્ર'ના એ ઊના પાણીના ઝરાનો કાંઠા પરથી તાપી તટે આવીને ૧૯૨૩માં એમની ઓથે 'નવયુગ' સાપ્તાહિકની સ્થાપના પછી અને સંજોગોવશાત્ 'સમાચાર', 'અસહકાર' વગેરે દૈનિકોના તેલ વગરના ટમટમતા દીવડા ચાલુ રાખવાના વૃથા પ્રયત્નો પછી ૧૯૨૬ના જુલાઈમાં પત્રકારત્વની આટલી અલ્પ પૂંજી ઉપર કશા સાધન વગર 'પ્રતાપ' સાપ્તાહિકનું સાહસ ખેડવા હું પ્રેરાયો. એક પચીસી પહેલાંનો એ સમય પત્રકારત્વના કમળદળની ઊઘડતી પાંદડીઓનો ઉષઃકાળ હતો સાધનહીનોને કચરોપૂંજો વાળવાના 'ઑફિસ બૉય'થી માંડીને તંત્રી, વ્યવસ્થાપક, કેન્વાસર, પ્રૂફરીડર, કારકુન અને કોઈવાર ફેરિયાનાં કામો પણ કરવાં પડતાં. આજના પત્રકારોને એવા વૈવિધ્યભર્યા છતાં મૂંઝવનારા પત્રકાર–જીવનનો ખ્યાલ ભાગ્યે જ આવી શકે. પણ એવા સ્વાનુભવો નૂતન યુગના પત્રકારોને પ્રેરણારૂપ થઈ પડશે એમ માનીને અહીં આટલો ઊડતો ઉલ્લેખ કર્યો છે.

વીસમી સદીના બીજા દશકાનો અંતકાળ અને ત્રીજા દશકાનો આરંભકાળ એ રાષ્ટ્રીય પત્રોનો ઉદ્‌ગમકાળ હતો. વાંચનની ઊઘડતી ભૂખનો એ સમય હતો. દૈનિક પત્રો મોટે ભાગે ધનિક શહેરોમાં નભી શકતાં. એ જીરવવા જેટલી ક્ષુધા કે શક્તિ ત્યારે ખીલી નહોતી એટલે 'સાપ્તાહિકો'નો પ્રચાર પ્રમાણમાં વધારે હતો. 'ગુજરાતી' સાપ્તાહિક ૧૯૧૮માં ૧૮૦૦૦ની સંખ્યા વટાવી ચૂકયું હતું. 'કેસરી' અને 'નવજીવન' ત્યારનાં સૂર્ય–ચંદ્રની બેલડીશાં જીવનપ્રદાયક સાપ્તાહિકો હતાં. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનુ 'નવજીવન' લઈને મહાત્માજીએ એ દ્વારા પત્રકારત્વની કાયાપલટ કરી હતી. 'સૌરાષ્ટ્ર' પત્રકારત્વનો ધગધગતો લ્હાવા વહેતો કર્યો હતો. 'નવજીવન' એટલે ગૂજરાતી ભાષાનું રાષ્ટ્રગેઝેટ. સામ્રાજ્યશાહીના અભેદ્ય મનાતા લોહદુર્ગોને પણ 'નવજીવન'ના સાપ્તાહિક આચકા તળિયેથી ટોચ સુધી હલાવી નાખતા.

આટલો ઊડતો ઉલ્લેખ કરીને પત્રકારત્વના ભૂતકાળની આરસીમાં આપણે ડોકિયું કરીએ અને જગતના પત્રકારત્વ સાથે આપણી કડીઓ કયાં, કેમ અને કયારે જોડાઈ તે જોઈએ. પત્રકારત્વ સૃષ્ટિના સર્જન સાથે જોડાયેલું છે. મનુષ્યની જિજ્ઞાસાની જોડાજોડ એનો ઉદ્ભવ થાય છે, એટલે પ્રાચીનકાળના નારદ મુનિને આપણે આદ્ય પત્રકાર ગણી શકીએ. ભગવાન મનુ અને વેદવ્યાસ, મહર્ષિ વાલ્મીકિ એ પણ પુરાણા કાળના પત્રકારો જ હતા. એમણે ત્યારની સમાજ–રચનાનું દર્શન કરાવ્યું છે. મહાભારતના સજયે જગતના એક મહાન અને અજોડ યુદ્ધવિષયી ખબરપત્રી તરીકે સર્વોચ્ચ પત્રકારની અક્ષરતા પ્રાપ્ત કરી છે. એ પછીના સમયમાં તાડપત્રો, તામ્રપત્રો અને શિલાલેખો દ્વારા પત્રકારત્વની સાંકળ અખંડ રહેલી છે. મોગલ તથા મરાઠા રાજ્યના સમયમાં હસ્તલિખિત ચોપાનિયાં લખનારા પત્રકારો કચેરીઓ અને મહેલો આગળ ટોળે મળતા. તેમણે મેળવેલી ખબરો આપતા અને રાજકાજની ખબરો મેળવીને તેનાં હસ્તપત્રો ચોરા, ચોટાં અને ચકલાઓમાં વહેંચતા કે વેચતા.

એ જ રીતે દેશપરદેશમા પણ પ્રાચીન કાળથી પત્રકારત્વ ચાલુ રહ્યું છે. યુરોપમાં અને મિસરમાં ઈ. સ. પૂર્વેના કાળમાં પણ પત્રકારત્વ એના પુરાણા રૂપમાં હતું જ. ચીનમાં ૬ઠ્ઠી કે ૭મી સદીમાં લાકડાંનાં બીબાંનો ઉપયોગ થતો જાણ્યો છે; પણ મુદ્રણની શોધ પછી પત્રકારત્વ વેગીલું અને વ્યાપક બન્યું. મુદ્રણની પ્રથમ શોધ એ જર્મનોએ કરી અને ઈટલીમા પહેલવહેલાં મુદ્રણાલયો સ્થપાયા. ઇંગ્લાંડમાં વેસ્ટમિનિસ્ટરમા ૧૪૭૬ માં પહેલું મુદ્રણાલય સ્થપાયુ. મુદ્રિત છાપાનો આરંભ પહેલો જર્મનીમા થયો. તેમાં વ્યાપારની ખબરો પ્રકટ થતી. દરમ્યાન યુરોપમાં ઠેરઠેર મુદ્રણાલયો ફેલાયાં અને ઇંગ્લાંડમાં પણ મુદ્રિત સમાચારનાં ચોપાનિયાં શરૂ થયાં. એવાં ચોપાનિયાં હાથલારીઓમાં પણ વેચાતાં. ઇંગ્લાંડમાં ૧૬૨૨ ના ઓગસ્ટમાં 'નેશનલ ન્યૂસ' સમાચાર પત્ર પ્રકટ થયું. તેમાં ફક્ત જર્મન વિગ્રહોના ખબરો અપાતા. પછી 'ઓકસફર્ડ ગેઝેટ', 'લંડન ગેઝેટ' પ્રગટયાં. તેમા પાર્લામેન્ટના હેવાલો છપાતા. પણ ઇંગ્લંડના સાંપ્રત પત્રકારત્વના યુગનો મૂળ પુરુષ લ એસ્ટ્રેજ (L' Estrange) હતો. એણે 'ઑબ્ઝર્વર' સ્થાપ્યુ અને તેમાં જાહેર પ્રશ્નોની તીખી તમતમતી છણાવટ કરીને પત્રકારત્વની કળાનો પરચો બતાવ્યો જેલ અને દંડની યાતનાઓ વેઠતો એ અંગ્રેજી પત્રકારત્વનો પહેલો પુરુષ અડગ રહ્યો અને એણે ઇંગ્લાંડમાં પ્રબળ પત્રકારત્વનું વિશાળ ક્ષેત્ર તૈયાર કર્યું. ૧૭૦૨ માં 'ડેઈલી કરંટ' અને તે પછી તરત જ સુપ્રસિદ્ધ લેખક અને પત્રકારત્વના ગુરુ ગણાતા* ડેનિયલ ડીફોએ 'રિવ્યૂ'ની સ્થાપના-કરી. અને પછી તો ઇંગ્લાંડમાં અખબારી યુગ મંડાયો. સુવિખ્યાત 'લંડન ટાઈમ્સ' ૧૭૫૮માં જોન વૉલ્ટરે સ્થાપ્યું. આજે લાખોનો ફેલાવો પામેલુ 'લંડન ટાઈમ્સ' આરંભ કાળની લગભગ ૭૫ વર્ષની મજલને છેડે માંડ ૮૦૦૦–૧૦૦૦૦ના ફેલાવાનો દાવો કરી શકયું હતું. એ પછી તો ઇંગ્લાંડમાં ઠેરઠેર કાંડાવછોડ અખબારો પ્રગટયાં. 'ટેટલર' અને 'સ્પેકટેટર', 'ડેઈલી ન્યૂસ' અને 'ડેઈલી મેલ', 'ડેઈલી મિરર', 'ઇવનિંગ ન્યૂસ' અને 'ઓબ્ઝર્વર'. એ યાદી ઘણી લાંબી હોઈ એમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓની નોંધ અહીં વધારે ઉપયોગી થશે. ઉપર કહ્યું તેમ ઇંગ્લાડમાં પણ પત્રકારત્વનો આરંભકાળ વિકટ હતો. રાજ્યસત્તા તરફથી વખતોવખત કનડગતો થતી પ્રતિબંધો અને મેન્સરશિપના ખીલા અખબારોને કાળજે ઠોકાતા. પાર્લામેન્ટની ચર્ચાની અણગમતી ટીકાઓ માટે દમનના સોટા વીંઝાતા અને એનાં હેવાલો પ્રગટ કરવાની મનાઈઓ થતી ઇંગ્લાંડમાં ત્યારે એ મુફલીસનો ધંધો મનાતો સજ્જનો એમાં જોડાતાં કે

જાહેર રીતે લખતાં અચકાતા; પણ ડૉ. જોન્સન, ડેનિયલ ડિફો, એડિસન અને સ્ટિલ જેવા ત્યારના પત્રકારત્વના ઝંડાધારીઓની એકસરખી જહેમતે ઈંગ્લાંડના પત્રકારત્વને યશસ્વી બનાવ્યું. ત્યારે અખબારોને સ્ટાંપડયૂટિ, જાહેરખબરવેરો અને કાગળવેરો પણ ભરવો પડતો. એકસરખી ઝુંબેશ પછી એ જ્ઞાનવેરા ઊઠી ગયા અને એની જોડાજોડ ૧૮૭૦મા કેળવણીનો કાયદો થતાં અખબારોના ફેલાવા હજારો પરથી લાખો પર પહોંચ્યા. ઈંગ્લાંડનાં અખબારોએ સ્થાપિત રાજ્યસત્તા સામે પ્રજાહક્કની અને વાણી તથા વ્યક્તિસ્વાતંત્ર્યની જેહાદ ચલાવી અને સફળતા મેળવી. 'લંડન ટાઈમ્સ' આરંભમાં મધ્યમ વર્ગની પ્રજાનું જબ્બર હિમાયતી છાપુ હતું. વિગ્રહોમાં અને વિગ્રહશાન્તિમાં પણ અખબારોએ સારી પેઠે ફાળો આપ્યો છે. પ્રધાનોનાં આવાહનોમાં અને ઉથાપનોમાં એમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને કંઈક ઊથલપાથલો કરાવી છે ઈંગ્લાંડનાં અખબારોએ ઈંગ્લાંડનો પ્રજાસત્તાનો ઇતિહાસ રચ્યો એના ડેનિયલો, એના નોર્થક્લિફો અને રોથરમિયરો, એના રડયાર્ડ કિપ્લીંગો અને જ્યોર્જ ઇલિયટો, ચાર્લ્સ રીડો, સ્ટેડો અને કૂકોએ રાજ્યની ચોથી સત્તાનાં એ ચિરસ્થાયી પ્રજામંદિરોનાં ચણતર ચણ્યાં અને કલમના ઘા બરછીથીએ ઊંડા હોય છે, એ સિદ્ધ કર્યું. એમની કુનેહ, એમની વ્યવસ્થાશક્તિ અને એમનાં સાહસોએ અખબારોને દેશ અને રાજ્યના સ્થંભ જેવાં બનાવ્યાં. ઈંગ્લાંડના અખબારી આલમના એ મિનારા આજે પણ એમના જગતઝબકાર ફેલાવી રહ્યા છે.

અને ઇંગ્લાંડનાં ધીંગાંધોરી અખબારોને અમેરિકન અખબારો ટપી ગયાં છે. અમેરિકન પત્રકારત્વ સનસનાટીભર્યા સમાચારોનું મહત્ત્વ વિશેષ માને છે. પૃથ્વી પરના એ ધનકુબેર અમેરિકાનાં અખબારો દુનિયાભરનું અવનવું જાણવા જણાવવા અઢળક ધન ખરચે છે. યુદ્ધ-સમાચારો પાછળ તો પાગલની જેમ ધન ઉછાળે છે. એના અઢાસો વર્ષોના અખબારી ઇતિહાસમાં એણે વધારે આગળ અને ઝડપી કૂચ કરી છે. મગજ કહ્યું ન કરે એટલા એના ફેલાવાના આંકડા હોય છે. એનાં કંઈક પત્રો અને સામયિકોની જૂજવા દેશોની જૂજવી પ્રતો પણ નીકળતી હોય છે. અમેરિકન પત્રકારત્વ એટલે જાણે મુદ્રણ, પ્રકાશન અને નૂતન પત્રકારત્વની કળાના વિકાસનું ઉત્તુંગ મેરૂશિખર! યુરોપના બીજા દેશોની અખબારી પ્રગતિનો ઇતિહાસ ઇંગ્લાંડ, અમેરિકા જેટલો ચમત્કારી કે રસપ્રદ નથી. મોજીલા મનાતા ફ્રાન્સનું કંઈક ઠાવકું પત્રકારત્વ ઠીક પાંગર્યું; પણ ઈટલીના ફાસીવાદે અને જર્મનીના નાઝીવાદે સ્વતંત્ર પત્રકારત્વને ગૂંગળાવ્યું. એશિયામાં લાલ ચીનના ક્રાન્તિકારી પત્રકારત્વના ઝડપી વિકાસની માહિતીઓ સાંપડે છે, જ્યારે બીજા દેશોની ખાસ સપ્રમાણ માહિતી ઓછી મળે છે; પણ ઇંગ્લંડ–અમેરિકા સામે પણ જાપાન સગર્વ ખડું રહી શકે એમ છે. જાપાનનાં અખબારોએ ટૂંક સમયમાં અદ્‌ભુત પ્રગતિ કરી છે અને કેટલાંક પ્રમુખ પત્રો લાખોની સંખ્યામાં ફેલાવો પામ્યાં છે. જાપાનની મુદ્રણકળાએ પણ એવી જ પ્રગતિ કરી છે.

બાહ્ય જગતના આ સંક્ષિપ્ત અવલોકન પછી આપણા દેશના પા પા પગલે પાંગરતા સામ્પ્રત પત્રકારત્વના ઇતિહાસનું પાનું ઉઘાડીએ. ઈસ્ટ ઈંડિયા કંપનીના સમયમાં જેમ્સ હીકી નામના કોઈ એક અંગ્રેજે બીબાં ઢાળીને કલકત્તામાં ૧૭૮૦માં છાપખાનું કાઢ્યું અને 'બેંગોલ ગેઝેટ' પ્રગટાવ્યું. આપણા દેશના સામ્પ્રત પત્રકારત્વનો આરંભ એ રીતે થયો. બીજે વર્ષે ત્યાંથી 'ઈંડિયા ગેઝેટ' નીકળ્યું. આજે પત્રકારત્વના મુખ્ય ધામ થઈ પડેલા મુંબઈમાં ત્યારે છાપખાનું શરૂ થયું

નહોતું. પણ કાઠિયાવાડના ભીમજી પારેખ નામના ગૂજરાતીએ બીબાં ઢાળવાની કળા શીખવા વર્ષે ૫૦ પાઉન્ડનો પગાર આપીને એક અંગ્રેજને છેક લંડનથી બોલાવવાના સાહસની પહેલ ૧૬૭૦ માં કરી હતી. પણ એમાં એને સફળતા ન મળી. મુંબઈમાં 'બોમ્બે હેરલ્ડ' પહેલું અંગ્રેજી સાપ્તાહિક ૧૭૮૯ માં નીકળ્યું. પછી 'બોમ્બે કુરિઅર' અને 'બોમ્બે ગેઝેટ' નીકળ્યાં. 'બોમ્બે ટાઈમ્સ' અને 'સ્ટાન્ડર્ડ' એ બન્ને મેસર્સ મુલ અને રોબર્ટ નાઈટ નામના બે અંગ્રેજોનાં અલાયદાં છાપાં ૧૮૬૧ માં જોડાયાં. અને એ જ આજનુ સુવિખ્યાત 'ટાઈમ્સ ઑફ ઈંડિયા'. મદ્રાસમાં પણ એ જ અરસામાં 'મદ્રાસ ગેઝેટ' સ્થપાયુ હતું.

હજી માતૃભાષાનાં પત્રોનો જન્મ આ દેશમાં થયો નહોતો. બંગાળામાં 'સંવાદ કૌમુદી' માદરી જબાનનું પહેલુ પત્ર હતું. અંગ્રેજી છાપાંઓનો પ્રચાર •જૂજ હતો. મુંબઈમાં ફરદુનજી મર્ઝબાને ગૂજરાતી બીબાંનું પહેલુ છાપખાનું ૧૮૧૨માં સ્થાપ્યું. અને એક દશકા પછી ૧૮૨૨ના જુલાઈની પહેલીએ સાપ્તાહિક 'મુંબઈ સમાચાર' પ્રકટ થયુ. ત્યારે એના માંડ દોઢસો ગ્રાહકો હતા. દસ વર્ષે એ દૈનિક થયું. પછી ૧૮૩૦ માં 'મુંબઈ વર્તમાન' અને ૧૮૩૧ મા 'જામે જમશેદ' જન્મ્યાં. ૧૮૫૧ માં હિંદના દાદા દાદાભાઈ નવરોજીએ 'રાસ્ત ગોફ્તાર' સ્થાપ્યું અને મુંબઈના મહારાજ બદનક્ષી કેસથી જાણીતા ભાટીઆ સુધારક કરસનદાસ મુળજીએ 'સત્ય પ્રકાશ' પ્રગટાવ્યું જે ૮ વરસ પછી 'રાસ્ત ગોફ્તાર'માં લીન થયું.

આમ સામ્પ્રત ગૂજરાતી પત્રકારત્વનો આરંભ ૧૪૦ વરસ પર થયો. આ દેશમાં પત્રકારત્વની પહેલ કરનારા અંગ્રેજો હતા. અને તે પછી સાહસિક પારસીઓએ એમાં ઝંપલાવ્યું. અંગ્રેજી અખબારો સામસામા હલકટ આક્ષેપો કરતાં અને અંગત ભાંડણલીલા ચાલતી. એમને પણ જેલ, જપ્તી અને હદપારીઓનો અનુભવ થતો. માતૃભાષાનાં અખબારો આરંભમાં મોટે ભાગે સામાજિક અને ધાર્મિક પ્રચાર કરતાં. ગૂજરાતી પત્રકારત્વનો આરંભ પારસીઓએ કર્યો એ માટે આપણે એમના ઋણી છીએ, પણ જોડાક્ષરના અભાવે છાપાંઓની ગૂજરાતી ભાષા હાસ્યાસ્પદ થઈ પડી. ૧૮૮૦ મા સૂરતના એક સપૂત અને સ્વતંત્ર પત્રકારત્વના પહેલા ધ્વજધારી શ્રી ઈચ્છારામ સૂર્યરામે મુંબઈમા 'ગુજરાતી' સાપ્તાહિક શરૂ કર્યું અને ગૂજરાતી મુદ્રણ સમેત અખબારી ગૂજરાતી ભાષાનું શુદ્ધીકરણ કર્યું. એણે અખબારી દુનિયાની સુરત પલટાવી અને રાજકારણના પ્રવાહો વહેતા કર્યા. ૧૮૬૪ માં કવિ નર્મદનો 'દાંડિયો' સુધારાની હાક વગાડી ગયો. ગૂજરાતી અખબારોનો શૈશવકાળ પરદેશી સત્તાના જાતજાતના અવરોધો સામે ધીમે ધીમે આગળ વધતો ગયો. ઈલાકામાં બીજે પણ અખબારો પ્રગટયાં. અમદાવાદમાં 'સાહિત્યરસિક ફૉર્બસ સાહેબે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થાપી અને ૧૮૪૮ માં બુધવારિયું 'વર્તમાન' શરૂ કર્યું. એ પછી 'બુદ્ધિપ્રકાશ' અને પછી 'ઓ, મારા વર્તમાન કાકારે'ની પોક પાડીને આફલાતુન પત્રકારત્વનો ઝબકારો કરી મીંચાયેલું 'સમશેર બહાદુર' પ્રગટયાં ૧૮૯૮ માં 'પ્રજાબંધુ' ને ૧૯૦૧ માં 'ગુજરાતી પંચ' સ્થપાયાં. 'સંદેશ', 'ગુજરાત સમાચાર' અને 'પ્રભાત' એ અમદાવાદનાં દૈનિકો ગાંધી યુગમાં જન્મ્યાં. સૂરતમાં ૧૮૫૦ માં 'સુરત પરહેજગાર', 'સુરત સમાચાર' અને ૧૮૬૦ માં 'સુરત મિત્ર', 'સોદાગર' વગેરે પ્રગટયાં. ૧૮૬૩ માં 'ગુજરાત મિત્ર' અને ૧૮૭૩ માં 'દેશી મિત્ર' શરૂ થયાં. ૧૮૭૮ માં 'શારદાપૂજક મંડળી તરફથી અખબારી નૂતન યુગના પત્રકારત્વના ઝંડાધારી શ્રી ઈચ્છારામ સૂર્યરામે

'સ્વતંત્રતા'ની ગર્જના સૂરતમાંથી કરી પણ ૧૮૭૮ના હુલ્લડના ઉલ્કાપાતમાં એ ડૂબી ગઈ. શ્રી દીનશા અરદેશર તાલીઆરખાન, શ્રી મંછારામ ઘેલાભાઈ, શ્રી ફીકાભાઈ પ્રભુદાસ, શ્રી દુર્ગારામ મહેતાજી વગેરે સૂરતના ત્યારના અખબારી યુગના પ્રણેતાઓ હતા.

ગૂજરાતને આંગણે આમ અખબારી યુગ મંડાયો. મને કહેતાં આનંદ થાય છે કે આ ઐતિહાસિક નગરી નવસારીનો ગૂજરાતના પાંગરતા પત્રકારત્વમાં નાનોસૂનો ફાળો નથી. મુંબઈના પારસી પત્રકારત્વ માટે જાણીતા સ્વ. પાલનજી બરજોરજી દેશાઈ નવસારીના હતા. 'ગુજરાતી'માં બીરબલના તખલ્લુસ નીચે વર્ષો સુધી હાસ્યની રંગભર પિચકારીઓ ઉડાવનારા અને એના વિશાળ વાચક સમુદાયથી અનભિજ્ઞ રહેલા સ્વ. ખરશેદજી બમનજી ફરામરોઝ પણ નવસારીના હતા. ૧૮૯૭માં 'પારસી પ્રકાશ' અહીં જન્મ્યું હતું એ પછી 'ચાબૂક', 'વફાદાર' 'નવસારી પત્રિકા', 'ચેરાગે હિંદ', 'ભારત ભૂષણ' વગેરે સાપ્તાહિકો પ્રગટ થયાં હતાં. પણ દેશી રાજ્યોનું વાતાવરણ અખબારોને પોષક ન હોવાથી કે ગમે તેમ પણ એ નભી ન શક્યાં. એ નોંધવા જેવું છે કે બીજે જ્યારે દલિતોદ્ધારની પ્રવૃત્તિનાં પગરણ થતાં હતાં, ત્યારે નવસારીમાંથી દલિત વર્ગોનું સાપ્તાહિક આ પરિષદના પ્રદર્શન વિભાગના નિયામક, સાહિત્ય વિભાગના મંત્રી અને પુરાતત્ત્વવિદ્ શ્રી મણિભાઈ દ્વિવેદીના તંત્રીપદે નીકળતું હતું અને તેમાં રાનીપરજ તથા પછાત વર્ગોના ઇતિહાસ સાથે એમના ઉદ્ધારની સમસ્યાઓ ચર્ચાતી. વડોદરા સરકારે એની ઉપયોગિતા જોઈને રાજ્યનાં પુસ્તકાલયો માટે એ મંજૂર પણ કર્યું હતું. ભરૂચમાં ૧૮૬૧માં 'ભરૂચ મિત્ર' અને ખેડામાં એ જ સાલમાં 'ખેડાવર્તમાન' સાપ્તાહિકો નીકળ્યાં. વડોદરાનું 'સયાજીવિજય' મરાઠી, ગૂજરાતી અને અંગ્રેજી ત્રણ વિભાગોમાં પ્રથમ પ્રગટતું તે પાછળથી શ્રી માણેકલાલ અંબારામ ડોક્ટરે લીધું અને વડોદરાનું એ મુખપત્ર બન્યું.

મહાત્માજીના આગમન પછી કોંગ્રેસના રાજકારણમાં પલટો આવ્યો અને અખબારો પણ ચેતનવંતાં થયાં: સર ફીરોઝશા મહેતાએ 'ક્રોનિકલ' સ્થાપ્યું અને હોર્નિમેન એટલે બ્રિટિશ બુરોક્રસીનો રાજકીય બંડખોર અંગ્રેજી પત્રકાર. 'સાંજ વર્તમાન'ને 'હિંદુસ્થાન' ઉપરાંત શ્રી અમૃતલાલ શેઠે રાણપૂરના દુર્ગમાંથી બહાર નીકળીને મુંબઈને મોરચે સાંજનું દૈનિક 'જન્મભૂમિ' સ્થાપ્યું અને એમણે અને તે પછી શ્રી સામળદાસ ગાંધીએ 'વંદેમાતરમ્' પ્રગટાવીને ગૂજરાતી દૈનિકોનાં અંગઉપાંગોની વેશભૂષા પલટાવી અને દૈનિક અખબારોને પ્રાણવાન અને જાજ્વલ્યમાન બનાવ્યાં. એમની સાથે રહીને સતત પરિશ્રમ કરનારા અને પત્રકારત્વને જ વરેલા સ્વ. શ્રી ચંદ્રકાંત સુતરિયા અને 'વંદેમાતરમ્'ના સહતંત્રી શ્રી યજ્ઞેશ શુક્લની સેવાઓનો ફાળો એ પરિવર્તનમાં નાનો-સૂનો નથી. પત્રકારત્વ સિવાય એમણે જીવનનો બીજો કોઈ વ્યવસાય જોયો કે જાણ્યો નથી. એ સાથે છેલ્લા દશકામાં કટાક્ષ ચિત્રોનું તત્ત્વ પણ ઉમેરાયું છે.

રાષ્ટ્રત્વના પુનરુત્થાનના એ યુગમાં અળખામણાં બનેલાં અને બુરોક્રાટોને આંખના કણા જેવાં ખૂંચતાં રાષ્ટ્રીય અખબારો કાંટાળી કેડીએ વિચરતાં હતાં. દમનના દોર ચાલુ થવા છતાં રાષ્ટ્રીય અખબારોની વણજાર અટકી નહિ. કંઈક પડયા, આખડયા, બેહાલ અને પાયમાલ થયા, કંઈક ખપી પણ ગયા, પણ પ્રાચીમાં પ્રગટેલો સૂર્ય વાદળછાંયે કે વિદ્યુતકડાકે જેમ પાછું પ્રયાણ કરતો નથી, પહાડમાંથી વહેતો થયેલો મહાનદનો પ્રવાહ જંગલ, ઝાડીઓ કે ખડકોના અવરોધોને

ગણકાર્યા વિના આગળ ને આગળ વધે છે, એમ આ દેશમાં પ્રગટેલુ રાષ્ટ્રીય પત્રકારત્વ દમનની ઝડીઓ નીચે આગળ ને આગળ વધતું જ રહ્યુ. સામ્રાજ્યસત્તાના પ્રતિબંધક કઠોર કાયદાની ગદાઓ એણે એનાં અણનમ મસ્તકો પર ઝીલી; એની ખૂની શમશેરો સામે એણે ખુલ્લી છાતી ધરી; એ ઘવાયું પણ લોહીનીગળતે પગલે આગળ ધપ્યું; રાષ્ટ્રત્વનો જુવાળ એણે ફેલાવ્યો; સ્વરાજ્યની અદમ્ય ભાવના એણે ઝીલી–ઝિલાવી; પ્રજાહ્રદયમા મુક્તિનો તલસાટ, એણે જગાડચો; રાષ્ટ્રત્વની વેદી પર સમર્પણની ઋચાઓ એણે સંભળાવી; શેષનાગના માથા પર ઠોકાયેલી મનાતી સામ્રાજ્યશાહીની મેખો હલાવનારા હાથોમાં એણે શૂરાતન પ્રેર્યાં; મહાત્માજીના ધર્મયુદ્ધના સમરાંગણમાં માતૃભૂમિને માટે કેસરિયાં કરવાનાં શઽ્રનેમ એણે પગટાવ્યાં; જાગૃત પ્રજાત્વ સાથે એકાકાર થયેલુ પત્રકારત્વ જાલીમ સત્તાની શમશેરે હણાયું નથી, હણાવાનું નથી. વિશ્વભરની ઉન્મત્ત સત્તાના માંધાતાઓ, સૂણજો અને ઝીલજો ભારતનો આ ગીતા–ભાખ્યો બ્રહ્મબોલ :

અચ્છેદ્યોऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयम् सनातन ॥

આમ આપણા અખબારોનો લગભગ દોઢસો વર્ષનો ઇતિહાસ ઉજ્જવલ છતાં અને શ્રી દેવદાસ ગાંધી અને શ્રીધરાણી જેવા આતરરાષ્ટ્રીય પત્રકારત્વના ક્ષેત્રે વિચરનારા સમર્થ ગૂજરાતી પત્રકારો છતાં આપણા પત્રકારત્વનો જોઈએ તેવો વિકાસ હજી થયો નથી. એનાં ઘણાં કારણો છે. પરદેશી તન્ત્રમાં રાષ્ટ્રીય પત્રકારત્વને જોઈતો અવકાશ ન મળ્યો. ગુલામીની જડતામાં જિજ્ઞાસાવૃત્તિને પણ પોષણ મળતું હોતું નથી. નિરક્ષરતા અને નિર્ધનતા એ પણ મોટા અંતરાયો હતા અને છે. આરંભમાં હજાર–બે હજારની સખ્યામાં ગૂજરાતી છાપાં અટવાયા કરતાં. રાષ્ટ્રજાગૃતિની જોડાજોડ ફેલાવો વધતો ગયો; પણ તે પછી યુદ્ધજન્ય અછત અને મોંઘવારીમાં મુદ્રણનાં સાધનો, યંત્રો, વીજળી, અખબારી કાગળ વગેરે જરૂરી સાધનો દુષ્પ્રાપ્ય થઈ પડયાં. નાનાં શહેરોમાં એ મુસીબતો વધારે ભોગવવી પડી છે અને પડે છે. અંગ્રેજી ભાષાના સંસ્કારે અંગ્રેજી વાચનનો શોખ વધારેલો હોઈ દેશનાં કેટલાંક પ્રમુખપત્રો હજી અંગ્રેજી ભાષામાં નીકળે છે અને કેટલાંકનો ફેલાવો માતૃભાષાના છાપાંઓ કરતાં વધારે હોય છે. આર્થિક ભીંસ ઘણા અખબારોને અકળાવે છે. યુદ્ધકાળના ચમકારાએ અખબારોને કંઈક પગભર બનાવ્યાં; પણ એ પછીના પલટાયેલા સંજોગોએ અને વેપાર–ઉદ્યોગની મદીએ અખબારોની આર્થિક સ્થિતિ પાછી ખખડાવી નાખી છે અને કેટલાંક જાણીતાં અખબારો પણ એમાં સપડાયાં છે, સપડાતાં જાય છે. રાજ્યોના વિલીનીકરણ પછી નવું ક્ષેત્ર ખૂલ્યું છે અને સૌરાષ્ટ્રમાં 'ફૂલછાબ', 'નૂતન સૌરાષ્ટ્ર' અને 'જયહિંદ' એ ત્રણ નવાં દૈનિકો પ્રગટ્યા અને વડોદરામા 'સયાજીવિજય' દૈનિક થવા સાથે શ્રી રમણલાલ શેઠનુ નવું દૈનિક 'લોકસત્તા' ઉમેરાયું ઈનામી હરીફાઈઓ વધતી જાય છે. અખબારી વિકાસના 'શૉર્ટકટ' જેવું એ પ્રલોભન પત્રકારત્વના ક્ષેત્રમાં દાખલ પડયું છે. જાહેર ખબર એ અખબારોનુ અનિવાર્ય અંગ છે. એની વિશિષ્ટ વહેંચણી અને એનાં આકર્ષણો માટે અને એથીય વિશેષ જાહેરાતોની પ્રમાણિકતા અને સચ્ચાઈ માટે વ્યવસ્થિત એજન્સિઓને સારો અવકાશ રહેલો છે. અમેરિકામાં એવી એજન્સિઓ દ્વારા જાહેરાતોની સચ્ચાઈની ખાતરી કર્યા પછી જ પ્રસિદ્ધિ થાય છે; જ્યારે અહીં હજી બનાવટી જાહેર ખબરો દ્વારા છેતરપીંડીઓ પણ થઈ શકે છે. અશિષ્ટતાનુ તત્ત્વ પણ હજી નાબૂદ થયું નથી. સરકારી

જાહેરાતોની વહેંચણીમાં બ્રિટિશ રાજ્ય કાળમાં થતા અન્યાયી પક્ષપાત સામે રાષ્ટ્રીય અખબારોએ ઝુંબેશ ચલાવ્યા પછી પરદેશી સરકારે પણ પત્રની નીતિને કારણે નહિ પણ ફેલાવાના આધારે સરકારી જાહેર ખબરો આપવાની નીતિનું પાલન કર્યું હતું; પણ આપણી પ્રજાકીય સરકારના રાજમાં એ નીતિનું યથેચ્છ પાલન થાય છે ખરું ? લોકપ્રિયતા અને ફેલાવાના આધાર ઉપર જ જાહેરખબરની વહેંચણી થવી જોઈએ. એમ ન થાય તો સ્વતંત્ર વિચારસરણીવાળાં લબ્ધપ્રતિષ્ઠ અખબારોને બદલે કેવળ સરકારની ડુગડુગી વગાડવામાં એકમેકની સરસાઈ કરનારાં ખુશામતિયાં છાપાંઓની લંગાર અને હરીફાઈ વધે એ સ્પષ્ટ છે. मृदंगोऽपि मुखलेपेन करोति मधुरं ध्वनिः। લોકશાહી શાસન પાસે શિષ્ટ અને સ્વતંત્ર વિચારોનો ફેલાવો કરનારાં અખબારો વાસ્તવિક ઉત્તેજનની અપેક્ષા રાખી શકે; કેમકે સ્વતંત્ર વિચારશક્તિના વિકાસમાં જ લોકશાહીની સફળતાની ચાવી રહેલી છે. એટલે લોકશાહી તંત્રમાં અખબારોનો એ ધર્મ છે કે વિવેક અને સંયમ જાળવીને કશા પૂર્વગ્રહ વગર કે કોઈની શેહમાં તણાયા વગર લોકહિતની દૃષ્ટિએ પોતાનાં પ્રમાણિક મંતવ્યો રજૂ કરવાં. પત્રકારત્વની એ સાચી સેવા છે. એટલે અખબારોની અણગમતી છતાં સ્વતંત્ર વિચારસરણી લોકશાહી તંત્રનો દાવો કરનારી સરકારના સીધા કે આડકતરા દંડને પાત્ર થવાને બદલે ઉત્તેજનાને પાત્ર થવી જોઇએ. મહાકવિ ભારવિના શબ્દોમાં કહીએ તો सत्यं मनोहारि च दुर्लभं वचः। સત્ય ભાગ્યે જ મધુર હોય છે.

શુદ્ધ પત્રકારત્વના વિકાસવાંછુઓએ આપણી અખબારી આલમની ઊણપો પણ જોવી જોઈએ અને તે દૂર કરવા પ્રયત્નશીલ થવું જોઈએ. કોઈવાર પ્રતિસ્પર્ધી અખબારોમાં સામસામી વ્યક્તિગત તુચ્છ ટીકાઓ થતી હોય છે. श्वानवत् घुर्घुरायते જેવા એ અનુચિત તમાસા પત્રકારત્વનું લાંછન ગણાય. વિવેક અને સંયમ એ અખબારોનું આભૂષણ છે. રાજકાજની, જાહેરની કે વ્યક્તિની ટીકા ગમે તેટલી ઉગ્ર છતાં વિવેકહીન ન હોવી જોઇએ. કલમનો અધિષ્ઠાતા એટલું ધ્યાન રાખે કે 'કુવાક્યનો કાપ કદી ન રૂઝે'.

બ્રિટિશ રાજ્યે અખબારી વ્યવસાયને અળખામણો માનીને એની ઉપેક્ષા કરી છે. એટલે સુશિક્ષિત પત્રકારોને અભાવે પત્રકારત્વ અણવિકસ્યું રહેતું હોય તો નવાઈ નથી. દેશોદયની સર્વાંગી પ્રવૃત્તિઓમાં સૌથી મોટો ફાળો આપી શકનારા લોકશાહીના આત્મારૂપ પત્રકારત્વના શિક્ષણના પ્રબંધો હજી થયા નથી એ ખેદની વાત છે. જો કે અમદાવાદમાં વિદ્યાસભાના આશ્રયે શ્રી યશવંત શુક્લે પત્રકારત્વના શિક્ષણના વર્ગો શરૂ કરીને એ દિશામાં સ્તુતિપાત્ર આરંભ કર્યો છે અને સદ્‌ભાગ્યે હવે ગૂજરાત યુનિવર્સિટીએ મોડામોડા પણ આ પ્રશ્ન ઉપાડી લીધો છે અને પત્રકારત્વનો ડીપ્લોમા કોર્સ દાખલ કરવાનું નક્કી કર્યું છે એ આનંદની વાત છે. ઉપરાંત કમ્પોઝ, પ્રિન્ટિંગ અને બાઈંડિંગ એ મુદ્રણકળાના ત્રણે વિભાગના અનુભવીઓ મેળવવાની મુશ્કેલી મોટાં શહેરો કરતાં નાનાં શહેરોમાં ઘણી હોય છે. મુદ્રણકળાના ઉદ્યોગનું ભાવિ ઘણું મોટું છે એ જોતાં શાળાઓના શિક્ષણ સાથે એના વ્યાપક શિક્ષણની વ્યવસ્થા થઈ શકે તો નાના ઉદ્યોગોની પ્રવૃત્તિને એ મદદકર્તા થઈ પડે. પત્રકારત્વના વિકાસમાં પત્રકારોએ પોતે પણ ફાળો આપવો ઘટે. ગૂજરાતી પત્રકારત્વનું ખાસ કશું સાહિત્ય નથી. શ્રી રમેશ રંગનાથ ગૌતમે 'વૃત્ત વિવેચન' નામનું એક પુસ્તક લખ્યું છે, તેમાં સમગ્ર પત્રકારત્વના ઇતિહાસની ઉપલબ્ધ માહિતીઓ એકઠી કરી છે. તે પછી શ્રી રતન માર્શલે 'ગુજરાતી પત્રકારિત્વનો ઇતિહાસ'

એ પુસ્તકમાં ગૂજરાતી મુદ્રણ અને પત્રકારત્વની શકય તેટલી બધી જ છેલ્લી માહિતીઓ એકઠી કરી છે; એટલે ગૂજરાતી પત્રકારત્વનું અદ્યતન તવારીખી માહિતીવાળું આંગળી ચીંધી શકાય એવું અને અખબારી પ્રવૃત્તિની અને મુદ્રણના પણ આરંભની માહિતીવાળું આ એક જ પુસ્તક છે. પત્રકારત્વના આરંભ કાળનાં ચાલુ કે બંધ પડેલાં અખબારો પાછળ ઇતિહાસ રહેલો છે એ જોતાં પત્રકારોએ ગૂજરાતના ભાવિ પત્રકારોને પ્રેરણા મળી શકે એવા વિસ્તૃત ઇતિહાસનું આલેખન કરવું ઘટે છે. પોતાના જ અનુભવીઓની એક સમિતિ નીમીને ભાવિ પત્રકારોને માર્ગદર્શન મળે એવું એ સાહિત્ય સર્જાવવું જોઈએ. અદ્યાપિપર્યંત એ દિશામાં કશો ઉત્સાહ કોઈએ દાખવ્યો નથી. સ્વતંત્ર પત્રકાર પરિષદો પણ એકસરખી મળી નથી. સાહિત્ય પરિષદોમાં જો કે એના પાટલા પડે છે, અને એમ થાય એ પણ યોગ્ય છે; કેમકે સાહિત્ય અને પત્રકારત્વ એકમેક સાથે ઓતપ્રોત રહેલાં છે. વાસ્તવમાં પત્રકારત્વની પીઠ ઉપર અસવાર બનીને સાહિત્ય પાંગર્યું છે મહાત્માજી, કાકાસાહેબ, મશરૂવાળા, મેઘાણી, શ્રી મુનશીજી, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ વગેરેના અમર સાહિત્યપ્રવાહો પત્રકારત્વે વહેવડાવ્યા છે. 'ગુજરાતી', 'પ્રજાબંધુ', 'સયાજીવિજય' અને 'ફૂલછાબ' દ્વારા નવલકથાને પુષ્ટિ મળી છે. ટૂંકી વાર્તાઓ અને સમીક્ષાને આજે પણ પત્રકારત્વનાં પોષણ મળે છે. અવલોકન અને સાહિત્યચર્ચાને 'ગુજરાતી', 'પ્રજાબંધુ', 'જન્મભૂમિ', 'હિંદુસ્થાન', 'વંદેમાતરમ્' આદિમાં સારું સ્થાન મળ્યું છે. અને સાચી રસજ્ઞતા કેળવવાનુ સુંદર કામ તે કરી રહ્યાં છે. અખબારોના વાર્ષિક વિશેષાંકો સાહિત્યના રસથાળ જેવા હોય છે અને પાંડિત્ય અને કળાના પોષક હોય છે. પણ પત્રકારત્વનું વિશાળ ક્ષેત્ર જોતાં પત્રકારોએ હવે જાગૃત થવાની જરૂર છે. એ નોંધવા જેવું થઈ પડશે કે ગૂજરાતી પત્રકાર પરિષદનું બીજારોપણ પ્રથમ ૧૯૨૨માં મુંબઈનાં પ્રમુખ પત્રોના પત્રકારોએ સ્વ. શ્રી અંબાલાલ જાનીને ત્યાં કર્યું હતું અને હું પણ તેમાંનો એક હતો. 'શ્રી મણિલાલ ઇચ્છારામ દેસાઈ, શ્રી અંબાલાલ જાની, શ્રી રણછોડ ભવાન લોટવાળા, શ્રી રૂસ્તમ વાચ્છા ગાંધી, શ્રી સોરાબજી કાપડિયા, શ્રી બેલગાંવવાળા, શ્રી પ્રભુદાસ લાધાભાઈ મોદી, શ્રી મહેરજીભાઈ માદન વગેરે પીઢ પત્રકારોનો એ જમાનો હતો. એક પત્રકાર બંધુના જાહેર સમારંભમાં થયેલા અપમાનમાંથી આ સંગઠન સધાયુ હતું અને તે પછી બે વર્ષે ૧૯૨૪માં પહેલી પત્રકાર પરિષદ અમદાવાદમાં 'સત્યમિત્ર'ના વયોવૃદ્ધ તંત્રી શ્રી મહેરજીભાઈ માદનને પ્રમુખપદે મળી હતી. આપણા દેશના પત્રકારત્વમાં મૂડીવાદ દાખલ પડયો છે. તેલ–સિમેન્ટના રાજાઓએ અખબારી આલમ ઉપર એમની મૂડીવાદી પકડ જમાવવા માંડી છે અને અફસરી વર્તુળોની લાગવગનો એમાં લાભ લેવાતો હોય એ બનવા જોગ છે. વિશુદ્ધ પત્રકારત્વના ઉપાસકોએ એ સામે સવેળા ચેતી જવાની જરૂર છે. સદ્ભાગ્યે ગૂજરાતના પત્રકારત્વમા એ દૂષણ પેઠું નથી એ હર્ષની વાત છે.

મુંબઈ અને અમદાવાદ એ બે ગૂજરાતનાં પ્રમુખ પત્રોનાં મોટાં કેન્દ્રો છે, પણ જિલ્લાઓનાં પ્રાદેશિક પત્રો ગ્રામજીવનના ઝડપી વિકાસ માટે જરૂરી છે. પણ કેન્દ્રોનાં પત્રો કરતાં એમની મુશ્કેલી વધારે હોય છે. એમનું ક્ષેત્ર નાનુ છે, નિરક્ષરતા ગ્રામજીવન સાથે સંકળાયેલી હોઈ એમનો વિકાસ કુંઠિત રહે છે, એમને જોઈતાં સાધનો સવિશેષ મોંઘાં પડે છે અને એક જ લાકડીએ હંકારાતા મોટા ઉદ્યોગો માટેના વધતા જતા કાયદાઓના બોજા એમની આર્થિક ભીંસ વધારે તંગ કરે છે.

છે. માનવતાનું એ મૂલ્યાંકન આપણે માટે ગૌરવનો વિષય છે; પણ તે સાથે એક અણધારી ઐતિહાસિક ઘટનાને લીધે અકસ્માત છૂટા પડેલા આપણા એ અસહાય દુખિયારા દેશબાંધવોની આવી ભયંકર હાલાકી શું આપણે જોયા જ કરીશું? આપણે લડવા ઇચ્છતા નથી; પણ શું એ સિવાય બીજો ઉપાય જ નથી? ભિન્ન ધર્મ–મતપંથની જાતિઓથી વસાયેલા કંઈ કેટલા દેશો લડતા નથી કે લડવા શક્તિમાન પણ નથી. ત્યાં એમાંના કોઈ સમુદાયની આવી હાલાકી થતાં શું તે તે દેશો આમ નિષ્ક્રિય બનીને જોયા કરે? હજી ગઈ કાલે છૂટા પડેલા આપણા અંગીભૂત જેવા પડોશી દેશમાં આપણા દેશનું પ્રજાત્વ આમ વગર ક્ષોભે પીંખી શકાતું હોય, તો પરદેશોમાં આપણા પ્રજાજનોની સ્થિતિ શી? આ પ્રશ્નને જેમ કોમવાદની દૃષ્ટિથી ન જોવો જોઈએ તેમ રાષ્ટ્રવાદની દૃષ્ટિએ એની ઉપેક્ષા પણ ન થવી જોઈએ. એટલે આ સંજોગોમા પાકિસ્તાન પ્રત્યેની નીતિનો પુનઃ વિચાર કરવાની માગણી કરનારાઓને કોમવાદનુ આળ ચડાવીને કે શિસ્તબદ્ધ વધુમતી પક્ષની મનસ્વી મહોર મારીને આપણા રાષ્ટ્રની આ અણધારી મહાન સમસ્યાનો ઉકેલ લાવી શકાશે ખરો? કોઈ સમજુ ભારતજન લડાઈની વાત કરતો નથી; પણ કાશ્મીરના સંરક્ષણનો ધર્મ માનીને ભારત જેમ સુસજ્જ અને મક્કમ ખડું છે, તેમ રાષ્ટ્રનો આ પ્રાણપ્રશ્ન પણ શું એવી જ મક્કમતા માગી રહ્યો નથી? લડાઈથી ત્યા વસનારાઓની સ્થિતિ સવિશેષ દુઃખદ થઈ પડે એમ કહેવાયું છે. એ ખરેખર છે; પણ એની બીજી બાજુ પણ છે. રામાયણનુ દૃષ્ટાંત એનો જવાબ આપશે રાવણે સીતાનુ હરણ કર્યું. દશાનનની એ દુષ્ટતાને ડામવા શ્રી રામચંદ્રે લંકા ઉપર ચઢાઈ કરી. રાવણના કબજામાં પડેલાં સીતાજીને એથી તો રાવણ વધારે રંજાડશે એવા વિચારે જો રામચંદ્રે લંકા પર ચડાઈ ન કરી હોત તો રામાયણ લખાયું હોત? અને તો શ્રી રામચંદ્રના એવા શાણપણને જગતે કિયા શબ્દમાં વધાવ્યુ હોત? જગતના ઇતિહાસમાં સૌજન્ય અને શાણપણ ચઢિયાતાં સિદ્ધ થયાં હશે તે કરતાં નિર્બળતાની ટીકાને વધારે પાત્ર બન્યાં છે અને વિગ્રહોના વધારે મોટા અનર્થોનાં નિમિત્ત પણ થયાં છે. એક બીજો પ્રશ્ન પણ વિચારવા યોગ્ય છે પશ્ચિમ પાકિસ્તાનની નિઃશેષ સાફસૂફીની વાત બાજુએ મૂકતાં પૂર્વ બંગાળાના સવા કરોડ હિન્દુઓથી વસાયેલા એ પ્રદેશનો વિસ્તાર લગભગ ગૂજરાતના વિસ્તાર જેટલો થવા જાય. આપણા માનવંતા વડા પ્રધાને એક તસુ જેટલી પણ ભારતની ભૂમિ જવા નહિ દેવાનો સ્તુતિપાત્ર દૃઢ સંકલ્પ કર્યો છે. એટલે પાકિસ્તાનમાથી હિન્દુઓની નિઃશેષ હકાલપટ્ટી થતા ગૂજરાત જેટલો કે એથી ઓછોવત્તો પ્રદેશ વગર લડાઈએ એક નહિ તો બીજી રીતે મેળવી લઈને પં. નેહરુજીના શબ્દો આડકતરી રીતે વૃથા કરવાની આ શું એક ચાલબાજી નથી? માનવતાને કોમ કે ધર્મ સાથે નિસબત નથી. ભારતનું માનવમૂલ્યાંકન આ ગભીર રાષ્ટ્રસમસ્યાના માનવતાભર્યા અને ભારતના રાષ્ટ્રગૌરવને છાજતા ઉકેલમાં રહેલું છે. હરકોઈ દેશની સત્તાના સ્વેચ્છાચારે જગતના કોઈપણ ભાગમાં થતું ભારતીય પ્રજાજનનું અપમાન એ ભારતના રાષ્ટ્રત્વનું અપમાન ગણાવું જોઈએ. સ્વતંત્રતાનું સર્વોચ્ચ મૂલ્ય એમાં રહેલું છે.

ભારતની મુક્તિનું પહેલુ પંચક પ્રજાજીવનની વસમી વેદના સંભળાવી ગયું છે દીવા તળેના અંધારાની જેમ લોકશાહીના લખલખાટ નીચે બ્રિટિશ છાપના વહીવટી પડયંત્રમાં પ્રજામત હજી અટવાતો જોવામા આવે છે. કર, કન્ટ્રોલ અને કાયદાની ગીચ ઝાડીઓમા જકડાયેલું પ્રજાજીવન હજુ મુક્તિનો પ્રસાદ કે પ્રકાશ પામ્યુ નથી. મહાત્માજીની રામરાજ્યની કલ્પના સુરખીના રંગ જેવી ચમકીને ઊડી ગઈ. માનવીનુ શ્રેષ્ઠ મૂલ્યાંકન એ રામરાજ્યનો ભવ્ય આદર્શ હતો.

આ સાથે પત્રકારત્વના અભ્યાસની અને કાર્યક્ષમતાની ઊણપો પણ નાનાં ક્ષેત્રોમાં વધુ હોય એ સ્વાભાવિક છે, ભારત સરકારે અખબારી પરિસ્થિતિની તપાસ માટે નીમેલા પંચના મહાનુભાવો પ્રાદેશિક અખબારોની આ બધી અંતરંગ મુસીબતોની ઝીણવટભરી તપાસ કરીને એમની મુસીબતો ટાળવાના પ્રબંધો કરશે તો પ્રાદેશિક અખબારોદ્વારા દૂર દૂર પથરાયેલી ગ્રામ જનતામાં પણ ઇષ્ટ જ્ઞાનપ્રચાર સરળ થઈ શકશે.

આપણા પત્રકારત્વના આટલા સમીક્ષણ પછી દેશના પલટાયેલા સંજોગોમાં વર્તમાન અને ભાવિની સમસ્યાઓનો વિચાર કરવો જરૂરી થઈ પડશે. ભારતમાંથી હવે પરદેશી સત્તા ઊઠી ગઈ છે. પરદેશી તંત્રના કેટલાક ઘાતકી કાયદાઓએ રંજાડેલું પત્રકારત્વ હવે મુક્તિની પાંખે ચઢીને ઊર્ધ્વગામી થવાની અને પરિપૂર્ણ વાણી–લેખન–સ્વાતંત્ર્યની અપેક્ષા રાખે એ સ્વાભાવિક છે. ભારતનો બંધારણભાખ્યો એ અધિકાર હતો અને હોવો જોઈએ. પણ દુર્ભાગ્યે જે રાષ્ટ્રધુરંધરોએ એકવાર બ્રિટિશ રાજ્યકાળમાં વાણી–લેખન–સ્વાતંત્ર્યની દિગંત ડોલાવનારી ઘોષણાઓ કરી હતી, તેમને જ હાથે બંધારણની ૧૯મી કલમનો એ બ્રહ્માક્ષર ભૂંસાયો છે અને અખબારી આલમના ઉગ્ર વિરોધ સામે અખબારોને શિરે લટકતી તલવાર જેવો નવો નિયંત્રણ ધારો પસાર કરી દેવાયો છે. લેખન-સ્વાતંત્ર્યનો અતિરેક કરનારા કોક સ્વચ્છંદી અને બેલગામ છાપાં ખાતર સમગ્ર અખબારી આલમ ઉપર અંકુશ મૂકનારો આવો કાયદો મુક્ત ભારતની ધારાપોથીનું ભૂષણ નહીં પણ દૂષણ ગણાય; વાણી અને લેખનસ્વાતંત્ર્યની પવિત્રતાના નામે અખબારોએ એનો વિરોધ કરવો જ રહ્યો.

ભારતપ્રજાસત્તાકનાં મગળ મડાણ થયાં. મુક્તિના મરજીવાઓ દેશના શાસકો અને ભાવિના નિર્માતા થયા છે; પણ યુદ્ધજન્ય પાપોની પરંપરા હજીય ચાલુ છે. વિગ્રહની ઝાળોએ દાઝેલા વિશ્વને હજુ શાતા વળી નથી. ભારતની નિર્વૈરિતાની ભવ્ય ભાવનાએ આંતરરાષ્ટ્રીય જગત ઉપર ઊંડી છાપ પાડી છે, પણ ભારતના ભાગલાએ આ દેશનું હાર્દ ચીર્યું છે. બ્રિટિશ-પોષ્યો ઝનૂની કોમવાદ ભાગલાની અદ્‌ભુત સિદ્ધિ ખાટીને ઉન્મત્ત બન્યો હોય તો નવાઈ નથી. વિષના વેલાને અમૃતફળો ઊગવાનો ચમત્કાર થયો નથી. જુદા ઘડામાં ભરવાથી ઝેરનું અમૃત થતું નથી. સંજોગવશાત્ બની ગયેલી ભારતના ઇતિહાસની આ એક ભયંકર ઘટનાનું ભાવિ તો ભગવાન જાણે, પણ સદ્‌હેતુથી પ્રેરાયેલી છતાં વિશ્વના ઇતિહાસમાં શોધી ન જડે એવી કોમવાદને ચરણે થયેલી રાષ્ટ્રવાદની શરણાગતિએ ભારતના એ આકસ્મિક વિચ્છિન્ન દેહવિભાગમાં વસતા હિન્દુઓની દુર્દશા કરી છે. આરંભના ખૂની ઉન્માદો ને પ્રતિ–ઉન્માદોની વેદનાઓ વિસારે પાડીએ તો પણ પૂર્વ બંગાળના લગભગ સવા કરોડ હિન્દુઓનું હજી ગઈ કાલ સુધીનું વતન એમને માટે જીવતું દોજખ બન્યું છે. દેશની મુક્તિ માટે બીજા કોઈથી ન ઊતરે એવાં બલિદાનો એમણે આપ્યાં છે. માનવ હકકના આ જમાનામાં સભ્યતાનો દાવો કરનારો કોઈ દેશ એને આધીન રહેલા પ્રજાસમુદાય ઉપર કેવળ ધર્મભેદને કારણે આવા અત્યાચાર કરી શકતો હોય તો માનવ હક્કોના ચાર્ટરો ને યુનોના ઢંઢેરાનો અર્થ શો? ભાગલાના સર્જકોની મુસ્લિમ લઘુમતીની સલામતીને આપણે આપણો રાષ્ટ્રધર્મ માન્યો છે. ભારતીય સભ્યતા અને એના બદ્ધમૂલ સંસ્કૃતિસંસ્કાર કોઈ રડ્યાખડ્યા તુચ્છ અપવાદો સિવાય ધર્મઝનૂનને ઓળખતા નથી. જે કંઈ અનુચિત અતેરાં થયાં હશે તે ઘણાંખરાં આઘાતના પ્રત્યાઘાત રૂપે હશે. ભૂતકાળ એનો સાક્ષી છે ને વર્તમાન એની સાબીતી

છે. માનવતાનું એ મૂલ્યાંકન આપણે માટે ગૌરવનો વિષય છે; પણ તે સાથે એક અણધારી ઐતિહાસિક ઘટનાને લીધે અકસ્માત છૂટા પડેલા આપણા એ અસહાય દુખિયારા દેશબાંધવોની આવી ભયંકર હાલાકી શું આપણે જોયા જ કરીશું? આપણે લડવા ઇચ્છતા નથી; પણ શું એ સિવાય બીજો ઉપાય જ નથી? ભિન્ન ધર્મ-મતપંથની જાતિઓથી વસાયેલા કંઈ કેટલા દેશો લડતા નથી કે લડવા શક્તિમાન પણ નથી. ત્યાં એમાંના કોઈ સમુદાયની આવી હાલાકી થતાં શું તે તે દેશો આમ નિષ્ક્રિય બનીને જોયા કરે? હજી ગઈ કાલે છૂટા પડેલા આપણા અંગીભૂત જેવા પડોશી દેશમાં આપણા દેશનું પ્રજાત્વ આમ વગર ક્ષોભે પીંખી શકાતું હોય, તો પરદેશોમાં આપણા પ્રજાજનોની સ્થિતિ શી? આ પ્રશ્નને જેમ કોમવાદની દૃષ્ટિથી ન જોવો જોઈએ તેમ રાષ્ટ્રવાદની દૃષ્ટિએ એની ઉપેક્ષા પણ ન થવી જોઈએ. એટલે આ સંજોગોમાં પાકિસ્તાન પ્રત્યેની નીતિનો પુનઃ વિચાર કરવાની માગણી કરનારાઓને કોમવાદનું આળ ચડાવીને કે શિસ્તબદ્ધ બહુમતી પક્ષની મનસ્વી મહોર મારીને આપણા રાષ્ટ્રની આ અણધારી મહાન સમસ્યાનો ઉકેલ લાવી શકાશે ખરો? કોઈ સમજુ ભારતજન લડાઈની વાત કરતો નથી; પણ કાશ્મીરના સંરક્ષણનો ધર્મ માનીને ભારત જેમ સુસજ્જ અને મક્કમ ખડું છે, તેમ રાષ્ટ્રનો આ પ્રાણપ્રશ્ન પણ શું એવી જ મક્કમતા માગી રહ્યો નથી? લડાઈથી ત્યાં વસનારાઓની સ્થિતિ સવિશેષ દુઃખદ થઈ પડે એમ કહેવાયું છે. એ ખરેખર છે; પણ એની બીજી બાજુ પણ છે. રામાયણનું દૃષ્ટાંત એનો જવાબ આપશે. રાવણે સીતાનું હરણ કર્યું. દશાનનની એ દુષ્ટતાને ડામવા શ્રી રામચંદ્રે લંકા ઉપર ચઢાઈ કરી. રાવણના કબજામાં પડેલાં સીતાજીને એથી તો રાવણ વધારે રંજાડશે એવા વિચારે જો રામચંદ્રે લંકા પર ચડાઈ ન કરી હોત તો રામાયણ લખાયું હોત? અને તો શ્રી રામચંદ્રના એવા શાણપણને જગતે કિયા શબ્દમાં વધાવ્યું હોત? જગતના ઇતિહાસમાં સૌજન્ય અને શાણપણ ચઢિયાતાં સિદ્ધ થયાં હશે તે કરતાં નિર્બળતાની ટીકાને વધારે પાત્ર બન્યાં છે અને વિગ્રહોના વધારે મોટા અનર્થોનાં નિમિત્ત પણ થયાં છે. એક બીજો પ્રશ્ન પણ વિચારવા યોગ્ય છે. પશ્ચિમ પાકિસ્તાનની નિઃશેષ સાફસૂફીની વાત બાજુએ મૂકતાં પૂર્વ બંગાળાના સવા કરોડ હિન્દુઓથી વસાયેલા એ પ્રદેશનો વિસ્તાર લગભગ ગૂજરાતના વિસ્તાર જેટલો થવા જાય. આપણા માનવંતા વડા પ્રધાને એક તસુ જેટલી પણ ભારતની ભૂમિ જવા નહિ દેવાનો સ્તુતિપાત્ર દૃઢ સંકલ્પ કર્યો છે. એટલે પાકિસ્તાનમાંથી હિન્દુઓની નિઃશેષ હકાલપટ્ટી થતાં ગૂજરાત જેટલો કે એથી ઓછોવત્તો પ્રદેશ વગર લડાઈએ એક નહિ તો બીજી રીતે મેળવી લઈને પં. નેહરુજીના શબ્દો આડકતરી રીતે વૃથા કરવાની આ શું એક ચાલબાજી નથી? માનવતાને કોમ કે ધર્મ સાથે નિસબત નથી. ભારતનું માનવમૂલ્યાંકન આ ગંભીર રાષ્ટ્રસમસ્યાના માનવતાભર્યા અને ભારતના રાષ્ટ્રગૌરવને છાજતા ઉકેલમાં રહેલું છે. હરકોઈ દેશની સત્તાના સ્વેચ્છાચારે જગતના કોઈપણ ભાગમાં થતું ભારતીય પ્રજાજનનું અપમાન એ ભારતના રાષ્ટ્રત્વનું અપમાન ગણાવું જોઈએ. સ્વતંત્રતાનું સર્વોચ્ચ મૂલ્ય એમાં રહેલું છે.

ભારતની મુક્તિનું પહેલું પંચક પ્રજાજીવનની વસમી વેદના સંભળાવી ગયું છે. દીવા તળેના અંધારાની જેમ લોકશાહીના લખલખાટ નીચે બ્રિટિશ છાપના વહીવટી ષડયંત્રમાં પ્રજામત હજી અટવાતો જોવામાં આવે છે. કર, કન્ટ્રોલ અને કાયદાની ગીચ ઝાડીઓમાં જકડાયેલું પ્રજાજીવન હજુ મુક્તિનો પ્રસાદ કે પ્રકાશ પામ્યું નથી. મહાત્માજીની રામરાજ્યની કલ્પના સુરખીના રંગ જેવી ચમકીને ઊડી ગઈ. માનવીનું શ્રેષ્ઠ મૂલ્યાંકન એ રામરાજ્યનો ભવ્ય આદર્શ હતો.

રામરાજ્યમાં એક રજકના શબ્દની જેટલી કિંમત અંકાતી તેટલી આજના વહીવટી ષડ્યંત્રમાં સર્વોચ્ચ કક્ષાની વ્યક્તિઓના શબ્દોની પણ કિંમત અંકાય છે ખરી? રાષ્ટ્રપિતા મહાત્માજીએ અંકુશરાજના અનર્થોને પ્રાણાંતપર્યંત ફિટકાર્યા હતા. કોંગ્રેસ પ્રમુખોની કક્ષાના રાષ્ટ્રધુરંધરોએ એને પરિણામે થયેલા અને થતા દેશના નૈતિક અધઃપાતનો વખતોવખત નિર્દેશ કર્યો છે. શ્રી. વિનોબા ભાવે જેવા ભૂમિદાનયજ્ઞના મહા આચાર્યે પણ અંકુશોના નિવારણને એજ કારણસર ઇષ્ટ ગણ્યું છે. રાજાજી જેવા સમર્થ રાષ્ટ્રપુરુષે મદ્રાસમાંથી અંકુશોને રુખસદ આપી છે; પણ આપણું વહીવટી ષડયંત્ર આવી સર્વમાન્ય રાષ્ટ્રવિભૂતિઓનું પણ યથાર્થ મૂલ્યાંકન કરી શકયું નથી, કરી શકતું નથી. ભારતના અન્નસચિવના પ્રયત્નો પણ સફળ થઈ શકયા નથી અને દિલ્હીએ અંકુશોને 'आयुष्यमान् भव'ના આશીર્વાદ આપ્યા છે! આમ પરસ્પર વિરોધી ખેંચતાણમાં એકને ખોળ અને એકને ગોળ જેવી કઢંગી અને વિસંગત નીતિને નીતિમત્તાનો આધાર મળી શકશે ખરો?

મુંબઈ સરકારે સમાજશુદ્ધિ માટે મદ્યનિષેધનું પાપ આ રાજ્યમાંથી નાબૂદ કરવાનું બીડું ઝડપ્યું છે, એ નિઃશંક સ્તુતિપાત્ર છે. એટલા જ માટે સરકારની અને પ્રધાનોની કેટલીક અનુચિત ટીકાઓ પણ થતી જોવામાં આવે છે. મદ્યનિષેધ ઇષ્ટ અને આવશ્યક છે; પણ એની સફળતા હજી શંકાસ્પદ છે. અને એમાંથી ઉપસ્થિત થતા કેટલાક મુદ્દાઓએ રાજ્ય અને પ્રજા વચ્ચે જબરું ઘર્ષણ જગાડયું છે. એનું મુખ્ય કારણ એ છે કે આપણા ખખડી ઊઠેલા અર્થતંત્ર સાથે સારી પેઠે અડપલાં થાય છે અને સૌથી વધુ કરબોજે કચડાયેલી આ રાજ્યની પ્રજા ઉપર મદ્યનિષેધનીતિના બેહદ ખરચાળ અમલ માટે જે તળિયાઝાટક કાપકૂપ અને કરકસર થવી જોઈએ તેને બદલે દમબદમ નવા કરો ઝીંકાયે જાય છે અને એ સામેના એકત્ર અને ઉગ્ર વિરોધની અવગણનાએ રાજ્ય અને પ્રજા વચ્ચે અંતર પાડયું છે; એટલે મદ્યનિષેધ જેવી કલ્યાણકારી પ્રવૃત્તિની સફળતા માટે પ્રજાસમુદાયના જે સર્વાંગી ઐચ્છિક સહકારની અપેક્ષા સરકાર રાખી શકે તે પ્રસ્તુત ઘર્ષણોને લઈને ફળી નથી; એટલું જ નહિ પણ તરછોડાયેલો લોકમત આવી ઇષ્ટ પ્રવૃત્તિ પરત્વે પણ નિષ્ક્રિય અને ઉદાસી બન્યો છે. ન્યાયની અદાલતોના કેટલાક યાદગાર ચુકાદાઓ સિદ્ધ કરે છે કે કેટલાંક મમતીલાં નીતિનિર્માણોમાં ન્યાય અને વાસ્તવિકતા પરત્વે યથેચ્છ લક્ષ અપાતું નથી. આ વિષમતા લોકશાહીના મુમુક્ષુઓની ગંભીર વિચારણા માગે છે. લોકમતનો અનાદર એ લોકશાહીનું લક્ષણ નથી. વ્યક્તિની મોટપને અને સત્તાના અહમ્‌ને ઓગાળ્યા સિવાય લોકશાહીનાં મૂળ જામતાં નથી.

પલટાતો દેશકાળ સામાજિક દૃષ્ટિબિંદુઓનું યથેચ્છ પરિવર્તન માગે છે અને માગશે. સામાજિક ક્રાન્તિની અભિલાષાઓ સ્તુત્ય છતાં એ દિશામાં અનુચિત ઉતાવળ ન થાય તેની પૂરી સંભાળ રાખવી જોઈએ. હરકોઈ પરિવર્તન ભારતની મૌલિકતાના આધાર ઉપર જ થવું ઘટે. ભારતના ઉપપ્રમુખ શ્રી રાધાકૃષ્ણને આંતરરાષ્ટ્રીય વિખવાદો ટાળવા જગતના માનવીની અંતરંગ ધર્મભાવના જાગૃત કરવાનો માર્ગ વિશ્વના શાન્તિવાંછુઓને બતાવ્યો હતો. પ્રમુખશ્રી રાજેન્દ્રબાબુએ ભારતની સર્વોચ્ચ માનવસંસ્કૃતિ યથાર્થરૂપમાં સમજવા માટે સંસ્કૃત ભાષાના જ્ઞાનની સૌથી પહેલી જરૂર જણાવીને એના પૂરા અભ્યાસ વિનાનાં દેશહિતનાં આયોજનો વૃથા જવાના ભયની આગાહી પણ કરી છે. મહાત્માજીએ તો ભારતની ધર્મભાવનાને રાજકારણના બીબામાં ઢાળીને

વિશ્વના ઇતિહાસમાં અદ્દભુત એવું સત્યાગ્રહનું યુદ્ધ આદર્યું અને જગતને ચકિત કર્યું; એટલે એવાં પરિવર્તનોમાં પલટાતી દુનિયાના પ્રવાહો પ્રત્યે આંખ ઉઘાડી રાખીને પણ ભારતની જુગજુગની સિદ્ધ અને સર્વોચ્ચ સંસ્કારિતા પશ્ચિમના પ્રવાહમાં ધોવાઈ જવા ન પામે એની સાવચેતી રાખવી ઘટે. ભારત ઇગ્લાંડ કે અમેરિકાની બ્રાન્ચ ન બને એ જોવું જોઈએ. આર્ય સંસ્કૃતિએ ભારતને અને જગતને શ્રેષ્ઠ નરરત્નોની ભેટ ધરી છે. પ્રાચીનકાળના તપસ્વીઓથી માંડીને રામ, કૃષ્ણ અને મધ્યયુગની અનેક વિભૂતિઓ ઉપરાંત સામ્પ્રતકાળના મહર્ષિ દયાનંદ, સ્વામી શ્રદ્ધાનંદ, વિવેકાનંદ, ભારતભૂષણ પં. માલવીઆ, વિવેકાનંદ, ટાગોર, શ્રી અરવિંદઘોષ અને છેલ્લે જગદંબા સમા કસ્તુરબા તથા વિશ્વવંદ્ય મહાત્માજી પણ એજ સંસ્કૃતિની નવાજેશો છે એ ભૂલવું ન જોઈએ. આ સાથે પરદેશી નિષ્ણાતો અને પરદેશી મૂડીના આ દેશમાં થતા ધસારા સામે શ્રી વિશ્વેશ્વરૈયા જેવા અનુભવવૃદ્ધ નિપુણને પણ ચેતવણીનો સૂર સંભળાવવો પડયો છે. ગાંધીવાદી અર્થનિપુણો પણ એથી અકળાયા છે. આપણો આથક ઉદ્ધાર કરવામાં અમેરિકાના ડોલરના રણકાથી અંજાઈને રાજકીય ગુલામીમાથી નીકળીને આપણે આર્થિક ગુલામીમાં સરકી ન પડીએ તેની સંભાળ રાખવી જોઈએ. પંડિત જવાહરલાલજીએ એનો સધ્યારો તો આપ્યો છે; પણ સોનાની લાકડીનાં સોળ ઊઠતાં નથી; એના મારે મસ્તક નમે છે. કૃષિ અને શિક્ષણના ક્ષેત્રે પણ ઉતાવળિયાં અને અધૂરાં આયોજનોએ લાભ કરતાં હાનિ વધારે કરી છે. શિક્ષણમાં તો હીરો ઘોઘે જઈ આવ્યા જેવું થયું છે, અને પાયાના શિક્ષણનો પાયો જ હજુ બેઠો નથી. પ્રજાના જ્ઞાન સાથેનાં એવાં અટકચાળાં ઇષ્ટ ન ગણાય. એટલે શિક્ષણક્ષેત્રે કે સામાજિક યા આર્થિક ક્ષેત્રે દોટ મૂકતા પહેલાં દેશના કલ્યાણવાંછુઓ પૂરી સાવચેતી રાખે: दृष्टिपूतम न्यसेत पादम.

આ સાથે ગૂજરાતની અસ્મિતા એ તો ગૂજરાતી પત્રકારત્વનો પ્રાણપ્રશ્ન છે જ. મહાગૂજરાતનું સર્જન એ મહાત્માજીનું સ્વપ્ન હતું. સરદારશ્રીએ એ સાર્થક કરવાનું બીડું ઝડપ્યું હતું. શ્રી મુનશીજી સમેત ઘણા ગૂજરાતી બુદ્ધિમાનોએ અને કોંગ્રેસઅગ્રેસરોએ એ પ્રશ્ન સારી પેઠે વિચાર્યો છે. ગૂજરાતની ઉત્તર–દક્ષિણ સીમાઓ પર પ્રાન્તવાદના ઘોર ગાજે છે અને ડાંગ અને આબુ પર એની તરાપ મંડાયેલી છે. ભાષાને ધોરણે પ્રાન્તની નવરચનાની ખેંચતાણ રાષ્ટ્રઅગ્રેસરોને મૂંઝવે છે અને પ્રાન્તવાદના પૂરમાં રાષ્ટ્રત્વ રખે જોખમાઈ પડે, એવો ભય ઉપસ્થિત થતાં એ પ્રશ્ન ઠેલવાની કોશિશો થાય છે. પણ કંઈક પ્રાન્તો આકળા ને અધીરા થયા છે; એટલે ગૂજરાતની પ્રાન્ત રચનાનો પ્રશ્ન આપોઆપ ઉપસ્થિત થયા વિના રહેશે નહિ; અને ત્યારે ગૂજરાતને એની સીમાઓના સંરક્ષણ સાથે મહાત્માસેવ્યા અને સરદારપોષ્યા મહાગૂજરાતની રચનાનો આદર્શ સાર્થક કરવાની જરૂર ઊભી થશે. અત્યાર સુધી ગૂજરાતે ગાફલ રહીને ઘણું ગુમાવ્યું છે. બોલે એનાં બોર વેચાય, એ અનુભવબોલ છેલ્લે છેલ્લે કોયના–કાકડાપારની યોજનાઓ પરત્વે પણ સાચા પડયા અને ૫૦–૬૦ કરોડની ઉકઈ–કાકડાપાર મલ્ટીપર્પઝ યોજના હડમેલા ખાઈને છેવટે કાકડાપારના બંધ અને નહેરના પાણીમાં ફસાઈ પડી છે. ગૂજરાત પ્રાન્તવાદથી દૂર રહ્યું છે અને રહેશે; પણ ગૂજરાત કોઈનું ઓશિયાળું નથી એ લૂંટાયુ હશે પણ એણે કોઈને લૂંટયા નથી. પર પ્રાન્તવાદનાં આક્રમણો સામે એણે હવે ખબરદાર રહેવું જ જોઈશે. મહાગૂજરાતના સર્જનની અધૂરી રહેલી અભિલાષા સાર્થક કરવાનું કામ ગૂજરાતીઓનું છે. રાષ્ટ્રવિધાયકોની મહાન બેલડી પ્રત્યેનું એ આપણું અણચૂકવ્યું રહેલું મોટું ઋણ છે.

કલાક પણ ઓછા પડે. પત્રકારત્વ એ ગહન છે, એ શતાવધાન યોગ જેવું છે. જેવું તપ તેવી સિદ્ધિ અને તપની સિદ્ધિને તો રાજા ઇન્દ્ર પણ રોકી શકયા નથી. આપણે પણ મનુષ્યો છીએ. મનુષ્યજન્ય નબળાઈઓથી કોણ મુક્ત છે ? 'નથી કો અધૂરું વિશ્વે ?' પણ આપણી નિર્બળતાઓના પૂરા ભાન સાથે મહર્ષિ વેદવ્યાસ અને વાલ્મીકિથી માંડીને મહાત્માજી, મહાદેવભાઈ, કાકાસાહેબ કાલેલકર અને કિશોરલાલ મશરૂવાળા જેવા મહાપુરુષો પત્રકારત્વના ભવ્ય આદર્શોનો જે મહામૂલો વારસો આપણને આપી ગયા છે, તેને યથાશક્તિ પાત્ર થવા પ્રયત્ન કરીએ અને પડતાંઆખડતાં પણ ઊઠીને એ ધ્યેયને પહોંચવા મથીએ. ધીર પુરુષોનાં કવિ ભર્તૃહરિભાખ્યાં લક્ષણો એ સાચા પત્રકારનાં લક્ષણો છે :

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति न पत्रकाराः ॥



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

( તારીખ ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર, ૧૯૫૨ )

— ૧૮ મું અધિવેશન —

ન વ સા રી

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ

પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ
વિભાગના પ્રમુખનું ભાષણ

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી
## ૧૮ મું અધિવેશન.



શ્રી ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ એ,
સંચાલક, પ્રાચ્ય વિદ્યામંદિર,
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા
વિભાગીય પ્રમુખ:—પુરાતત્ત્વ ને પ્રાદેશિક ઇતિહાસ.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ

### શ્રી ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ, એમ. એ., નું

### ભાષણ

**સાહિત્યરસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

ગુજરાતી સાહિત્ય પરિષદ સમ્મેલનના અઢારમા અધિવેશન પ્રસંગે પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગનું પ્રમુખપદ આપી કાર્યવાહક સમિતિએ મને જે માન આપ્યું છે અને વિદ્વાનોના દર્શનનો જે લાભ આપ્યો છે તેને માટે હું અત્યન્ત આભારી છું.

આ વિભાગના ભૂતપૂર્વ પ્રમુખો અને સમર્થ ઇતિહાસવિદ્ પણ્ડિતો, પ્રો. બળવન્તરાય ઠાકોર અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, આજે વિદ્યમાન નથી તેથી સ્વાભાવિક રીતે ખેદ થાય છે. આ બન્ને પ્રતિભાસંપન્ન વિદ્વાનોને હું વિનમ્રભાવે શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.

પરમાત્માની કૃપાથી મહાત્મા ગાંધીજીની તપશ્ચર્યાના પરિણામે આપણો દેશ શ્રી. અરવિન્દ મહર્ષિના જન્મ દિવસે સ્વતન્ત્ર થયો છે અને વિશ્વનાં અન્ય રાષ્ટ્રોના સમૂહમાં અગ્ર સ્થાન ભોગવી રહ્યો છે. સરદાર પટેલના સ્તુત્ય પ્રયત્નથી દેશી રાજ્યોનું વિલીનીકરણ અથવા એકીકરણ થવાથી ભારતની વાસ્તવિક અખણ્ડતા સિદ્ધ થઈ ગઈ છે. ગયે વર્ષે સૌરાષ્ટ્રમાં થએલી ભગવાન્ સોમનાથની ભવ્ય પુનઃપ્રતિષ્ઠા અને વિશ્વ સંસ્કૃત પરિષદ્‌ની સ્થાપના એ બે મહત્ત્વના પ્રસંગો સર્વનું ધ્યાન ખેંચે છે, અને 'સ્વપ્નદ્રષ્ટા'નાં સ્વપ્નો પણ કેવી રીતે સત્ય બને છે એ અદ્‌ભુત રીતે દર્શાવે છે. આ વર્ષે સંપૂર્ણ શાન્તિથી થયેલી પુખ્તવયાધિકારચૂંટણી, ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન જેવા ત્યાગી પવિત્ર બુદ્ધિમાન્ તત્ત્વચિન્તકોની રાષ્ટ્રના પ્રમુખ અને ઉપપ્રમુખ તરીકે વરણી, અને શ્રી. પણ્ડિત જવાહરલાલ નેહરુ જેવા પૂજ્ય ગાંધીજીના પટ્ટશિષ્યની મુખ્યપ્રધાનપદે યોજના એ આપણા દેશના ઇતિહાસનો એક વિરલ પ્રસંગ છે.

જે પ્રદેશને આજે આપણે 'ગુજરાત' તરીકે ઓળખીએ છીએ તેના જુદા જુદા વિભાગો ભૂતકાળમાં જુદાં જુદાં નામોથી ઓળખાતા હતા અને સમસ્ત પ્રદેશની સીમાઓ જુદે જુદે સમયે બદલાતી હતી એ વાત આપ સર્વને સુવિદિત છે. સુરાષ્ટ્ર, આનર્ત, લાટ, ગુર્જરત્ર અને તેનાં સંસ્કૃત અને પ્રાકૃતરૂપો 'ગુર્જરત્રા' અને 'ગુજ્જરત્તા', આ સર્વ પ્રાદેશિક નામો સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, ઉર્દૂ, ફારસી, અરબી, પોર્ટુગીઝ અને અંગ્રેજી સાહિત્યમાં અને શિલાલેખોમાં અનેકવાર જોવામાં આવે છે. આવાં અનેક નામો હોવા છતાં આપણા પ્રદેશનો ભૂમિભાગ એકજ રહેલો છે. છાન્દોગ્ય ઉપનિષદમાં જેમ શ્વેતકેતુના પિતાએ કહ્યું કે **वाचारम्भणं विकारो नामधेयम्, मृत्तिकेत्येव सत्यम्**, તેમ આપણે પણ કહી શકીએ કે અનેક પ્રાદેશિક સંજ્ઞાઓ માત્ર વાણીનો વિલાસ છે, નામમાત્ર છે, પણ વાસ્તવિક રીતે મૃત્તિકા, ભૂમિનો ભાગ જ, સત્ય છે. આ પ્રમાણે ભૂમિરૂપી એક જ અધિષ્ઠાનને અનેક નામો મળવાથી આપણા સ્વાભાવિક અદ્વૈતને હાનિ પહોંચતી નથી. આ દૃષ્ટિએ જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે ઉત્તરમાં જોધપુર, પૂર્વમાં ઇન્દોર

અને પશ્ચિમ ખાનદેશ, દક્ષિણમા મુબઈ અને થાણા, અને પશ્ચિમમા અરબી સમુદ્રનો કિનારો એ ચતુઃસીમાવાળો ભૂમિભાગ સર્વત સસ્કૃતિ અને આર્થિક દૃષ્ટિએ એકરૂપ હોવા છતા જુદે જુદે સમયે અનેક નામો ધારણ કરે છે વસ્તુત આ ભાગ અખણ્ડ છે

આ વિભાગના કેટલાક ભૂતપૂર્વ પ્રમુખોને આપણા પ્રદેશના ઇતિહાસ અને પુરાતત્ત્વના સશોધન ને અગે યોગ્ય રીતે અમતોષ થયેલો અને તેથી તેમણે ઉચિત શબ્દોમા પ્રોત્સાહન આપી માર્ગદર્શન કરેલુ. તેને પરિણામે છેલ્લા દસકામા સદ્ભાગ્યે જે પ્રગતિ થયેલી છે તેનાથી હવે અસતુષ્ટ થવાનુ કારણ રહેતુ નથી બગાળ, મદ્રાસ અને મહારાષ્ટ્ર જેવા વિદ્યારસિક પ્રાતોમા ચાલતી ઇતિહાસ સશોધનની પ્રવૃત્તિથી આપણને હમણા ઘણી પ્રેરણા મળેલી છે ગુજરાત વિદ્યાસભા અને ફાર્બસ ગુજરાતી સભા એ બે માન્ય પ્રાચીન સસ્થાઓએ ઇતિહાસના ક્ષેત્રમા શુભ આરભ કરી આજ સુધી જે પ્રગતિ કરી છે તે ગુજરાતના ઇતિહાસમા વિશિષ્ટ સ્થાન ભોગવવાને યોગ્ય છે ડૉ ભગવાનલાલ ઇન્દ્રજી, એલેક્ઝાન્ડર ફાર્બસ અને બર્ગેસ જેવા સમર્થ સશોધકોએ ગુજરાતના ઇતિહાસનુ સશોધન કરવાનો સપ્રદાય સ્થાપ્યો છે આ નવા સપ્રદાયમા જુદે જુદે સમયે અનેક વિદ્વાનોએ પોતાની સેવા અર્પણ કરેલી છે, અને તેને પરિણામે આજે આપણી પાસે ગુજરાતના ઇતિહાસની સાધનસામગ્રી સારા પ્રમાણમા જોવામા આવે છે વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિર તરફથી પ્રસિદ્ધ થતી ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ, સયાજી સાહિત્યમાળા ઇત્યાદિ ગ્રન્થમાળાઓમા ગુજરાતના ઇતિહાસને ઉપયોગી સાહિત્ય પ્રસિદ્ધ થએલુ છે આ સાહિત્યમા પાટણ અને જેસલમેરના ભડારોની પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રન્થસૂચીઓ સ્પષ્ટ દર્શાવે છે કે આપણા પ્રદેશના ઇતિહાસના સાધનો અતિ વિપુલ છે, અને તે પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે મુબઈની રેવ ફાધર હેરાસની પ્રેરણાથી ચાલતુ ઇન્ડિયન હિસ્ટોરિકલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટે પણ છેલ્લા પચીસ વર્ષમા ઉપયોગી સાહિત્ય આપ્યુ છે ડૉ ભગવાનલાલ સમ્પ્રદાયના આ સર્વ અનુયાયીઓની સેવા ખરેખર પ્રશસનીય છે

ગુજરાતમા સશોધનપ્રવૃત્તિને વધારે વેગ મળે એ હેતુથી ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઇ દિવેટિયા અને શ્રી પોપટલાલ શાહ જેવા વિદ્વાન વિચારકોએ મુબઇમા ઈ સ ૧૯૩૬મા ગુજરાત સશોધન મડળની સ્થાપના કરી અને ૧૯૩૭મા એક ઉચ્ચ કોટિના ત્રૈમાસિકનો આરભ કર્યો આ ત્રૈમાસિક દ્વારા ગુજરાતી ભાષા, ઇતિહાસ અને સમાજશાસ્ત્રના વિષયોને અગે બહુ મહત્ત્વનુ સશોધન પ્રસિદ્ધ થયુ છે, અને તેથી અનેકને પ્રેરણા મળી છે આ મડળે ઇ સ ૧૯૪૬ના નવેમ્બરમા ગુજરાતના સશોધકોની પ્રથમ પરિષદ મુબઇમા બોલાવી ગુજરાતમા સશોધનનુ વાતાવરણ ઊભુ કર્યુ છે ૧૯૫૩ના જાન્યુઆરીમા આ જ મડળ તરફથી ગુજરાત સશોધકોની બીજી પરિષદ અમદાવાદમા ભરાવાની છે આ પ્રવૃત્તિને માટે મડળનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે

ડૉ કનૈયાલાલ મુનશીની પ્રતિભાએ ભારતીય વિદ્યાભવનની સ્થાપના કરી અનેકવિધ સસ્કારી પ્રવૃત્તિઓને અસ્તિત્વમા આણી છે 'ભારતીય વિદ્યા' નામનુ સશોધનપત્ર, ભારતીય વિદ્યામાળા, ભારતીય વિદ્યા અનુશીલન સિઘી જૈન ગ્રન્થમાલા અને ગ્રથ વિદ્યાપીઠમાળા જેવા મહત્ત્વના પ્રકાશનોએ ગુજરાતના ઇતિહાસ સશોધન માટે આવશ્યક સાધનો પૂરા પાડવાનો સત્પ્રયત્ન કરેલો છે, અને તેને અગે આચાર્યશ્રી મુનિ જિનવિજયજીની સેવા ચિરસ્મરણીય છે આ ઉપરાત બીજી બે ભવ્ય યોજનાઓ આપણા આદરને પાત્ર છે એક યોજના ગુર્જરદેશનુ ગૌરવ દર્શાવતા છ ગ્રન્થોનો ઇતિહાસ,

અને બીજી યોજના ભારતીય પ્રજાના ઇતિહાસ અને સંસ્કૃતિનું દશ ગ્રન્થોમાં નિરૂપણ. ડૉ. મુનશીએ ગુર્જરદેશના ગૌરવના બે ગ્રન્થો, પહેલો અને ત્રીજો, પ્રસિદ્ધ કર્યા છે અને તેમાં સર્વ પ્રાપ્ય સાધનોનો ઉપયોગ કરી ઓજસ્વતી અંગ્રેજી ભાષામાં પ્રાગૈતિહાસિક કાલથી મૌર્યકાલ સુધીનું અને ગુર્જરસમ્રાટોના કાલ (ઈ. સ. ૫૫૦—૧૩૦૦)નું મનોહર વર્ણન કરેલું છે. બીજી યોજના ડૉ. રમેશચંદ્ર મજમુદાર અને ડૉ. પુસાળકર એ બે સમર્થ વિદ્વાનોને સોંપવામાં આવેલી છે. આ યોજનામાં અત્યાર સુધી વૈદિકયુગ અને અખણ્ડ સામ્રાજ્યયુગનું વર્ણન કરનારા બે ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે, અને સંસ્કારયુગ (ઈ. સ. ૩૨૦—૭૫૦) ઉપરનો ત્રીજો ગ્રંથ પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. ઈ. સ. ૧૯૩૭માં ભારતીય ઇતિહાસ પરિષદની જે સ્થાપના કરવામાં આવી હતી તેનું એક વિશિષ્ટ પ્રયોજન વીસ ગ્રન્થોમાં ભારતીય પ્રજાનો નવો ઇતિહાસ રચવાનું હતું. આ યોજનાનો મંગલમય આરંભ ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને ડૉ. જદુનાથ સરકારને હાથે થયો, અને ઇ. સ. ૧૯૪૬માં વાકાટક-ગુપ્ત યુગ (ઈ. સ. ૨૦૦--૫૫૦) ઉપર ડૉ. રમેશચન્દ્ર મજમુદાર અને ડૉ. અળતેકરનો એક ગ્રન્થ પ્રસિદ્ધ થયો. ભારત સરકારની સૂચનાથી ઈ. સ. ૧૯૪૮માં ભારતીય ઇતિહાસ પરિષદની યોજના ઇન્ડિયન હિસ્ટરી કૉંગ્રેસની યોજના સાથે જોડી દેવામાં આવી, તેથી પ્રો. નીલકંઠ શાસ્ત્રીનો નન્દ-મૌર્યયુગ ઉપરનો ગ્રન્થ હમણાં જ સ્વતંત્ર રીતે પ્રગટ થયો છે. આ સિવાય તે યોજનાનું બીજું મૂર્ત સ્વરૂપ હજુ સુધી જોવામાં આવ્યું નથી. તેથી ડૉ. મુનશીની દશ ગ્રન્થોવાળી યોજના સૌથી પહેલી પૂર્ણ થાય એમ લાગે છે.

પણ્ડિત ભગવદ્દત્તે રચેલા ભારતવર્ષકા ઇતિહાસની બીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૪૭માં પ્રસિદ્ધ થઇ છે, અને ભારતવર્ષકા બૃહદ્ ઇતિહાસનો પ્રથમ ભાગ હમણાં જ પ્રસિદ્ધ થયો છે. આ ગ્રંથમાં પણ્ડિતજીએ આપણા ઇતિહાસ ઉપર નવો પ્રકાશ નાખ્યો છે. આ ગ્રન્થ દરેક ઇતિહાસરસિક પુરુષે શાન્તિથી વાંચવા વિચારવા જેવો છે. ગુજરાત ભારતનો એક ભાગ હોવાથી ભારતના ઇતિહાસના સંશોધનાત્મક ગ્રન્થો ગુજરાતના ઇતિહાસ માટે થોડે ઘણે અંશે પણ ઉપકારક બની રહે છે.

અમદાવાદની ગુજરાત વિદ્યાસભામાં આજે જે ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ કામ કરી રહ્યો છે તેનો સર્વ યશ કૈ. વા. ડૉ. આચાર્યશ્રી આનન્દશંકર ધ્રુવને ઘટે છે. શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવનની પ્રવૃત્તિ પ્રશંસનીય છે. ભાષા અને સાહિત્ય, ઇતિહાસ, અને સમાજશાસ્ત્ર એ ત્રણ વિષયોને અંગે આ વિદ્યાભવન તરફથી અતિમહત્ત્વના ગ્રન્થો પ્રસિદ્ધ થયા છે. શ્રી. રત્નમણિરાવ જોટેનો 'ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ (ઇસ્લામયુગ)', શ્રી. ઉમાશંકર જોષીનો 'પુરાણોમાં ગુજરાત,' ડૉ. ભોગીલાલ સાંડેસરાનો 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત' અને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીનો 'હડપ્પા ને મોહેંજો-દડો' એ ગ્રન્થો ગુજરાતના ઇતિહાસ માટે અતિ ઉપયોગી છે. 'વલભીનાં દાનપત્રો' એ વિષય ઉપર ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીનો ગ્રન્થ પ્રસિદ્ધ થવાનો છે એમ સાંભળ્યું છે. સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતી સાહિત્યમાં ગુજરાત; ઉર્દૂ, ફારસી અને અરબી સાહિત્યમાં ગુજરાત; ઉત્કીર્ણ લેખોમાં ગુજરાત; પરદેશીઓના પ્રવાસવર્ણનોમાં ગુજરાત ઇત્યાદિ વિષયો ઉપર આ વિદ્યાભવન તરફથી આપણને ગ્રન્થો મળે એ આશા અસ્થાને નથી. આ જ વિદ્યાભવનના પ્રો. મૌલાના નદવી સાહેબનો 'ગુજરાતનો ઇતિહાસ' એ નામનો ગ્રન્થ અભ્યાસકોને ઉપયોગી છે.

આ જ પ્રમાણે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ આપણા ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસ માટે કેટલાંક મહત્ત્વનાં સાધનો પૂરાં પાડ્યાં છે. ઈ. સ. ૧૯૨૯ થી ગ્રન્થસ્થ વાઙ્મયની વાર્ષિક સમીક્ષા કરવાની જે પ્રવૃત્તિનો આરંભ થયો છે તેને પરિણામે એક પ્રકારનું મહત્ત્વનું

ઐતિહાસિક સાહિત્ય અસ્તિત્વમાં આવ્યું છે. શ્રી. રત્નમણિરાવ જોટે જેવા તલસ્પર્શી વિદ્વાનના રચેલા ગ્રન્થો પ્રસિદ્ધ કરી આ સાહિત્ય સભાએ પણ્ડિતોની જિજ્ઞાસા તૃપ્ત કરી છે એટલું જ નહીં પણ શાસ્ત્રીય પદ્ધતિએ ઇતિહાસ અને સંસ્કૃતિના ગ્રન્થો રચવાનો આદર્શ પણ દર્શાવ્યો છે. ઈ સ. ૧૯૪૪ના ડિસેમ્બરમાં ઇતિહાસ સંમેલન ભરી ગુજરાતમાં ઇતિહાસનું મહત્ત્વ દર્શાવવાનું માન પણ આ જ સાહિત્ય સભાને મળે છે. ડાંગનો અભ્યાસ કરવા માટે આ સાહિત્ય સભાએ આઠ વિદ્વાનોની સમિતિ નીમી હતી અને આ સમિતિનો હેવાલ પણ ઇ. સ. ૧૯૪૯ માં પ્રસિદ્ધ કર્યો હતો. સાહિત્ય સભાની આ પ્રવૃત્તિ ખરેખર અભિનન્દનીય છે.

ઉપર જણાવેલા ગ્રન્થો ઉપરાંત બીજા કેટલાક મહત્ત્વના ઐતિહાસિક ગ્રન્થો છેલ્લા દસકામાં પ્રકટ થએલા છે. શ્રી. ગિરજાશંકર આચાર્યનો 'ગુજરાતના ઐતિહાસિક લેખો' નો ત્રીજો ભાગ ફાર્બસ સભા તરફથી પ્રસિદ્ધ થઈ ગયો છે ભૂતપૂર્વ વડોદરા રાજ્યના દફતરખાતા તરફથી ઐતિહાસિક લેખોનો સાતમો ભાગ, શાસ્ત્રી દફતરમાંથી લેખોનો સંગ્રહ અને ફારસી ભાષાના દસ્તાવેજોની યાદી એ ત્રણ ગ્રન્થો બહાર પડયા છે. આ ઉપરાંત તે જ રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી વડોદરા રાજ્યના શિલાલેખોના બે સારા સંગ્રહો પ્રસિદ્ધ થયેલા છે. આ ચોવીસ શિલાલેખો સંસ્કૃત, ફારસી, અરબી, ઉર્દૂ, હિન્દી અને જૂની ગુજરાતી ભાષામા લખાએલા છે અને તેમાથી ઈ. સ. ૨૦૦ થી ઈ. સ. ૧૮૯૭ સુધીના સમયની ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિ વિષે માહિતી મળી શકે છે. ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમાં ડૉ. ગોવિન્દરાવ સરદેસાઇએ સંપાદન કરેલો **परमानन्दकाव्यम्** નામનો સંસ્કૃત ગ્રન્થ હમણાં જ પ્રસિદ્ધ થયો છે. આ ગ્રન્થ શિવાજી મહારાજના પ્રથમ પુત્ર સંભાજીના ચરિત ઉપર તદ્દન નવો પ્રકાશ નાખે છે અને તેથી ડૉ. જદુનાથ સરકારે તેની યોગ્ય પ્રશંસા કરેલી છે. 'ઇસ્લામનો મુસાફર' એ પદવી ભોગવનાર ઇ. સ. ના ચૌદમા શતકમાં થઇ ગયેલા ઇબ્ન બતુતાએ અરબી ભાષામાં જે પ્રવાસવર્ણન લખેલું છે તેના મૂળ અરબીમાંથી જ શુદ્ધ અંગ્રેજી ભાષાન્તર કરી કલકત્તા યુનિવર્સિટીના પ્રો. ડૉ. અબ્દ મહદી હુસેને બહુ મહત્ત્વનાં ટિપ્પણો ઉમેરેલાં છે. આ ગ્રન્થ પણ ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમા પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. આ ગ્રન્થનાં પહેલાં અંગ્રેજીમાં થએલાં ત્રણ ભાષાન્તરો મૂળ અરબીમાંથી નથી થયાં પણ બીજી ભાષામાં થએલા ભાષાન્તર ઉપરથી થયાં છે અને તેથી બહુ અશુદ્ધ છે એમ ડૉ. જદુનાથ સરકાર એક પત્રમા જણાવે છે. ગુજરાતના ઇતિહાસ માટે ઇબ્ન બતુતાનું પ્રવાસવર્ણન ઉપયોગી છે.

આપણા ઇતિહાસ વિષે લખાએલા લેખોના સંગ્રહો પણ પ્રકટ થયા છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીના લેખોનો સંગ્રહ "ઐતિહાસિક સંશોધન' એ નામે ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રસિદ્ધ કર્યો છે. ડૉ. મંજુલાલ મજમુદાર પાસે દિ બ. કૃષ્ણલાલ ઝવેરીના લેખોનું સંપાદન કરાવી ફાર્બસ સભાએ આપણને એક અમૂલ્ય પ્રકાશન આપ્યુ છે. ડૉ ભોગીલાલ સાંડેસરાના લેખોનો સંગ્રહ 'ઇતિહાસની કેડી' એ રૂપે પ્રકટ થયો છે. પણ્ડિત લાલચંદ ગાધીના અનેક લેખોનો સંગ્રહ સયાજી સાહિત્યમાળામાં છપાય છે. આ પ્રમાણે અન્ય વિદ્વાનોના ઐતિહાસિક લેખોનો સંગ્રહ પ્રકટ થાય તો સંશોધનના કાર્યમાં સ્વાભાવિક રીતે સુવિધા પ્રાપ્ત થઇ શકે.

પ્રો. ડોલરરાય માંકડના ત્રણ ગ્રન્થો આપણું ધ્યાન ખેંચે છે. 'યુગપુરાણ'ની સમીક્ષિત આવૃત્તિ પ્રસિદ્ધ કરી તેમણે મૌર્ય અને શુંગયુગના ઇતિહાસ ઉપર નવો પ્રકાશ પાડયો છે. 'ઋગ્વેદનો કાલ' એ પુસ્તકમાં તેમણે જુદા જુદા શબ્દોનું સમીકરણ કરીને દર્શાવ્યું છે કે ઋગ્વેદનાં પોણા ભાગનાં સૂક્તો

રામચન્દ્રયુગનાં છે. આ વિષય બહુ ચર્ચાસ્પદ છે છતાં પણ એક અભિનવ વિચારસરણી આપણી પાસે શાન્ત ચિત્તથી અભ્યાસ કરવાને માટે રજૂ થએલી છે. પ્રો. માંકડનું ત્રીજું પુસ્તક 'પૌરાણિક કાલક્રમ' છે. આ ગ્રન્થમાં તેમણે 'મન્વન્તર' શબ્દનો નવો અર્થ કરી એક નૂતન રચના કરેલી છે, અને તેને અનુસરીને રાજાઓની વંશાવળીઓની તુલના કરી દર્શાવ્યું છે કે એલેકઝાન્ડરનો સમકાલીન ચન્દ્રગુપ્ત મૌર્ય નહીં પણ પહેલો ચન્દ્રગુપ્ત હતો. પણ્ડિત ભગવદ્દત્તનાં વિધાનો જેવાં આ અશ્રુતપૂર્વ વિધાનોથી બીજા વિદ્વાનો આશ્ચર્યમુગ્ધ બને એમાં આશ્ચર્ય નથી. તેમણે સ્વીકારેલી પ્રક્રિયા સ્વીકાર્ય ન હોય છતાં પણ તેના તલસ્પર્શી અભ્યાસની આવશ્યકતા છે. સંશોધનનો વિષય જ પ્રયોગાત્મક હોવાથી અભ્યાસકોની સંપૂર્ણ ધૈર્ય રાખી વિચારવાની ફરજ છે.

ડૉ. હસમુખ સાંકળીઆએ ઈ સ. ૧૯૪૪માં જે ઠક્કર વસન્તજી માધવજી વ્યાખ્યાનો આપ્યાં હતાં તે ડેક્કન કૉલેજ તરફથી ઇ. સ ૧૯૪૯ મા પુસ્તકાકારે પ્રસિદ્ધ થએલાં છે. ડૉ સાંકળીઆએ આ વ્યાખ્યાનોમાં ઈ સ, પૂર્વે ૩૦૦ થી ઇ. સ. ૧૩૦૦ સુધીના ગુજરાતના શિલાલેખોને આધારે સ્થળો અને પ્રજાઓનો મહત્ત્વનો ઇતિહાસ આપી સંશોધનનું એક નવું ક્ષેત્ર આપણને દર્શાવ્યું છે. આ પદ્ધતિએ ગુજરાતના જુદા જુદા સ્થળો, જ્ઞાતિઓ, કુટુમ્બો ઇત્યાદિ વિષે સંશોધનની જરૂર છે. આ દિશામા શ્રી. રત્નમણિરાવ જોટે, શ્રી. પોપટલાલ શાહ, ડૉ. મંજુલાલ મજમુદાર, શ્રી. મણિભાઇ દ્વિવેદી અને શ્રી. અમૃત પંડયા જેવા સંશોધનપ્રિય વિદ્વાનોએ સારો પ્રયાસ કરેલો છે, છતાં પણ આ ક્ષેત્રમાં ઘણું કરવાનું બાકી રહેલું છે સૌરાષ્ટ્રમાં હમણા સ્થપાએલું સંશોધન મંડળ આ કાર્ય કરી શકે એમ છે.

વૈદિક સાહિત્ય ઉપરાંત મહાભારત, રામાયણ અને પુરાણો એ આપણા પ્રાચીન ઇતિહાસનાં મુખ્ય સાધનો છે. આ સાહિત્યમા જુદા જુદા સમયના વિચારપ્રસ્તરો કાલક્રમે એકઠા થઇ ગએલા હોવાથી આપણી સંસ્કૃતિના શુદ્ધ ઇતિહાસ માટે આ બધા ગ્રન્થોની સમીક્ષિત આવૃત્તિની અપેક્ષા રહે છે. મહાભારતની સમીક્ષિત આવૃત્તિ પૂનાનું ભાણ્ડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ તૈયાર કરી રહ્યું છે અને આજ સુધી લગભગ અડધો ભાગ બહાર પડી ચૂક્યો છે. રામાયણની સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાની યોજના ગુજરાત સંશોધનમંડળની પ્રેરણાથી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ ઘડી કાઢી છે અને પ્રાચ્યવિદ્યામન્દિરમાં તે કાર્યનો આરંભ પણ થઈ ચૂક્યો છે. આ પ્રમાણે બધાં પુરાણોની પણ સમીક્ષિત આવૃત્તિ તૈયાર કરવાની આવશ્યકતા રહેલી છે. વિષ્ણુધર્મોત્તર પુરાણના તૃતીય ખણ્ડની ચિકિત્સક આવૃત્તિ ડૉ. પ્રિયબાળા શાહે તૈયાર કરેલી છે. ડૉ. પાટીલે લખેલો 'વાયુપુરાણની સંસ્કૃતિનો ઇતિહાસ' એ નામનો ગ્રન્થ પૂનાની ડેક્કન કૉલેજે પ્રસિદ્ધ કર્યો છે. આ ક્ષેત્રનું કાર્ય ઘણું મોટું છે અને તેને માટે વિદ્વાનોના પરિશ્રમ અને આર્થિક વ્યવસ્થાની અપેક્ષા રહે છે.

મહાભારતનાં નામો અને વિષયોની સવિસ્તર અનુક્રમણિકા ડૉ. સોરેન્સને ઇ. સ. ૧૮૮૦ થી ૧૯૦૨ એમ બાવીસ વર્ષ અત્યન્ત પરિશ્રમ કરી તૈયાર કરી હતી અને તે ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૨૫ સુધીમાં તેર ભાગમાં પ્રસિદ્ધ થઇ હતી. રામાયણની આ પ્રકારની અનુક્રમણિકા તૈયાર કરવાની યોજના પ્રાચ્યવિદ્યામન્દિરે વિચારી છે અને તેનો આરંભ થોડા સમયમાં થશે એમ લાગે છે. પુરાણોની અનુક્રમણિકા મદ્રાસના પ્રો. વી. આર. રામચન્દ્ર દીક્ષિતરે તૈયાર કરેલી છે અને તેનો પ્રથમ ભાગ મદ્રાસ યુનિવર્સિટીએ હમણાં જ પ્રસિદ્ધ કર્યો છે. આ અનુક્રમણિકામાં ભાગવત, બ્રહ્માણ્ડ, મત્સ્ય, વાયુ અને વિષ્ણુ એ પાંચ પુરાણોનો નિર્દેશ છે. આ પ્રકારની અનુક્રમણિકાઓ ઇતિહાસસંશોધકો માટે અતિ ઉપયોગી છે.

વડોદરા, છાણી, ખંભાત, અમદાવાદ, પાટણ, જેસલમેર વગેરે સ્થળોના ભંડારોમાં ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનાં સમૃદ્ધ સાધનો પડેલાં છે. આ ઉપયોગી ગ્રન્થોની સવિસ્તર સૂચીઓ પ્રસિદ્ધ કરવાની બહુ જરૂર છે. આ સૂચીઓમાં પ્રકટ થએલી પ્રશસ્તિઓ ઉપરથી આપણા ઇતિહાસ ઉપર અપૂર્વ પ્રકાશ પડી શકશે. આ વિષે એક જ દૃષ્ટાન્ત પર્યાપ્ત છે.

વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરના હસ્તલિખિત પુસ્તકોના સંગ્રહમાં 'સંગીતસુધાકર' નામની તાડપત્રમાં લખેલી એક પોથી છે. દક્ષિણમાં પણ આ ગ્રન્થની ઘણી નકલો છે. આ ગ્રન્થનો કર્તા ઈ. સ. બારમા સૈકામાં અણહિલપુર પાટણનો ચાલુક્ય રાજા હરિપાલ છે પુસ્તકના આરંભમાં જ કર્તા પોતાની હકીકત આપતા કહે છે કે હું ચાલુક્ય વંશમાં ઉત્પન્ન થએલા રાજા ભીમદેવનો પૌત્ર અને ગુર્જરાધિપતિ છું. ગુજરાતના ચાલુક્ય વંશના ઇતિહાસમાં અણહિલપુર પાટણના રાજાઓની નામાવલીમાં હરિપાલનું નામ જોવામાં આવતું નથી. પણ 'સંગીતસુધાકર' ગ્રન્થ ઉપરથી જણાય છે કે કુમારપાલ પછી અજયપાલ, અને અજયપાલ પછી હરિપાલ ગાદીએ આવ્યો હોય. આ પ્રકારનાં અનેક દૃષ્ટાન્તો આપી શકાય એમ છે.

ગ્રન્થોના આદિ અને અન્ત ભાગો જ્યારે ઇતિહાસસંશોધનને માટે અતિ ઉપયોગી થઇ પડે છે તો પછી તેઓના સમગ્ર ભાગનું વાચન કેટલું બધું ઉપયોગી થઈ પડે એ સહજ સમજી શકાય એમ છે. આ સર્વ સાહિત્યને પ્રકાશમાં લાવવાની બહુ જરૂર છે. સોલંકી યુગના ઇતિહાસ ઉપર પ્રકાશ આપતા પાટણ ભંડારના કેટલાક સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથો શ્રી ચીમનલાલ દલાલના સ્તુત્ય પ્રયત્નોથી ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝમાં પ્રસિદ્ધ થએલા છે. સિંઘી ગ્રન્થમાલામાં અને અન્ય માલાઓમાં પણ કેટલાક ગ્રન્થો પ્રગટ થએલા છે. પણ આ સાહિત્યની વિપુલતા જોતાં અનેક નવી ગ્રન્થમાલાઓનો આરંભ કરવાની આવશ્યકતા છે. ગુજરાતના ધનિકો, વિદ્વાનો, સંસ્થાઓ અને વિદ્યાપીઠો સર્વ એ શક્તિઓ સમસ્ત થઈને રાજ્યની, અને મધ્યસ્થ સરકારની આર્થિક સહાયથી, અને જો તે ન મળે તો સ્વતંત્ર રીતે પણ, આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપે એમ આપણે ઇચ્છીએ છીએ.

સોલંકી યુગના રાજાઓની ઉદાર રાજનીતિથી અસંખ્ય જૈન અને ઇતર ગ્રન્થો ગુજરાતના જૈન ભંડારોમાં સુરક્ષિત રહ્યા છે એ આપણું સદ્‌ભાગ્ય છે. જૈન સાહિત્ય અને અનુશ્રુતિઓ ગુજરાતના ઇતિહાસ માટે બહુ ઉપયોગી છે ડૉ. મોતીચન્દ જેવા વિદ્વાનો જૈન અનુશ્રુતિઓમાં ઇતિહાસ અને પુરાતત્ત્વનું કેટલું બધુ રહસ્ય રહેલું છે તે સારી રીતે દર્શાવે છે. આ વિશાળ ક્ષેત્રમાં અનેક સમર્થ પણ્ડિતોને કાર્ય કરવાનો અવકાશ રહેલો છે.

ગ્રાન્ટ ડફ, બર્ગેસ અને બાર્નેટના ગ્રન્થો જેવા ગુજરાતના સંસ્કૃતિ અને ઇતિહાસના કાલક્રમ દર્શાવી સવિસ્તાર માહિતી આપનારા ગ્રન્થોની કેટલાય સમયથી ઘણી જરૂર જણાતી હતી સદ્‌ભાગ્યે વડોદરા યુનિવર્સિટીએ આ પ્રકારની એક યોજના ઘડી કાઢી પ્રો. કામદાર, પણ્ડિત લાલચન્દ ગાંધી અને ડૉ. મંજુલાલ મજમુદાર એ ત્રણની સમિતિને આ કાર્ય સોંપ્યું છે. આ યોજના પ્રમાણે અતિ પ્રાચીન કાલથી આરંભી સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધીનો કાલક્રમ ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો છે આપણે આશા રાખીએ કે આ મહત્ત્વનો ગ્રન્થ સત્વર તૈયાર થઈ પ્રસિદ્ધ થાય.

ગુજરાતના ઇતિહાસનું જે સાહિત્ય પ્રસિદ્ધ થએલું છે તેના યુરોપના કર્ન ઇન્સ્ટિટ્યુટના વાર્ષિક આર્કિઓલોજિકલ બિબ્લિઓગ્રાફી અથવા પ્રો. રેનુની વૈદિક બિબ્લિઓગ્રાફીના ધોરણે સંદર્ભ ગ્રંથો રચવાની આવશ્યકતા છે. હવે પછી દર વર્ષે જે ઐતિહાસિક સાધનો પ્રકટ થાય તેનો સંદર્ભ

ગ્રન્થ દર વર્ષે શાસ્ત્રીય પદ્ધતિએ તૈયાર કરી પ્રસિદ્ધ કરવાની જરૂર છે આ ઉપરાંત જે અપ્રસિદ્ધ ઐતિહાસિક સાહિત્ય છે તેના પણ સંદર્ભગ્રન્થો તૈયાર કરવામાં આવે તો સંશોધકોને ઘણી સરલતા થઈ પડે. આવા પ્રકારનાં કાર્યો કરવાને માટે એક કેન્દ્ર સંસ્થાની અપેક્ષા રહેલી છે. પુનામાં ઇ. સ. ૧૯૦૯માં ભારત ઇતિહાસ સંશોધન મંડળની સ્થાપના થઇ, અને તેની પ્રવૃતિથી મરાઠાયુગ ઉપર ઘણો નવો પ્રકાશ પડયો છે. આ પ્રમાણે ધુળીઆમાં રાજવાડે સંશોધન મંડળની સ્થાપના થઇ, અને ઇ. સ. ૧૯૩૨ માં **સંશોધન** નામના જે મરાઠી ત્રૈમાસિકનો આરંભ થયો તેણે આજ સુધીમાં ઘણી મહત્ત્વની ઐતિહાસિક સામગ્રી પ્રસિદ્ધ કરી છે. બિહાર, બંગાળ, મદ્રાસ અને ઉત્તર પ્રદેશમાં ઇતિહાસ-સંશોધનનાં મંડળો ઘણું સારું કામ કરી રહ્યાં છે. ગુજરાતે આ વિષયમા બહુ ગંભીરતાથી વિચાર કરી યોજના ઘડી કાઢવાની છે. ગુજરાતની નવી બે યુનિવર્સિટીઓમા પીએચ. ડી. ના અભ્યાસક્રમાં ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના જુદા જુદા અનેક વિષયોમાંથી પસંદગી કરી મહાનિબન્ધો લખાવવામાં આવે તો દસેક વર્ષમાં પ્રાદેશિક ઇતિહાસના ક્ષેત્રમાં ઘણી સારી પ્રગતિ થઇ શકે એમ છે.

આને અંગે ગુજરાતનો ઇતિહાસ લખવાની યોજનાઓનું સ્મરણ થાય એ સ્વભાવિક છે. ડૉ મુનશીએ ઘડી કાઢેલી ૭ ગ્રન્થોની યોજનાનો પહેલા નિર્દેશ કરવામાં આવેલો છે. બીજી યોજના પ્રો. કામદારે ઘડી કાઢેલી છે અને ગુજરાત સંશોધન મંડળે થોડા ફેરફાર સાથે તેનો સ્વીકાર પણ કરેલો છે પ્રો. બળવંતરાય ઠાકોરે પણ ઈ. સ. ૧૯૪૯ માં ગુજરાત વિદ્યાસભાના શતાબ્દીમહોત્સવ પ્રસંગે એક યોજના રજૂ કરેલી છે આ બધી યોજનાઓનો શકય સમન્વય કરી ગુજરાતનો શાસ્ત્રીય ઇતિહાસ લખવાનો આરંભ થાય તો આપણને અનેક રીતે લાભ થવાનો સંભવ છે. ગુજરાત-સર્વસંગ્રહની યોજનાને પણ મૂર્ત સ્વરૂપ આપવાનું હજુ બાકી છે.

ઐતિહાસિક સાહિત્યનો વિમર્શ કરતાં ઐતિહાસિક નવલકથાઓનો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. ડૉ. મુનશી, શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. ધૂમકેતુ, શ્રી. ચુનીલાલ શાહ અને શ્રી. આચાર્ય જેવા સિદ્ધહસ્ત લેખકોએ અનેક ઐતિહાસિક નવલકથાઓ આપી પ્રજામાં ઇતિહાસ પ્રતિ અભિરુચિ ઉત્પન્ન કરી છે અને તેટલા અંશમા તેમની સેવા અભિનન્દનીય છે. પણ કલા અને રસિકતાના પ્રબલ પ્રવાહમાં ઇતિહાસની શુદ્ધિ સચવાતી નથી એ વાત ઇતિહાસના પણ્ડિતોની દૃષ્ટિએ અનિષ્ટ છે. ઇતિહાસ એ સિદ્ધ—ભૂત—પદાર્થ હોવાથી તેમાં પુરુષની કલ્પનાને અવકાશ નથી. વેદાન્તના વિષયમાં શ્રી. શંકરાચાર્ય જે કહે છે કે **भूतवस्तुविषयाणां प्रामाण्यं वस्तुतन्त्रम्। न वस्तुयाथात्म्यज्ञानं पुरुषबुद्ध्यपेक्षम्** (બ્રહ્મસૂત્રભાષ્ય ૧. ૧. ૨) તે ઇતિહાસના વિષયને બરોબર લાગુ પડે છે. નવલકથાકારો પોતાની દૃષ્ટિએ જ વિચાર કરીને ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસની વિકૃતિ કરશે તો તે નવલકથાઓનું ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વ રહેશે નહીં. ઐતિહાસિક નવલકથાઓ લખાય અને વેદાન્તના અવિકૃતપરિણામવાદની માફક તેમાં ઇતિહાસનો વિકાર થાય નહીં એ આપણા આદર્શનું પાલન થાય એમ ઇતિહાસવિદો સ્વાભાવિક રીતે ઇચ્છે છે. સત્ય અને કલા એ બેના સંઘર્ષમાં કલા સંયમાત્મક બને તો સુવર્ણમાં સુગન્ધ મળી જાય.

ગુજરાતમાં પ્રાચીન કાળથી આરંભી વર્તમાન કાળ પર્યન્ત શૈવ, વૈષ્ણવ, જૈન, બૌદ્ધ, સૌર, શાક્ત, લકુલીશ પાશુપત વગેરે દર્શનોનો જુદે જુદે સમયે પ્રચાર થએલો છે અને તેથી ગુજરાત એક રીતે સર્વધર્મોનું સંગ્રહસ્થાન બની ગયું છે. આના પરિણામે આપણા પ્રદેશમાં જે પ્રકારનો સર્વધર્મ સમભાવ આજે જોવામાં આવે છે તે પ્રકારનો ભાવ ભારતના અન્ય વિભાગોમાં જોવામાં આવતો

નથી. આ દર્શનોનો ઇતિહાસ, વાઙ્મય, મૂર્તિઓ, સિક્કાઓ અને શિલાલેખોને આધારે લખવાની જરૂર છે. સોલંકી યુગના ધર્મપ્રવાહોનો ઇતિહાસ કેટલેક અંશે આપણને પ્રાપ્ત થયો છે, પણ હજુ ઘણું બાકી રહેલું છે. વલભીયુગની માફક દ્વારકાના શારદાપીઠનો ઇતિહાસ બહુ વિશાલ અને રસપ્રદ છે. શ્રી. શંકરાચાર્યે શારદાપીઠ ઉપર પોતાના શિષ્ય સુરેશ્વરને સ્થાપન કર્યા પછી આજ સુધીના ઇતિહાસને લગતું સાહિત્ય મળે છે, અને તે સર્વનો તલસ્પર્શી અભ્યાસ શ્રી. મંજુલાલ સેવકલાલ દવેએ કરેલો છે. શ્રી. દવે આ વિષય ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખી શકે એમ છે. આ જ પ્રમાણે શ્રી. વલ્લભાચાર્યના વંશજો અને સેવકોનો ઇતિહાસ પણ બોધક છે, અને તે કોઈ અધિકારી જનના હાથે લખાય એમ ઇચ્છીએ છીએ.

જેમ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ પ્રમાણે વાણીના ચાર પ્રકારો છે તેમ ઇતિહાસની વાણીના પણ પત્ર, પાષાણ, ધાતુ અને પરદેશી મુસાફર એ પ્રમાણે ચાર પ્રકારો છે. આપણા દેશમાં ભૂર્જપત્ર, તૂલપત્ર, તાલપત્ર, શૈલપત્ર, વાંસ અને અગુરુની છાલ, કાગળ, કાપડ, કાષ્ઠ ઇત્યાદિ વસ્તુઓ ઉપર લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો એ પત્રના વિભાગમાં આવી શકે છે: શિલાલેખો, મૂર્તિઓ, ખોદકામમાંથી નીકળી આવેલા પાષાણ અને મૃત્તિકાના પદાર્થો વગેરે પાષાણના વિભાગમાં આવે છે; સિક્કાઓ, તામ્રપત્રો વગેરે ધાતુના વિભાગમાં આવે છે, અને ગ્રીક, ચીના, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે પરદેશી મુસાફરોએ ભારતમાં આવીને જે સંસ્મરણો અને પ્રવાસવર્ણનો લખેલા છે તે ચતુર્થ વિભાગમાં આવે છે. આ ચતુષ્ટયી પ્રવૃત્તિ ઇતિહાસનું સપ્રમાણ જ્ઞાન આપીને ચરિતાર્થ થાય છે. પ્રથમ અને ચતુર્થ પ્રકારનાં ઐતિહાસિક સાધનોનો આપણે સંક્ષેપમાં વિચાર કર્યો છે; હવે આપણે દ્વિતીય અને તૃતીય પ્રકારની સામગ્રીનો વિચાર કરીએ.

છેલ્લા દસ વર્ષમાં પુરાતત્ત્વને અંગે ગુજરાતમાં જે સંશોધન થયેલું છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આપણા પ્રદેશનો ઇતિહાસ અતિપ્રાચીન અને વૈવિધ્યપૂર્ણ છે. પરમમાન્ય પણ્ડિત ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના શુભ હસ્તે પુરાતત્ત્વ–સંશોધનનો જે આરંભ થયો, અને ઈ. સ. ૧૮૯૩માં રૉબર્ટ બ્રુસ ફૂટે જે નવો પ્રકાશ નાખ્યો તેને વિકસિત કરવાનું માન આપણા યુવાન પણ્ડિત ડૉ. હસમુખ સાંકળીઆને ભાગે જાય છે એ તો સુવિદિત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ડૉ. સાંકળીઆએ ગુજરાતમાં જુદે જુદે સ્થળે નિષ્ણાતોની મંડળીને લઇને ખોદકામનો આરંભ કર્યો હતો અને આજે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના સત્પ્રયત્નથી મહીનદીની ખીણોમાં અને વડોદરાની પાસે આવેલા અકોટા ગામમાં તેમણે અને તેમના સહકારી ડૉ. સુબ્બારાવે ખોદકામ કરી પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સંસ્કૃતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખ્યો છે. ગુજરાતમાં પાષાણયુગ અને લઘુપાષાણયુગના અવશેષોની શોધથી એટલું તો જણાયું છે કે મહી અને સાબરમતીના તટો ઉપર બે લાખ વર્ષો પહેલાં મનુષ્યો વસતા હતા, અને તેમનો ક્રમિક વિકાસ થયો હતો, અને તેમાં વચ્ચે લઘુપાષાણયુગની એક ભૂમિકા પણ હતી. આ ભૂમિકા પછીની નવપાષાણયુગની ભૂમિકા સુધી પહોંચવા માટે હજુ વધારે ઉત્ખનનની જરૂર રહેલી છે. લંડન યુનિવર્સિટીના પ્રો. ડૉ. ઝોઇનરે પણ ઈ. સ. ૧૯૪૯માં વાસદ પાસે મહી નદીની ખીણોમાં કેટલીક શોધ કરી હતી, અને આબોહવાની જમીન ઉપર કેવી અસર થાય છે એ સ્પષ્ટ દર્શાવી પાષાણયુગની આબોહવા વિષે Stone Age and Pleistocene Chronology in Gujarat (પૂના, ૧૯૫૦) નામના ગ્રન્થમાં શાસ્ત્રીય ચર્ચા કરી છે.

વડોદરા પાસે અકોટા ગામના ખેતરોમાંથી જે વસ્તુઓ મળી આવી છે તે અતિ મહત્ત્વની છે. મોટા કદની પાકી ઈંટોથી બાંધેલાં મકાનો અને ચકચકતાં રંગીન માટીનાં વાસણો જેવા પદાર્થોની

નથી. આ દર્શનોનો ઇતિહાસ, વાઙ્મય, મૂર્તિઓ, સિક્કાઓ અને શિલાલેખોને આધારે લખવાની જરૂર છે. સોલંકી યુગના ધર્મપ્રવાહોનો ઇતિહાસ કેટલેક અંશે આપણને પ્રાપ્ત થયો છે, પણ હજુ ઘણું બાકી રહેલું છે. વલભીયુગની માફક દ્વારકાના શારદાપીઠનો ઇતિહાસ બહુ વિશાલ અને રસપ્રદ છે. શ્રી. શંકરાચાર્યે શારદાપીઠ ઉપર પોતાના શિષ્ય સુરેશ્વરને સ્થાપન કર્યા પછી આજ સુધીના ઇતિહાસને લગતું સાહિત્ય મળે છે, અને તે સર્વનો તલસ્પર્શી અભ્યાસ શ્રી. મંજુલાલ સેવકલાલ દવેએ કરેલો છે. શ્રી. દવે આ વિષય ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખી શકે એમ છે. આ જ પ્રમાણે શ્રી. વલ્લભાચાર્યના વંશજો અને સેવકોનો ઇતિહાસ પણ બોધક છે, અને તે કોઈ અધિકારી જનના હાથે લખાય એમ ઇચ્છીએ છીએ.

જેમ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ પ્રમાણે વાણીના ચાર પ્રકારો છે તેમ ઇતિહાસની વાણીના પણ પત્ર, પાષાણ, ધાતુ અને પરદેશી મુસાફર એ પ્રમાણે ચાર પ્રકારો છે. આપણા દેશમાં ભૂર્જપત્ર, તૂલપત્ર, તાલપત્ર, શીલપત્ર, વાંસ અને અગુરુની છાલ, કાગળ, કાપડ, કાષ્ઠ ઇત્યાદિ વસ્તુઓ ઉપર લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો એ પત્રના વિભાગમાં આવી શકે છે; શિલાલેખો, મૂર્તિઓ, ખોદકામમાંથી નીકળી આવેલા પાષાણ અને મૃત્તિકાના પદાર્થો વગેરે પાષાણના વિભાગમાં આવે છે; સિક્કાઓ, તામ્રપત્રો વગેરે ધાતુના વિભાગમાં આવે છે, અને ગ્રીક, ચીના, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે પરદેશી મુસાફરોએ ભારતમાં આવીને જે સંસ્મરણો અને પ્રવાસવર્ણનો લખેલા છે તે ચતુર્થ વિભાગમાં આવે છે. આ ચતુષ્ટયી પ્રવૃત્તિ ઇતિહાસનું સપ્રમાણ જ્ઞાન આપીને ચરિતાર્થ થાય છે. પ્રથમ અને ચતુર્થ પ્રકારનાં ઐતિહાસિક સાધનોનો આપણે સંક્ષેપમાં વિચાર કર્યો છે; હવે આપણે દ્વિતીય અને તૃતીય પ્રકારની સામગ્રીનો વિચાર કરીએ.

છેલ્લા દસ વર્ષમાં પુરાતત્ત્વને અંગે ગુજરાતમાં જે સંશોધન થયેલું છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આપણા પ્રદેશનો ઇતિહાસ અતિપ્રાચીન અને વૈવિધ્યપૂર્ણ છે. પરમમાન્ય પણ્ડિત ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના શુભ હસ્તે પુરાતત્ત્વ-સંશોધનનો જે આરંભ થયો, અને ઇ. સ. ૧૮૯૩ માં રોબર્ટ બ્રુસ ફૂટે જે નવો પ્રકાશ નાખ્યો તેને વિકસિત કરવાનું માન આપણા યુવાન પણ્ડિત ડૉ. હસમુખ સાંકળીઆને ભાગે જાય છે એ તો સુવિદિત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ડૉ. સાંકળીઆએ ગુજરાતમાં જુદે જુદે સ્થળે નિષ્ણાતોની મંડળીને લઇને ખોદકામનો આરંભ કર્યો હતો અને આજે મહારાજા સયાજીરાવ વિશ્વ-વિદ્યાલયના સત્પ્રયત્નથી મહીનદીની ખીણોમાં અને વડોદરાની પાસે આવેલા અકોટા ગામમાં તેમણે અને તેમના સહકારી ડૉ. સુબ્બારાવે ખોદકામ કરી પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સંસ્કૃતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખ્યો છે. ગુજરાતમાં પાષાણયુગ અને લઘુપાષાણયુગના અવશેષોની શોધથી એટલું તો જણાયું છે કે મહી અને સાબરમતીના તટો ઉપર બે લાખ વર્ષો પહેલાં મનુષ્યો વસતા હતા, અને તેમનો ક્રમિક વિકાસ થયો હતો, અને તેમાં વચ્ચે લઘુપાષાણયુગની એક ભૂમિકા પણ હતી. આ ભૂમિકા પછીની નવપાષાણયુગની ભૂમિકા સુધી પહોંચવા માટે હજુ વધારે ઉત્ખનનની જરૂર રહેલી છે. લંડન યુનિવર્સિટીના પ્રો. ડૉ. ઝોઇનરે પણ ઈ. સ. ૧૯૪૯માં વાસદ પાસે મહી નદીની ખીણોમાં કેટલીક શોધ કરી હતી, અને આબોહવાની જમીન ઉપર કેવી અસર થાય છે એ સ્પષ્ટ દર્શાવી પાષાણ-યુગની આબોહવા વિષે Stone Age and Pleistocene Chronology in Gujarat (પૂના, ૧૯૫૦) નામના ગ્રન્થમાં શાસ્ત્રીય ચર્ચા કરી છે.

વડોદરા પાસે અકોટા ગામના ખેતરોમાંથી જે વસ્તુઓ મળી આવી છે તે અતિ મહત્ત્વની છે. મોટા કદની પાકી ઈંટોથી બાંધેલાં મકાનો અને ચકચકતાં રંગીન માટીનાં વાસણો જેવા પદાર્થોની

નથી. આ દર્શનોનો ઇતિહાસ, વાઙમય, મૂર્તિઓ, સિક્કાઓ અને શિલાલેખોને આધારે લખવાની જરૂર છે. સોલંકી યુગના ધર્મપ્રવાહોનો ઇતિહાસ કેટલેક અંશે આપણને પ્રાપ્ત થયો છે, પણ હજુ ઘણું બાકી રહેલું છે. વલભીયુગની માફક દ્વારકાના શારદાપીઠનો ઇતિહાસ બહુ વિશાલ અને રસપ્રદ છે. શ્રી. શંકરાચાર્યે શારદાપીઠ ઉપર પોતાના શિષ્ય સુરેશ્વરને સ્થાપન કર્યાં પછી આજ સુધીના ઇતિહાસને લગતું સાહિત્ય મળે છે, અને તે સર્વનો તલસ્પર્શી અભ્યાસ શ્રી. મંજુલાલ સેવકલાલ દવેએ કરેલો છે. શ્રી. દવે આ વિષય ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખી શકે એમ છે. આ જ પ્રમાણે શ્રી. વલ્લભાચાર્યના વંશજો અને સેવકોનો ઇતિહાસ પણ બોધક છે, અને તે કોઈ અધિકારી જનના હાથે લખાય એમ ઇચ્છીએ છીએ.

જેમ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ પ્રમાણે વાણીના ચાર પ્રકારો છે તેમ ઇતિહાસની વાણીના પણ પત્ર, પાષાણ, ધાતુ અને પરદેશી મુસાફર એ પ્રમાણે ચાર પ્રકારો છે. આપણા દેશમાં ભૂર્જપત્ર, તૃલપત્ર, તાલપત્ર, શૈલપત્ર, વાંસ અને અગુરુની છાલ, કાગળ, કાપડ, કાષ્ઠ ઇત્યાદિ વસ્તુઓ ઉપર લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો એ પત્રના વિભાગમાં આવી શકે છે; શિલાલેખો, મૂર્તિઓ, ખોદકામમાંથી નીકળી આવેલા પાષાણ અને મૃત્તિકાના પદાર્થો વગેરે પાષાણના વિભાગમાં આવે છે; સિક્કાઓ, તામ્રપત્રો વગેરે ધાતુના વિભાગમાં આવે છે, અને ગ્રીક, ચીના, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે પરદેશી મુસાફરોએ ભારતમાં આવીને જે સંસ્મરણો અને પ્રવાસવર્ણનો લખેલા છે તે ચતુર્થ વિભાગમાં આવે છે. આ ચતુષ્ટયી પ્રવૃત્તિ ઇતિહાસનું સપ્રમાણ જ્ઞાન આપીને ચરિતાર્થ થાય છે. પ્રથમ અને ચતુર્થ પ્રકારનાં ઐતિહાસિક સાધનોનો આપણે સંક્ષેપમાં વિચાર કર્યો છે; હવે આપણે દ્વિતીય અને તૃતીય પ્રકારની સામગ્રીનો વિચાર કરીએ.

છેલ્લા દસ વર્ષમાં પુરાતત્ત્વને અંગે ગુજરાતમાં જે સંશોધન થયેલું છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આપણા પ્રદેશનો ઇતિહાસ અતિપ્રાચીન અને વૈવિધ્યપૂર્ણ છે. પરમમાન્ય પણ્ડિત ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના શુભ હસ્તે પુરાતત્ત્વ-સંશોધનનો જે આરંભ થયો, અને ઈ. સ. ૧૮૯૩ માં રૉબર્ટ બ્રુસ ફૂટે જે નવો પ્રકાશ નાખ્યો તેને વિકસિત કરવાનું માન આપણા યુવાન પણ્ડિત ડૉ. હસમુખ સાંકળીઆને ભાગે જાય છે એ તો સુવિદિત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ડૉ. સાંકળીઆએ ગુજરાતમાં જુદે જુદે સ્થળે નિષ્ણાતોની મંડળીને લઈને ખોદકામનો આરંભ કર્યો હતો અને આજે મહારાજા સયાજીરાવ વિશ્વ-વિદ્યાલયના સત્પ્રયત્નથી મહીનદીની ખીણોમાં અને વડોદરાની પાસે આવેલા અકોટા ગામમાં તેમણે અને તેમના સહકારી ડૉ. સુબારાવે ખોદકામ કરી પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સંસ્કૃતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખ્યો છે. ગુજરાતમાં પાષાણયુગ અને લઘુપાષાણયુગના અવશેષોની શોધથી એટલું તો જણાયું છે કે મહી અને સાબરમતીના તટો ઉપર બે લાખ વર્ષો પહેલાં મનુષ્યો વસતા હતા, અને તેમનો ક્રમિક વિકાસ થયો હતો, અને તેમાં વચ્ચે લઘુપાષાણયુગની એક ભૂમિકા પણ હતી. આ ભૂમિકા પછીની નવપાષાણયુગની ભૂમિકા સુધી પહોંચવા માટે હજુ વધારે ઉત્ખનનની જરૂર રહેલી છે. લંડન યુનિવર્સિટીના પ્રો. ડૉ. ઝોઇનરે પણ ઈ. સ. ૧૯૪૯માં વાસદ પાસે મહી નદીની ખીણોમાં કેટલીક શોધ કરી હતી, અને આબોહવાની જમીન ઉપર કેવી અસર થાય છે એ સ્પષ્ટ દર્શાવી પાષાણ-યુગની આબોહવા વિષે Stone Age and Pleistocene Chronology in Gujarat (પૂના, ૧૯૫૦) નામના ગ્રન્થમાં શાસ્ત્રીય ચર્ચા કરી છે.

વડોદરા પાસે અકોટા ગામના ખેતરોમાંથી જે વસ્તુઓ મળી આવી છે તે અતિ મહત્ત્વની છે. મોટા કદની પાકી ઈંટોથી બાંધેલાં મકાનો અને ચકચકતાં રંગીન માટીનાં વાસણો જેવા પદાર્થોની

નથી. આ દર્શનોનો ઇતિહાસ, વાઙ્મય, મૂર્તિઓ, સિક્કાઓ અને શિલાલેખોને આધારે લખવાની જરૂર છે. સોલંકી યુગના ધર્મપ્રવાહોનો ઇતિહાસ કેટલેક અંશે આપણને પ્રાપ્ત થયો છે, પણ હજુ ઘણું બાકી રહેલું છે. વલભીયુગની માફક દ્વારકાના શારદાપીઠનો ઇતિહાસ બહુ વિશાલ અને રસપ્રદ છે. શ્રી. શંકરાચાર્યે શારદાપીઠ ઉપર પોતાના શિષ્ય સુરેશ્વરને સ્થાપન કર્યા પછી આજ સુધીના ઇતિહાસને લગતું સાહિત્ય મળે છે, અને તે સર્વનો તલસ્પર્શી અભ્યાસ શ્રી. મંજુલાલ સેવકલાલ દવેએ કરેલો છે. શ્રી. દવે આ વિષય ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખી શકે એમ છે. આ જ પ્રમાણે શ્રી. વલ્લભાચાર્યના વંશજો અને સેવકોનો ઇતિહાસ પણ બોધક છે, અને તે કોઈ અધિકારી જનના હાથે લખાય એમ ઇચ્છીએ છીએ.

જેમ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ પ્રમાણે વાણીના ચાર પ્રકારો છે તેમ ઇતિહાસની વાણીના પણ પત્ર, પાષાણ, ધાતુ અને પરદેશી મુસાફર એ પ્રમાણે ચાર પ્રકારો છે. આપણા દેશમાં ભૂર્જપત્ર, તુલપત્ર, તાલપત્ર, શીલપત્ર, વાંસ અને અગુરુની છાલ, કાગળ, કાપડ, કાષ્ઠ ઇત્યાદિ વસ્તુઓ ઉપર લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો એ પત્રના વિભાગમાં આવી શકે છે: શિલાલેખો, મૂર્તિઓ, ખોદકામમાંથી નીકળી આવેલા પાષાણ અને મૃત્તિકાના પદાર્થો વગેરે પાષાણના વિભાગમાં આવે છે; સિક્કાઓ, તામ્રપત્રો વગેરે ધાતુના વિભાગમાં આવે છે, અને ગ્રીક, ચીના, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે પરદેશી મુસાફરોએ ભારતમાં આવીને જે સંસ્મરણો અને પ્રવાસવર્ણનો લખેલા છે તે ચતુર્થ વિભાગમાં આવે છે. આ ચતુષ્ટયી પ્રવૃત્તિ ઇતિહાસનું સપ્રમાણ જ્ઞાન આપીને ચરિતાર્થ થાય છે. પ્રથમ અને ચતુર્થ પ્રકારના ઐતિહાસિક સાધનોનો આપણે સંક્ષેપમાં વિચાર કર્યો છે; હવે આપણે દ્વિતીય અને તૃતીય પ્રકારની સામગ્રીનો વિચાર કરીએ.

છેલ્લા દસ વર્ષમાં પુરાતત્ત્વને અંગે ગુજરાતમાં જે સંશોધન થયેલું છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આપણા પ્રદેશનો ઇતિહાસ અતિપ્રાચીન અને વૈવિધ્યપૂર્ણ છે. પરમમાન્ય પણ્ડિત ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના શુભ હસ્તે પુરાતત્ત્વ–સંશોધનનો જે આરંભ થયો, અને ઇ. સ. ૧૮૯૩ માં રોબર્ટ બ્રુસ ફૂટે જે નવો પ્રકાશ નાખ્યો તેને વિકસિત કરવાનું માન આપણા યુવાન પણ્ડિત ડૉ. હસમુખ સાંકળીઆને ભાગે જાય છે એ તો સુવિદિત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ડૉ. સાંકળીઆએ ગુજરાતમાં જુદે જુદે સ્થળે નિષ્ણાતોની મંડળીને લઇને ખોદકામનો આરંભ કર્યો હતો અને આજે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના સત્પ્રયત્નથી મહીનદીની ખીણોમાં અને વડોદરાની પાસે આવેલા અકોટા ગામમાં તેમણે અને તેમના સહકારી ડૉ. સુબારાવે ખોદકામ કરી પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સંસ્કૃતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખ્યો છે. ગુજરાતમાં પાષાણયુગ અને લઘુપાષાણયુગના અવશેષોની શોધથી એટલું તો જણાયું છે કે મહી અને સાબરમતીના તટો ઉપર બે લાખ વર્ષો પહેલાં મનુષ્યો વસતા હતા, અને તેમનો ક્રમિક વિકાસ થયો હતો, અને તેમાં વચ્ચે લઘુપાષાણયુગની એક ભૂમિકા પણ હતી. આ ભૂમિકા પછીની નવપાષાણયુગની ભૂમિકા સુધી પહોંચવા માટે હજુ વધારે ઉત્ખનનની જરૂર રહેલી છે. લંડન યુનિવર્સિટીના પ્રો. ડૉ. ઝોઇનરે પણ ઈ. સ. ૧૯૪૯માં વાસદ પાસે મહી નદીની ખીણોમાં કેટલીક શોધ કરી હતી, અને આબોહવાની જમીન ઉપર કેવી અસર થાય છે એ સ્પષ્ટ દર્શાવી પાષાણયુગની આબોહવા વિશે Stone Age and Pleistocene Chronology in Gujarat (પૂના, ૧૯૫૦) નામના ગ્રન્થમાં શાસ્ત્રીય ચર્ચા કરી છે.

વડોદરા પાસે અકોટા ગામના ખેતરોમાંથી જે વસ્તુઓ મળી આવી છે તે અતિ મહત્ત્વની છે. મોટા કદની પાકી ઇંટોથી બાંધેલાં મકાનો અને ચકચકતાં રંગીન માટીનાં વાસણો જેવા પદાર્થોની

નથી. આ દર્શનોનો ઇતિહાસ, વાઙ્મય, મૂર્તિઓ, સિક્કાઓ અને શિલાલેખોને આધારે લખવાની જરૂર છે. સોલંકી યુગના ધર્મપ્રવાહોનો ઇતિહાસ કેટલેક અંશે આપણને પ્રાપ્ત થયો છે, પણ હજુ ઘણું બાકી રહેલું છે. વલભીયુગની માફક દ્વારકાના શારદાપીઠનો ઇતિહાસ બહુ વિશાલ અને રસપ્રદ છે. શ્રી. શંકરાચાર્યે શારદાપીઠ ઉપર પોતાના શિષ્ય સુરેશ્વરને સ્થાપન કર્યા પછી આજ સુધીના ઇતિહાસને લગતું સાહિત્ય મળે છે, અને તે સર્વનો તલસ્પર્શી અભ્યાસ શ્રી. મંજુલાલ સેવકલાલ દવેએ કરેલો છે. શ્રી. દવે આ વિષય ઉપર એક ઉત્તમ ગ્રન્થ લખી શકે એમ છે. આ જ પ્રમાણે શ્રી. વલ્લભાચાર્યના વંશજો અને સેવકોનો ઇતિહાસ પણ બોધક છે, અને તે કોઈ અધિકારી જનના હાથે લખાય એમ ઇચ્છીએ છીએ.

જેમ પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એ પ્રમાણે વાણીના ચાર પ્રકારો છે તેમ ઇતિહાસની વાણીના પણ પત્ર, પાષાણ, ધાતુ અને પરદેશી મુસાફર એ પ્રમાણે ચાર પ્રકારો છે. આપણા દેશમાં ભૂર્જપત્ર, તૂલપત્ર, તાલપત્ર, શૈલપત્ર, વાંસ અને અગુરુની છાલ, કાગળ, કાપડ, કાષ્ઠ ઇત્યાદિ વસ્તુઓ ઉપર લખાયેલા ઐતિહાસિક ગ્રન્થો એ પત્રના વિભાગમાં આવી શકે છે: શિલાલેખો, મૂર્તિઓ, ખોદકામમાંથી નીકળી આવેલા પાષાણ અને મૃત્તિકાના પદાર્થો વગેરે પાષાણના વિભાગમાં આવે છે; સિક્કાઓ, તામ્રપત્રો વગેરે ધાતુના વિભાગમાં આવે છે, અને ગ્રીક, ચીના, પોર્ચુગીઝ, અંગ્રેજ વગેરે પરદેશી મુસાફરોએ ભારતમાં આવીને જે સંસ્મરણો અને પ્રવાસવર્ણનો લખેલા છે તે ચતુર્થ વિભાગમાં આવે છે. આ ચતુષ્ટયી પ્રવૃત્તિ ઇતિહાસનું સપ્રમાણ જ્ઞાન આપીને ચરિતાર્થ થાય છે. પ્રથમ અને ચતુર્થ પ્રકારનાં ઐતિહાસિક સાધનોનો આપણે સંક્ષેપમાં વિચાર કર્યો છે; હવે આપણે દ્વિતીય અને તૃતીય પ્રકારની સામગ્રીનો વિચાર કરીએ.

છેલ્લા દસ વર્ષમાં પુરાતત્ત્વને અંગે ગુજરાતમાં જે સંશોધન થયેલું છે તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આપણા પ્રદેશનો ઇતિહાસ અતિપ્રાચીન અને વૈવિધ્યપૂર્ણ છે. પરમમાન્ય પણ્ડિત ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીના શુભ હસ્તે પુરાતત્ત્વ-સંશોધનનો જે આરંભ થયો, અને ઈ. સ. ૧૮૯૩ માં રોબર્ટ બ્રુસ ફૂટે જે નવો પ્રકાશ નાખ્યો તેને વિકસિત કરવાનું માન આપણા યુવાન પણ્ડિત ડૉ. હસમુખ સાંકળીઆને ભાગે જાય છે એ તો સુવિદિત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ડૉ. સાંકળીઆએ ગુજરાતમાં જુદે જુદે સ્થળે નિષ્ણાતોની મંડળીને લઇને ખોદકામનો આરંભ કર્યો હતો અને આજે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના સત્પ્રયત્નથી મહીનદીની ખીણોમાં અને વડોદરાની પાસે આવેલા અકોટા ગામમાં તેમણે અને તેમના સહકારી ડૉ. સુબારાવે ખોદકામ કરી પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક સંસ્કૃતિ ઉપર અપૂર્વ પ્રકાશ નાખ્યો છે. ગુજરાતમાં પાષાણયુગ અને લઘુપાષાણયુગના અવશેષોની શોધથી એટલું તો જણાયું છે કે મહી અને સાબરમતીના તટો ઉપર બે લાખ વર્ષો પહેલાં મનુષ્યો વસતા હતા, અને તેમનો ક્રમિક વિકાસ થયો હતો, અને તેમાં વચ્ચે લઘુપાષાણયુગની એક ભૂમિકા પણ હતી. આ ભૂમિકા પછીની નવપાષાણયુગની ભૂમિકા સુધી પહોંચવા માટે હજુ વધારે ઉત્ખનનની જરૂર રહેલી છે. લંડન યુનિવર્સિટીના પ્રો. ડૉ. ઝોઇનરે પણ ઈ. સ. ૧૯૪૯માં વાસદ પાસે મહી નદીની ખીણોમાં કેટલીક શોધ કરી હતી, અને આબોહવાની જમીન ઉપર કેવી અસર થાય છે એ સ્પષ્ટ દર્શાવી પાષાણયુગની આબોહવા વિષે Stone Age and Pleistocene Chronology in Gujarat (પૂના, ૧૯૫૦) નામના ગ્રન્થમાં શાસ્ત્રીય ચર્ચા કરી છે.

વડોદરા પાસે અકોટા ગામના ખેતરોમાંથી જે વસ્તુઓ મળી આવી છે તે અતિ મહત્ત્વની છે. મોટા કદની પાકી ઈંટોથી બાંધેલાં મકાનો અને ચકચકતાં રંગીન માટીનાં વાસણો જેવા પદાર્થોની

શોધથી એટલું તો સ્પષ્ટ થયું છે કે અકોટા એ પ્રાચીન સમયમાં એક મહત્ત્વનું સ્થળ હતું, અને વ્હેપારને અંગે રોમની પ્રજા સાથે તેનો સંપર્ક હતો. મહાભારતના સભાપર્વની સમીક્ષિત આવૃત્તિમાં (૨૮. ૪૯) પણ રોમા નો નિર્દેશ જોવામાં આવે છે, અને સંસ્કૃત સાહિત્યમાં 'રોમ' નો આ પ્રથમ નિર્દેશ જ છે. મહાભારતની સમીક્ષિત આવૃત્તિનો સમય ઈ. સ. પૂર્વે બસોથી તો મોડો નથી જ એ વાત નિશ્ચિત છે. આ દૃષ્ટિએ અકોટામાંથી મળી આવેલા અવશેષો મહત્ત્વનાં છે. આ બધા પદાર્થો વડોદરા યુનિવર્સિટીના પુરાતત્ત્વવિભાગના સંગ્રહાલયમાં રાખવામાં આવ્યા છે. આ જ સ્થળેથી કેટલીક પ્રાચીન જૈનમૂર્તિઓ પણ મળી આવી છે. તે બધામાં જીવન્તસ્વામીની મૂર્તિ વધારે ધ્યાન ખેંચે છે. આ વિષયમાં પુરાતત્ત્વરસિક શ્રી. ઉમાકાન્ત શાહે પ્રાચ્યવિદ્યામન્દિરના ત્રૈમાસિકમાં લેખો લખીને સારો પ્રકાશ પાડ્યો છે. તે પ્રમાણે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના પુરાતત્ત્વવિભાગના શ્રી રમણલાલ મ્હેતાએ પણ એ જ ત્રૈમાસિકમા લેખ લખીને અકોટાની શોધથી વડોદરાની આજુ-બાજુના ભાગના પ્રાચીન ઇતિહાસ ઉપર શો પ્રકાશ પડે છે તે સવિસ્તર જણાવ્યું છે. ડૉ. સાંકળીઆના ગ્રન્થો The Archaeology of Gujarat including Kathiawar (મુંબઇ, ૧૯૪૧), અને Investigations into Prehistoric Archaeology of Gujarat (વડોદરા, ૧૯૪૬), ડા. હીરાનન્દ શાસ્ત્રીનો Archaeology and Ancient Indian History (અમદાવાદ, ૧૯૪૪), શ્રી. ગદ્રેનો Archaeology in Baroda (વડોદરા, ૧૯૪૭), ડૉ. ગ્રોઇનરનો *Prehistory in India* (પુના. ૧૯૫૧) અને ડૉ. સુબારાવનો લેખ, Archaeolgical Explorations in the Mahi valley (મ. સ. યુ ષાણ્માસિક વર્ષ ૧, અંક ૧, ૧૯૫૨), આ વિષયમા રસ લેનાર વર્ગે વાંચવા જેવા છે. વડોદરાની મેડિકલ કૉલેજનું મકાન બાંધતી વખતે વડોદરાના શ્રી. મગનલાલ દેસાઇ, શ્રી. ઉમાકાન્ત શાહ અને ડૉ. ગદ્રે જમીનમાંથી અનેક પદાર્થો શોધી કાઢ્યા છે. તેના અભ્યાસથી પ્રાચીન ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે છે. વડોદરાની આજુબાજુ શ્રી ઉમાકાન્ત શાહે અને ડૉ. ગદ્રે જૂનાં શિલ્પોની શોધ કરી સોલંકી યુગ પહેલાંના અંધકાર યુગના ઇતિહાસ ઉપર પ્રકાશ નાખ્યો છે વડોદરા પ્રાન્તમાં લઘુપાષાણયુગનાં, ઈ. સ. ની શરૂઆતના અને પ્રાક્સોલંકી યુગની સંસ્કૃતિના સ્થળોની અપૂર્વ શોધ શ્રી. રમણલાલ મ્હેતાએ કરી છે. તેમણે સુરત પ્રાન્તના ઓલપાડ અને કામરેજ તાલુકાનાં પ્રાચીન સ્થળોની પણ શોધ કરી ઈ. સ. ના આરંભકાળની સંસ્કૃતિની પ્રતીતિ કરાવી છે. શ્રી. ઉમાકાન્ત શાહે વરીઆવમા પ્રાચીન અવશેષોની શોધ કરી તે સ્થળની પ્રાચીનતા દર્શાવી છે.

ધંધુકા પાસે આવેલા રંગપુર પાસે જે ખોદકામ કરવામાં આવ્યું છે તે ઉપરથી જણાય છે કે રંગપુરસંસ્કૃતિ તામ્રપાષાણયુગની છે. સૌરાષ્ટ્રમા પણ સયાજીરાવ યુનિવર્સિટી-દ્વારા સંશોધન થયું છે, અને તેથી આપણને જણાય છે કે અમરેલીની આજુબાજુ પ્રાચીનપાષાણ-યુગનાં પ્રમાણો અને બીજાં સ્થળોમા લઘુપાષાણયુગના અને રંગપુરસંસ્કૃતિના અવશેષો રહેલા છે. ઈ. સ. ની શરૂઆતનું રોમનું માટીકામ પણ સૌરાષ્ટ્રમા જોવામાં આવે છે. સૌરાષ્ટ્ર સરકાર દ્વારા ઇ. સ. ૧૯૪૪ માં ગિરનારના ઈંટાવાની ટેકરી ઉપર ખોદકામ કરવામાં આવ્યું હતું, અને તેમાથી ક્ષત્રપયુગના વિહારો નીકળી આવ્યા હતા. ઈ. સ. ૧૯૫૦–૫૧ મા સોમનાથ અને જામનગર પાસે પણ ખોદકામ કરવામાં આવ્યું હતું અને તેથી સોમનાથના મન્દિરના ઇતિહાસ ઉપર તથા સૌરાષ્ટ્રની પ્રાચીન સંસ્કૃતિ ઉપર પ્રકાશ પડ્યો છે.

હિન્દ સરકારના પુરાતત્ત્વખાતા તરફથી ૧૯૫૧–૫૨ માં અમેરેલીમાં ખોદકામ શરૂ કરવામાં આવ્યું અને ક્ષત્રપયુગની સંસ્કૃતિ ઉપર કેટલોક પ્રકાશ પડયો છે. અમરેલી ક્ષત્રપયુગમાં એક સમૃદ્ધ નગર હશે એમ અનુમાન થાય છે. વલભીના મૈત્રકોનું શાસન હશે એમ પણ સૂચન થાય છે. અહીં ઇ. સ. ત્રીજાથી ચોથા સૈકા સુધીના લાલ માટીના પદાર્થો ઘણા પ્રમાણમાં જડી આવ્યા છે, અને લઘુપાષાણયુગ અને પૂર્વનવપાષાણયુગનાં હથિયારો પણ મળી આવ્યાં છે. મૃતદેહના અગ્નિદાહ પછી જે અવશેષો રહે છે તેને ભૂમિમાં સાચવવાના બે પ્રકારો બે જુદી જુદી ભૂમિકાઓમાંથી મળી આવ્યા છે. ઉપરના પ્રસ્તરમાં બ્રહ્મગિરિના ખાડાઓના જેવો ભાગ જોવામાં આવે છે. આ પ્રકાર દક્ષિણના પત્થરોની પદ્ધતિ અને વાયવ્ય પ્રદેશની ડોલ્મેનપદ્ધતિ એ બેને જોડનારી એક શૃંખલા છે. નીચેના પ્રસ્તરમાંથી ચિતાભસ્મપાત્રો મળી આવ્યાં છે. આ પાત્રોની આજુબાજુ પત્થરો નથી. પાત્રોમાં નાનો પત્થર અને તાંબાનો કકડો રાખવામાં આવેલાં છે. આ વિષયમાં વધારે શોધખોળની જરૂર છે. આ જ ખાતા તરફથી પાટણમાં સહસ્રલિંગ તળાવનું ખોદકામ ચાલુ છે. ગયે વર્ષે ત્યાં ઉત્તર દક્ષિણ નાળામાં જે ખોદકામ થયું તે ઉપરથી જણાય છે કે સિદ્ધરાજ જયસિંહની પહેલાં પણ એક નાળું બાંધવામાં આવ્યું હતું અને પછી મુસ્લીમ યુગમાં કેટલુંક મમારકામ અને ફેરફારો કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે નાળાની રચનામાં ત્રણ ભૂમિકાઓ જોવામાં આવે છે. આ પ્રકારે સહસ્રલિંગ તળાવનો પશ્ચિમ દિશાનો બંધ સંપૂર્ણ રીતે શોધી કાઢવામાં આવ્યો છે. આ ખાતા તરફથી વડોદરા રાજ્યના સમયમાં અને પછીથી થએલા ખોદકામ અને સંશોધનમાં જે પદાર્થો મળી આવ્યા તે બધા પદાર્થો વડોદરાના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યા છે.

મુંબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમના પુરાતત્ત્વવિભાગના અધ્યક્ષ શ્રી. રણછોડલાલ ગ્યાનીએ સોપારામાં ખોદકામ કરાવ્યું હતું અને તેમાંથી બૌદ્ધ સંસ્કૃતિના અવશેષો ખોળી કાઢયા હતા. આ સંશોધનને અંગે તેમણે ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં સવિસ્તર લેખો લખેલા છે. વલ્લભવિદ્યાનગરના પુરાતત્ત્વવિભાગના અધ્યક્ષ શ્રી અમૃતલાલ પંડયાએ ઘણો પરિશ્રમ કરી સારું સંશોધન કરેલું છે. તેમણે જે સંગ્રહાલય સ્થાપ્યું છે તે ઇતિહાસના અભ્યાસકોએ જોવા જેવું છે. તેમના ઘણા લેખો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થએલા છે, અને આણુ અને 'આપણા પ્રાન્તની પુનઃપ્રતિષ્ઠા' ઇત્યાદિ વિષયો ઉપરનાં તેમનાં પુસ્તકો સારી ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે. હમણા જ આપણે વર્તમાનપત્રોમાં વાંચ્યું કે માતર તાલુકામાં અસામલી ગામ નજીક સાબરમતીને કાંઠે જમીનમાંથી બસો જેટલી પ્રાચીન દેવદેવીઓની મૂર્તિઓ જડી આવી છે વિષ્ણુનું એક વલભીકાળનું મન્દિર ત્યાં હોય એમ અનુમાન થાય છે.

અત્યાર સુધીમાં જે પ્રમાણે ખોદકામ કરીને શોધો કરવામાં આવી છે તે પ્રમાણે નર્મદા, તાપી પૂર્ણા વગેરે નદીઓ અને તેની આજુબાજુનાં સ્થળોમાં ખોદકામ કરવાની આવશ્યકતા રહેલી છે. વડોદરા યુનિવર્સિટી તરફથી હમણાં જ નર્મદાના મૂળ તરફના ભાગ આગળ ખોદકામ કરવાનું સ્થળ પસંદ કરવામાં આવેલું છે. આપણા પ્રાગૈતિહાસિક સમયને માટે ખોદકામ વિના બીજું એક પણ વિશ્વસનીય સાધન આપણી પાસે નથી.

ઇતિહાસની ત્રીજી વાણી ધાતુ છે. છેલ્લા દસકામાં ઘણા સિકકાઓ જડી આવ્યા છે. શ્રી. ઉમાકાન્ત શાહે જુદાં જુદાં સ્થળોમાંથી મુસ્લીમ યુગના સિકકાઓ એકઠા કરી વડોદરાના સંગ્રહાલયને આપ્યા છે. હિન્દ પુરાતત્ત્વ ખાતાએ અમરેલીમાંથી ત્રણ સિકકાઓ શોધી કાઢ્યા છે. એક સિકકો પ્રથમ

રુદ્રસેન (ઇ. સ.૨૨૬)ના સમયનો છે, બીજો સંભવતઃ વિશ્વસિંહ (ઇ. સ. નું ત્રીજું શતક) નો છે અને ત્રીજો ઉજ્જનનો છે. પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં સિક્કાઓનો સારો સંગ્રહ કરવામાં આવેલો છે, અને ન્યુમિસ્મૅટિક સોસાયટીના સંશોધનપત્રમાં તેનું જે સવિસ્તર વર્ણન આવે છે તે આપણા ઇતિહાસ ઉપર પ્રકાશ નાખે છે. વડોદરાના પ્રાચ્યવિદ્યામન્દિરમા એક ઇ. સ. ૬૯૩નું અપ્રસિદ્ધ તામ્રપત્ર છે. તેમાં યુવરાજ શ્યાશ્રય શિલાદિત્યે કાર્મણેય આહારના ઓસુમ્ભલ (= કામરેજ તાલુકાના હાલના ઉમ્ભેરા ગામ )માં આવેલી કેટલીક જમીન શાણ્ડિલ્ય ગોત્રના એક માતૃશ્વર નામના ચાતુર્વિંદ્ય બ્રાહ્મણને દાન આપ્યાનો નિર્દેશ છે. બીજું એક ઇ. સ. ૧૦૪૭નું તામ્રપત્ર જડી આવ્યું છે. તેમાં જસોરાજે દાન આપેલાં ગામોનો નિર્દેશ છે.

પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ કરવાનો કેટલાક સજ્જનોને જે શોખ છે તે પ્રશમનીય છે. પટણામાં શ્રી રાધાકૃષ્ણ જાલને ગંગાતટ ઉપર આવેલા પોતાના કિલ્લાઘરમાં બહુ મહત્ત્વની ઐતિહાસિક સામગ્રીનો સંગ્રહ કરેલો છે અને તે જોવા પરદેશી વિદ્વાનો પણ લલચાય છે. સ્વ શ્રી. શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને પણ આ પ્રકારનો શોખ હતો એ આપ સર્વ જાણો છો. આજે પણ તેમનો સંગ્રહ વિદ્વાનોને ઉપયોગી થઈ પડે છે. ભરૂચના શ્રી. મહેન્દ્રસિંહજી ઠાકોરે પણ પ્રાચીન મૂર્તિઓ, સિક્કાઓ વગેરેનો સારો સંગ્રહ કરેલો છે. વડોદરામાં શ્રી રમણલાલ વસન્તલાલ દેસાઇએ સિક્કાઓ, પ્રાચીન પદાર્થો અને પોથીઓનો જે સંગ્રહ કરેલો છે તે ઉત્તમ કોટિનો છે. તેમના સંગ્રહમા લગભગ પાંચસો પ્રાચીન સિક્કાઓ છે અને તેમાં કેટલાક સચ્છિદ્ર છે, અને કનિષ્ક, ગુપ્ત, ક્ષત્રપ, સાતવાહન, વલભી વગેરે સમયના છે. આ બધા સિક્કાઓ તેમણે તેમની નોકરીના સમયમા અમરેલી, વિજાપુર, કારવણ અને કામરેજમાંથી મેળવ્યા છે, આ ઉપરાંત કેટલાક શંખવલય, મણકાઓ, માટીનાં રમકડાં, ગુપ્તકાલની ભગ્ન આકૃતિઓ, કારવણમાથી મળી આવેલી માટીની મુદ્રા અને પ્રાચીન ગુજરાતી અને ફારસી હસ્તલિખિત ગ્રન્થો પણ તેમના સંગ્રહમાં જોવામાં આવે છે. આ જ પ્રમાણે શ્રી. રમણીકલાલ શ્રીપતરાય દેસાઇનો પ્રાચીન વિરલ પુસ્તકોનો સંગ્રહ વિદ્વાનોને બહુ ઉપકારક થઇ પડે છે. ડૉ. મંજુલાલ મજમુદારનો સંગ્રહ પણ આકર્ષક છે.

દરેક સંસ્કારી વ્યક્તિએ આવા પ્રકારના સંગ્રહો કરવાની વૃત્તિને કેળવવાની જરૂર છે. આ વૃત્તિથી કલા અને રસિકતાનું પોષણ થશે એટલું જ નહીં પણ વિરલ ઐતિહાસિક સાધનોનું સંરક્ષણ પણ થશે. કાશ્મીરથી હમણાં આવેલો એક પત્ર જણાવે છે કે ત્યાંના એક સજ્જનને એક હજાર સંસ્કૃત પોથીઓ દસ હજાર રૂપીએ વેચી દેવી છે. ભારતમાંથી આ રકમ આપનાર કોઇ મળતો નથી, એટલે પશ્ચિમની પ્રજાને તે વેચી દેવા તૈયાર થયા છે. આપણા સ્વતન્ત્ર દેશની આ સ્થિતિ ઇષ્ટ નથી. ભારત સરકારે આવા સંગ્રહો કોઇ પણ પ્રકારે લઇને એક મધ્યસ્થ સંગ્રહાલયમાં રાખવાની જરૂર છે. અંગ્રેજી શાસન કાળમાં આપણા મહત્ત્વના પ્રાચીન પદાર્થો—પોથીઓ, સિક્કાઓ, અવશેષો વગેરે—પશ્ચિમમાં લઇ જવામાં આવ્યા છે. આ બધું હવે અટકે તો સારું.

દેશી રાજ્યોના વિલીનીકરણ પહેલાં ગુજરાતમાં દરેક રાજ્યનું દફ્તરખાનું હતું. આમાં વડોદરાનું દફ્તરખાનું અતિ સમૃદ્ધ છે અને ગુજરાતના છેલ્લા બસો અઢીસો વર્ષના ઇતિહાસ માટે બહુ ઉપયોગી છે. આ દફ્તરખાનામાં ૫૦,૦૦૦ દફ્તરો, ૫૦,૦૦૦ ફાઇલો અને ૫,૦૦૦ બાંધેલાં પુસ્તકો છે. આ સંગ્રહમાં સૌથી જૂનો કાગળ ઈ. સ. ૧૬૦૭નો છે અને તે ફારસી ભાષામાં લખાએલો છે. આ દફ્તરખાનાએ એક માર્ગદર્શક સૂચી પ્રસિદ્ધ કરવાની જરૂર છે. આપણી વિદ્યા-

પીઠોના પ્રાધ્યાપકો અને અનુસ્નાતક વર્ગના વિદ્યાર્થીઓ જો આ દફતરખાનાનો ધૈર્ય અને ખંતથી ઉપયોગ કરે તો ઘણી નવી શોધો થઇ શકે એમ છે. સૌરાષ્ટ્રના બધા રાજાઓ પોતપોતાનાં દફતરો એકઠાં કરી એક મધ્યસ્થ સ્થળમાં શાસ્ત્રીય પદ્ધતિએ દફતરખાનાની સ્થાપના કરે અને ઇતિહાસના સંશોધકોને અભ્યાસ કરવાની સવડ કરી આપે તો ભારતના હિત માટે તેમણે કરેલા ઉદાત્ત સ્વાર્થ-ત્યાગનો એક વધારે દૃષ્ટાન્ત મળી આવે. આ ઉપરાંત ઇનામદારો, અધિકારીઓ વગેરે વર્ગો પાસે પણ દફતરો હોવાનો સંભવ છે. આ બધાં દફતરો એકજ સ્થળમા રાખી સંરક્ષણ કરવા યોગ્ય છે. પૂનાના પેશ્વાદફતરને આધારે ભારતઇતિહાસસંશોધનમંડળે જે કામ કર્યું છે તે આ સર્વને અવિદિત નથી. આ વિષયમાં રાજ્યની અને મધ્યસ્થ સરકાર રસ લે એમ આપણે ઇચ્છીએ છીએ.

ગુજરાતમાં ઇતિહાસસંશોધનનું વાતાવરણ ઊભું કરવાની ખાસ જરૂર છે. પૂનામાં તા. ૨૩-૧૦-૧૯૫૨ના રોજ ભારતઇતિહાસસંશોધનમંડળને આશ્રયે એક ઇતિહાસ-અભ્યાસકોનો વર્ગ ખોલવામા આવ્યો છે. તેમાં ૫૫ પુરુષો અને ૧૪ સ્ત્રીઓ દાખલ થયાં છે, અને જુદા જુદા ઇતિહાસવિદો ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગો ઉપર પ્રવચન કરે છે. સીત્તાસી વર્ષના ડૉ. ગોવિન્દરાવ સરદેસાઇ અને મ. મ પ્રો. દત્તો વામન પોતદાર આ વિષયમા બહુ રસ લઈ રહ્યા છે. ગુજરાતમાં પણ આવા પ્રયત્નો થાય તો ઇતિહાસ અને સંસ્કૃતિના અભ્યાસને ઘણું બળ મળશે

આ પ્રમાણે પ્રાદેશિક ઇતિહાસ અને સંસ્કૃતિનાં સાધનો મેળવ્યા પછી તે સાધનોનો શાસ્ત્રીય પદ્ધતિથી ઉપયોગ કરનારા પણ્ડિતોની બહુ આવશ્યકતા રહે છે. પ્રો. હોડીવાળા, ડૉ. આનન્દશંકર ધ્રુવ, પ્રો. ઠાકોર, પ્રો. કોમીસેરીઅટ, પ્રો. ખુશાલચંદ શાહ, પણ્ડિત સુખલાલજી, પણ્ડિત જિનવિજયજી અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી જેવા સમર્થ પણ્ડિતોના યુગ પછી એવા પણ્ડિતોનો વર્ગ અવિચ્છિન્ન રીતે ચાલે એ ઇચ્છવા જેવું છે. જૂની પેઢીના પણ્ડિતો આપણું મહામૂલ્ય ધન છે, આપણા પચિકૃતો છે. પરમમાન્ય આચાર્યશ્રી મુનિ જિનવિજયજી જેવા પણ્ડિતે જર્મનીના પ્રાચ્યવિદ્યામંડળના સન્માન્ય સભ્યનું વિરલ પદ પ્રાપ્ત કરી કેવળ ગુજરાતનું નહીં પણ ભારતનું ગૌરવ વધાર્યું છે. વર્તમાન અને ભવિષ્યની પેઢીએ જ્ઞાનસમૃદ્ધિ માટે આપણા માન્ય વિદ્વાનોની માફક તપશ્ચર્યા કરવાની જરૂર છે. ગુજરાતમા સોલંકીના સુવર્ણયુગે સરસ્વતીના તટ ઉપરથી સર્વત્ર પ્રકાશ નાખ્યો છે, એટલે સારસ્વતયજ્ઞ કરવાનો ગુજરાતનો જન્મસિદ્ધ હક છે.

ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિની દૃષ્ટિએ હવે સ્વતન્ત્ર દેશમાં મહાગુજરાતની રચના થવાની જરૂર છે હમણાં જ વલ્લભવિદ્યાનગરમાં મહાગુજરાતપરિષદે આ વિષયની સર્વ દૃષ્ટિએ ચર્ચા કરેલી છે. સીમાઓ વિષે જો મતભેદ થાય તો તે પ્રશ્ન સ્વતન્ત્ર નિર્ણાયક સમિતિને સોંપી દઇ જે નિર્ણય આવે તે સહર્ષ સ્વીકારવાથી આ પ્રશ્નનું મધુર સમાધાન થઇ શકશે. રાષ્ટ્રભાવનાની બહુ જરૂર છે અને તેથી કેટલાક એવો પણ વિચાર કરે છે કે સમસ્ત ભારતમાં એક જ મધ્યસ્થ શાસન રહે આ પ્રમાણે કરવાથી રાષ્ટ્રભાવના દૃઢ થાય અને ખર્ચ પણ ઓછો થાય એ સંભવિત છે, પણ લોકશાસનના સિદ્ધાન્તનો વિરોધ થવાનો સંભવ રહે છે; એટલે દેશના વિભાગો અનિવાર્ય છે. ભાષા, સંસ્કૃતિ, આર્થિક પ્રશ્ન, ભૌગોલિક રચના અને સરલતા એ બધા પ્રશ્નોનો વિચાર કરી મહાગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક જેવા વિભાગો કરવામાં આવે તો ખોટું નથી. મધ્યસ્થ સરકાર પાસે જે કેટલાક અધિકારો રાખવામાં આવેલા છે તેને લીધે તોફાની તત્ત્વોને અટકાવી રાષ્ટ્રની એકતા સાચવી શકાશે. વિભાગો થયા પછી જો રાષ્ટ્રભાવનાનો ત્યાગ કરી પરસ્પર

વિગ્રહ કરવામા આવશે અને તેના પરિણામે મધ્યસ્થ સરકારને નિર્બલ કરવાનો પ્રયત્ન થશે, તો ભારતનો ભૂતકાલીન ઇતિહાસ તાજો થશે. शान्तं पापम्.

આજે આપણી સામે અન્ય રાષ્ટ્રોના અને આપણા અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના અનેક પ્રશ્નો ઉપસ્થિત થએલા છે. અન્ય રાષ્ટ્રો વિષે મધ્યસ્થ નીતિ, જીવનની સાદાઈ, આયાત કમી કરી નિકાસનો વધારો, સંયમી જીવનથી કુટુંબનુ નિયોજન, સ્થાનાન્તર બન્ધુઓ ઉપર પ્રેમ, વ્યાયામ વગેરે જે ગાંધીવાદનો ઉપદેશ છે તે વાસ્તવિક રીતે આપણને હિતકારક છે. પુરાણો કહે છે કે કલિયુગમાં એક જ શૂદ્રવર્ણ રહેશે. આનુ તાત્પર્ય એ છે કે કલિયુગમાં જે સેવા કરશે તે જ રહી શકશે. શૂદ્રવર્ણ એટલે શૂદ્રવર્ણનો સેવારૂપી ધર્મ. આ સેવાધર્મથી જ આપણા આદ્યદ્રષ્ટા શ્રી. ગોવર્ધનરામભાઇની કલ્યાણગ્રામની ભાવના અને મહાત્મા ગાંધીજીની સર્વોદયની ભાવના સફલ થશે. આપણે બધા આ સિદ્ધાન્તનું રહસ્ય જેટલું વહેલું સમજીશુ તેટલો આપણને અને રાષ્ટ્રને લાભ છે.

ભારતના નકશામા સૌરાષ્ટ્ર એ ભારતમાતાનો દક્ષિણ હસ્ત છે અને તે દ્વારા માતા સર્વને પ્રેમથી આહ્વાન આપી રહી છે પ્રાગ્વૈદિક કાળથી આરંભી આજ સુધી ગુજરાતનુ ગૌરવ અસ્ખલિત રહ્યુ છે. ભગવદ્ગીતાનો શ્રેષ્ઠ ઉપદેશ આપનાર ભગવાન શ્રીકૃષ્ણ, બૌદ્ધો અને જૈનો, વલભીપુરનું વિદ્યાપીઠ અને દ્વારકાનુ શારદાપીઠ, માઘ, અને હેમચંદ્રાચાર્ય, ઉવટ અને સ્કન્દસ્વામી, સિદ્ધરાજ અને કુમારપાળ, નરસિંહ મહેતા અને મીરાંબાઈ, વલ્લભાચાર્ય અને વિઠ્ઠલનાથજી, પ્રેમાનન્દ અને અખો, સહજાનન્દ મહારાજ અને દયાનંદ સરસ્વતી, થિઓસોફી અને પ્રાર્થના સમાજ, પાદરીઓ અને શ્રેય સાધકઅધિકારિવર્ગ, દાદાભાઇ અને સયાજીરાવ, મહાત્મા ગાંધીજી અને સરદાર પટેલ, અમદાવાદ અને વડોદરાનાં વિશ્વવિદ્યાલયો—આ સર્વ ગુજરાતનુ ગરિષ્ઠ ગૌરવ છે. આ ગરવી ગુજરાતની ભાષા સોળ આની છે અને તેની પ્રજાનુ મુખ ભ્રષ્ટ નથી પણ મૃષ્ટ છે ગુજરાત! મહાગુજરાત! તું જાગૃત થા, અને પ્રભુને પ્રાર્થના કર કે

सह नाववतु। सह नौ भुनक्तु।
सह वीर्यं करवावहै। तेजस्विना-
वधीतमस्तु। मा विद्विषावहै।

ॐ शान्तिः शान्तिः शान्तिः।



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ૧૮ મું અધિવેશન

(તા. ૨૮, ૨૯, ૩૦ ડિસેમ્બર ૧૯૫૨)

# નિબંધ સંક્ષેપો



પ્રગટ કરનાર:—

સ્વાગતાધ્યક્ષ પ્રિ. અ. ક. ત્રિવેદી,

ગાર્ડા કોલેજ, નવસારી.



[ડિસેંબર ૧૯૫૨] [મૂલ્ય રૂા. ૩

— સંમેલન પ્રસંગે કિફાયત મૂલ્ય રૂા. ૧ ફક્ત —

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## સાહિત્ય અને કળા વિભાગ (૧)

## છસો વર્ષ પૂર્વેની ગુજરાતી ભાષા

લેખક :– જમશેદજી કાવસજી કાત્રક

૭ તથા સાત સદી અગાઉની ગુજરાતી ભાષા સંસ્કૃત મૂળમાંથી નીકળેલી પ્રાકૃત, અપભ્રંશ ઉપરથી ઉત્પન્ન થઇ, ઇસ્વી. ૧૩૯૪ માં ગુજરાતી ભાષામાં રચાયલાં 'મુગ્ધાવબોધ' નામના સંસ્કૃત વ્યાકરણને એચ. એચ. ધ્રુવે ઇસ્વી. ૧૮૮૯ માં પ્રગટ કર્યું. ડોકટર ગ્રીઅરસને મુગ્ધાવબોધને આધારે 'લીંગ્વીસ્ટીક સર્વે ઓફ ઇંડીઆ' (૧૯૦૮)ના વૉલ્યૂમ ૯, ભાગ બીજાના પાના ૩૫૩–૩૬૪ જૂની ગુજરાતીનું વ્યાકરણ આપ્યું.

પહેલવી–પાઝંદ પુસ્તકો 'અર્દાવીરાફ' 'અઓગમદએચા' ના સંસ્કૃત અનુવાદ પરથી આશરે સાત સદી ઉપર ગુજરાતી ભાષાંતર થયું. તેની શુદ્ધ નકલો નવસારીના ત્રણ પારસી ધર્મગુરૂઓ રાણા કામદીન, લક્ષ્મીધર બહેરામ, તથા આશદીન કાકાએ સંવત ૧૪૭૧ સંવત ૧૫૦૭ તથા યઝદેજરદી ૯૧૬ માં અનુક્રમે લખી. આ બંને જૂની ગુજરાતી ટેક્ષ્ટ શેરીઆરજી ભરૂચાએ "કલૅકટેડ સંસ્કૃત રાઇટીંગ્સ ઓફ ધ પાર્સીઝ" હારમાળાના પાચમાં તથા છઠ્ઠા ભાગમાં પ્રગટ કરી છે. પાંચમા ભાગમાં મનચેરજી ખરેગાટે 'અર્દાવીરા' ની જૂની ગુજરાતીનું વ્યાકરણ તથા ટિપ્પણો આપ્યાં છે.

ઉપલા હસ્તલેખોમાં આવેલા છસો, સાતસો વરસના જૂના શબ્દો હેયલ આપ્યા છે, અને તે સાથે કાળે કાળે તેમના સ્વરૂપમાં થયેલા ફેરફારો દેખાડ્યા છે.

(૧) અછઇ, અછઈ = છઈ = છિ = છે. (૨) અનઇ = અનિ = અને. (૩) પૂછીઉ, પૂછઉ, પૂછ્યં, પૂછિઉ=પૂછ્યું. (સંસ્કૃતમા અહં અપૃચ્છમ્). (૪) પ્રીછવઉ=પ્રીછવું, પરીછવું, પરછવું=પીછાણવું, જાણવું. (૫) ખાઇવઉં = ખાવું. (૬) હઊં = હૂં, હૃ = હું. (૭) મઇ, મઇ = મેં. (૮) મઉઝરહઇ, મૂરહઇ, મુઝરહઇ = મુઝરહિં. આ ચતુર્થી 'રહિં' નો પાછળથી નઇ, નઈ થયો. જેમકે, જેહનઇ=જેને. તેહનઈ = તેને. (૯) પંચમીનો પ્રત્યય 'તઉ', 'તુ'. જેમકે, સ્વામીતઉ, સ્વામીતુ. પાછલથી થિકિ, થુ થયો. જેમકે, વિરૂથિકિ, છાલી નાસઇ=વરૂથી મેંઢું નાસે. (૧૦) ષષ્ઠી પ્રત્યય : તણઉ, તણ્ઉં=તણું, તણી = નઉં, નઇ = નો, ની, નુ. (૧૧) ત્રિણિ = ત્રણ. (૧૨) નીંપજાવઇવા = નીપજાવવા. (૧૩) વર્તમાન કૃદંત પ્રત્યય, 'તઉ', 'ઇતઉ'. જેમકે ધરતઉ, દેતઉ. (૧૪) ધાતુને 'ઇઉ' લગાડવાથી ભૂતકાળ, તેમજ ભૂતકૃદંત બનતો; જેમકે, બોલઇઉ, બોલિઉ. (૧૫) જઉ, જુ, જઅં = જે, કે. (૧૬) જઇ, જેકમઇ, જીકમઈ, જેકહમઇ, જેકહમિઇં = જે (સંસ્કૃત યદિ). (૧૭) પાધઉ, ખાધઉ = ખાધું. (૧૮) ભૂખ = ભૂખ. (૧૯) કિમઉ = કિસું = શું. (સં. કિં). (૨૦) પછઇ = પછી. (૨૧) ઈ, ઇહ, એ, એહ = આ.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## સાહિત્ય અને કળા વિભાગ (૨)

### ગુજરાતી કવિતા–સાહિત્યમાં સૉનેટ અને ગઝલ

લેખક : બેજન ન. દેસાઈ, એમ. એ.

નિબંધમાં સૉનેટ અને ગઝલનો ગુજરાતી કવિતા–સાહિત્યમાં કેમ પ્રવેશ થયો તે બતાવાયુ છે. ગઝલ અને સૉનેટના કાવ્ય–પ્રકારો ઇતર સાહિત્યમાં કેટલી કક્ષાએ વિકાસ પામ્યા અને તેનાથી તે સાહિત્યને ફાયદો યા હાનિ પૂગી તેની ચર્ચા કરી, છેવટમા એવું બતાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે આ બે પ્રકારોથી ગુજરાતનું કવિતા–સાહિત્ય સમૃદ્ધ બન્યુ છે. દરેક કવિતા–પ્રકારમા જેમ બને છે તેમ આ બે પ્રકારોના બાહ્ય તત્ત્વ (Form) તેમજ આતરતત્ત્વ (Soul)ને કેટલે અંશે વળગી રહેવાય તેની ચર્ચા ગુ. સૉનેટ તેમજ ગઝલોના અન્ય ઉદાહરણો આપી કરવામાં આવી છે અંતમાં આ બન્ને કાવ્ય–પ્રકારોનુ ભાવી ગુજરાતી કવિતા–સાહિત્યમા વધુ પ્રગતિમાન અને ઉજ્જવળ કેમ બનશે તે પણ બતાવાયુ છે

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.



## આપણું પ્રાચીન આખ્યાનસાહિત્ય

લેખક:—ભરતરામ ભાનુસુખરામ મહેતા—વડોદરા

પૂર્વે આપણે ત્યાં નાના મોટા ૬૨ (બાસઠ) આખ્યાનકારો થઇ ગયેલા છે, અને તેમણે ૭૫ (પંચોતેર) આખ્યાનો આપણને અર્પેલાં છે. એ પૈકીનાં કેટલાંક આખ્યાનો તો હજી હસ્તલિખિત પ્રતો રૂપે અપ્રસિદ્ધ રહેલાં છે, એ દિલગીરીની વાત છે. ખેર! પ્રસિદ્ધ થયેલી તેમ જ અપ્રસિદ્ધ રહેલી પ્રેમાનંદકૃત કહેવાતાં વગેરે નાટકો સિવાયની જે જૂની કૃતિઓની સાથે 'આખ્યાન' શબ્દ યોજાયેલો છે તે જ જૂની કૃતિઓનો સ્વીકાર આ નિબંધના કારણે મેં કરેલો છે, એટલી સ્પષ્ટતા અહીં હું કરી લઉં છું. જે આખ્યાનકારોએ વિવિધ આખ્યાનો વગેરે આપણને પૂરાં પાડેલાં છે તે આખ્યાનકારો પૈકીના પ્રેમાનંદે સત્તર આખ્યાનો તથા વિષ્ણુદાસે સોળ આખ્યાનો અને નાકરે અગિયાર આખ્યાનો તેમ જ છોટમ શૃંગારીએ સાત આખ્યાનો તથા શિવદાસે છ આખ્યાનો અને પ્રેમાનંદસુત વલ્લભે પાંચ આખ્યાનો તેમ જ છોટમે ચાર આખ્યાનો આપણને આપેલાં છે. તદુપરાંત ત્રણ ત્રણ આખ્યાનો લખી ગયેલા ત્રણ આખ્યાનકારો તથા બબ્બે આખ્યાનો લખી ગયેલા અગિયાર આખ્યાનકારો અને એકેક આખ્યાન લખી ગયેલાં ચાલીસ આખ્યાનકારો આપણા સાહિત્યક્ષેત્રમાં પોતાનો ફાળો આપી ગયેલા છે કયા કયાં આખ્યાનો આપણને પ્રાપ્ત થયેલા છે, એની તેમ જ કયા કયા આખ્યાનકારોએ તે લખેલાં છે, એની માહિતી એકત્ર કરીને મેં સરળતાને ખાતર કક્કાવારીના અનુક્રમે આ નિબંધમાં આપી છે. દાખલા તરીકે—

| આખ્યાન | આખ્યાનકાર |
|---|---|
| ચંદ્રહાસાખ્યાન | કૃષ્ણદાસ, નાકર, પ્રેમાનંદ, ભોજો (બીજો), મનોરદાસ, માધવ, મુકુંદ (સં. ૧૭૮૫ નો), રાજધરદાસ, વિષ્ણુદાસ. |
| ધ્રુવાખ્યાન | કાલિદાસ, નાકર, મેગલ, રઘુનાથદાસ, વિષ્ણુદાસ, વૈકુંઠ (તુલસીસુત), સુરદાસ (સં. ૧૬૧૧નો), હરિદાસ વાળંદ (સં. ૧૬૭૭નો). |
| બભ્રુવાહનાખ્યાન | ઉદ્ધવ, ઉમિયાદાસ, જયરામ, પ્રેમાનંદ, ભવાનીશંકર, ભોજો ભગત, વિષ્ણુદાસ, હરિદાસ (સં. ૧૬૦૫ નો), હરિરામ (સં. ૧૬૯૫ નો). |

મારો આખો નિબંધ અન્યત્ર પ્રસિદ્ધ થાય ત્યારે અને તો જિજ્ઞાસુએ ઉપર મુજબની આખી યાદી મહેરબાની કરી જોઈ લેવી અહીં તો હું એટલુંજ કહીશ કે એ યાદી જોતા આપણને એમ સમજાય છે કે શ્રોતાઓની અભિરુચિની નજરે તથા આખ્યાનકારોની લોકપ્રિયતાની નજરે જોતાં પ્રાચીન કાળમાં આપણે ત્યાં ચંદ્રહાસાખ્યાન તથા ધ્રુવાખ્યાન અને બભ્રુવાહનાખ્યાન નવ નવ આખ્યાનકારોએ લખેલ છે તેમ જ પ્રહ્‌લાદાખ્યાન અને સુધન્વાખ્યાન છ છ આખ્યાનકારોએ લખેલ છે તેમ જ અભિમન્યુ-આખ્યાન તથા હરિશ્ચંદ્રાખ્યાન પાંચ પાંચ આખ્યાનકારોએ લખેલ છે તેમ જ નળાખ્યાન તથા મોરધ્વજાખ્યાન ચાર ચાર આખ્યાનકારોએ લખેલ છે તેમ જ રુક્માંગદાખ્યાન અને લવકુશાખ્યાન તથા શુકદેવાખ્યાન અને અંબરીષાખ્યાન તથા ચંડિકાખ્યાન અને જાલંધરાખ્યાન તથા નરકાસુરાખ્યાન અને નાચિકેતાખ્યાન ત્રણ ત્રણ આખ્યાનકારોએ લખેલ છે તેમ જ બલિરાજાખ્યાન તથા વીરધર્માખ્યાન અને સગાળશાખ્યાન તથા ડાંગવાખ્યાન અને નીલધ્વજાખ્યાન તથા પરશુરામાખ્યાન બબ્બે આખ્યાનકારોએ લખેલ છે તેમ જ બાકીના વિવિધ બાવન આખ્યાનકારોએ એકેક આખ્યાન લખેલ છે. ઉપર્યુક્ત કોઠો તથા ઉપરની હકીકત જોતાં આપણને ઘણી રસિક માહિતી મળે છે, એ નિર્વિવાદ છે. અભ્યાસીઓને તે ઉપયોગી થઈ પડશે, એવી આશા રહે છે.

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૪)

## પર્યાય–કોશ : ભયનો ભંડોળ

લે. પ્રા. હીરાલાલ ર. કાપડિયા એમ. એ. ( અર્ધમાગધીના નિવૃત્ત પ્રાધ્યાપક, એમ. ટી. બી. કૉલેજ સુરત )

મનુષ્યની વિશિષ્ટતા એની મનન–શક્તિ અને વાણીનાં પ્રભાવને આભારી છે. એ વાણી–ભાષા વિચારો અને લાગણીઓને વ્યક્ત કરવાનું સરસ સાધન છે, પરંતુ એનું સામર્થ્ય સર્વત્ર અને સર્વદા મર્યાદિત છે.

હરકોઈ ભાષા પાસે ખપપૂરતો શબ્દ–ભંડોળ હોય જ. એ ખરેખરી સમૃદ્ધ તો ત્યારે ગણાય કે જ્યારે એનામાં અર્થના સૂક્ષ્મ ભેદો દર્શાવવાની, અભિનવ શબ્દો યોજવાની અને વિજાતીય શબ્દો પચાવવાની શક્તિ હોય. આ ત્રિવિધ શક્તિની અપેક્ષાએ સંસ્કૃત પાઇય (પ્રાકૃત), અપભ્રંશ અને ગુજરાતી ઉત્તરોત્તર ચડિયાતી છે.

'પર્યાય' એટલે 'સમાન અર્થવાચક શબ્દ'. એ સ્પષ્ટીકરણ, સચોટતા, ભાવ, વિશિષ્ટ રચના ઈત્યાદી માટે આવશ્યક અને ઉપયોગી છે.

ભારતીય કોશના ગણેશ નિઘંટુથી મંડાયા અને આગળ જતાં સંસ્કૃત અને પાઈય માટે તે તે ભાષામાં પર્યાય–કોશ રચાયા. ગુજરાતી માટે નાનકડો જ પર્યાય–કોશ રચાયો છે, પણ એ અપ્રાપ્ય છે. આથી સર્વાંગે સંપૂર્ણ પર્યાય–કોશ રચાવો અને પ્રકાશિત થવો ઘટે.

રોજેટના Thesaurus ને લક્ષ્યમા રાખી મેં કેટલીક તૈયારી દસકાઓ થયા કરી છે. આનો નાનકડો નમૂનો તે "ભયનો ભંડોળ" છે. એ દ્વારા મેં ભય અને એની સાથે સંબદ્ધ શબ્દો રજૂ કર્યા છે. કેટલાક અન્ય અમૂર્ત ભાવો તેમજ મૂર્ત પદાર્થો વિષે મેં આ રીતે લખાણ તૈયાર કર્યું છે. સમૃદ્ધ સંસ્થા પ્રકાશનાર્થે પ્રબંધ કરે તો કાર્ય સત્વર પૂર્ણ થાય.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## સાહિત્ય અને કળા વિભાગ (૫)

### ઉર્દૂ કાવ્યોમાં ગુજરાતી શબ્દો

લેખક:– દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલ. એલ. બી., મુંબઇ.

મુંબઈમાં અંજુમને ઇસલામ ઉર્દૂ રીસર્ચ ઇન્સ્ટીટયૂટ નામની એક સંસ્થા છે. તેના કાર્યમાં ઘણો આગળ પડતો ભાગ લેનાર ઇસ્માઇલ કોલેજના ફારસી, ઉર્દૂ વગેરે ભાષાના પ્રાધ્યાપક, નજીબ અશરફ નદવી M. A. નામના ઉત્તર હિંદુસ્તાનના વતની છે. તેમનો ગુજરાતી ભાષાનો અભ્યાસ પણ સારો છે. એ બંને ભાષાના સાહિત્યના અભ્યાસ બાદ એમનો અભિપ્રાય એવો થયો છે કે ઉર્દૂ ભાષાનું ઉત્પત્તિ સ્થાન ગુજરાત છે. આ અભિપ્રાય સર્વમાન્ય નથીઃ કારણ બીજાઓ એ ભાષાનું ઉત્પત્તિસ્થાન ઉત્તર હિંદુસ્તાન ગણે છે.

એ સંસ્થા એક ત્રિમાસિક પ્રસિદ્ધ કરે છે; તેનું નામ "નવાયે અદબ" એમાં બીજા વિષયો ઉપરાંત સાહિત્યને લગતા લેખ પણ આવે છે. દક્ષણ તેમજ ગુજરાતમાં થઇ ગએલા ઉર્દૂમાં કાવ્ય લખનાર કવિઓનો તેમાં પરિચય આપવામાં આવ્યો છે. તેમાં વલી ગુજરાતીને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. અને દાક્તર સૈયદ ઝહીર ઉદ્દીન મદનીએ કવિના જીવન ચરિત્ર સાથે તેમની કૃતિઓ પ્રસિદ્ધ કરી છે.

આ પ્રશ્ન અંગે એ ત્રિમાસિકના એપ્રીલ, સને ૧૯૫૨ ના અંકમાં એક લેખક નામે ગીરીનાથરાજ દેવીકરે એક લેખ વજહી નામના કવિની કૃતિઓમાંથી દક્ષણી, ગુજરાતી, કનડ ભાષામાંથી તેના ઉર્દૂ કાવ્યોમાં એ ત્રણે ભાષાઓમાંથી વપરાયેલા શબ્દોના નમૂના આપ્યા છેઃ એમ સિદ્ધ કરવાને કે ઉર્દૂ ભાષા બહુ વિસ્તૃત છે કારણ તેણે પ્રાંતિક ભાષાના શબ્દો અપનાવી લેવા માટે સંકોચ રાખ્યો નથી. વળી ગુજરાતી ને મરાઠીમાં-ગુજરાતીમાં મુકાબલે વધારે સંખ્યામાં ફારસી શબ્દો રૂઢ થઇ ગયા છે, એટલે ઉર્દૂ ભાષા જેમાં ફારસી શબ્દો સંખ્યાબંધ આવી ગયા છે, તેવી ભાષા ગુજરાતી, મરાઠીના શબ્દો અપનાવે તેમાં અસ્વાભાવિક કાંઇ નથી.

એ લેખકે એવા ગુજરાતી શબ્દોનાં થોડાં દૃષ્ટાંત આપ્યાં છે. "ગમે" "પછી" "આમ ના"– ન કર બાત તું ના સમજ આમના "=આમ નહિ"–"જોતા" (જૂતા=જોડા) "હવે", "ન્હાટ (ન્હાસ) કર", "માંદગી" એટલે બીમારી [બાકી "માંદગી" ખુદજ ફારસી શબ્દ છે] "ઉતાવળ" [અત્તાર દુખીયા શહ ઉતાવળ ન કર"–આ ઉર્દૂ પંક્તિમાં એક બે શબ્દ–અત્તાર–અત્તર વેચનાર–સિવાય બધાજ ગુજરાતી છે–] "ડોસા" [કે ડોસા હુવા મેં, કર અબ રાજ તું" આમાં "હુવા મેં" એ બે શબ્દો અને "અબ" સિવાય બધાજ ગુજરાતી શબ્દો છે. મરાઠી ને કાનડીના શબ્દો પણ એજ ધાટીના છે.

પુસ્તકનું નામ, કે જેમાંથી આ દાખલા લીધા છે, "કુતબ વ મુશ્તરી" છે. કુતબ=ધ્રુવનો તારો, મુશ્તરી=ગુરૂ–Jupiter.

ટૂંકામાં, ઉર્દૂ કવિઓએ જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં ગુજરાતીને અપનાવ્યું છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૬)

## થોડાં ફારસી સુભાષિતો

લેખક :- દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
એમ. એ., એલ એલ. બી., મુંબઈ.

જૂની ઢબની ફારસી કવિતામાં જાણીતા કવિઓએ જણાવેલા વિચારો દુનીઆનાં બીજાં સાહિત્યો-માંથી જડી આવતા ઘણા વિચારો જોડે સામ્ય ધરાવે છે. હાલનું ફારસી સાહિત્ય ફ્રાન્સ, જર્મની જોડે ઘણા ગાઢ સંપર્કમાં આવેલું હોવાથી તે દેશના સાહિત્યને અનુસરી રહ્યું છે. હાલના ફારસી કવિઓ અને લેખકો અદ્યતન ફ્રેંચ, જર્મન વગેરે સાહિત્યોને અનુસરી રહ્યા છે. હાફેઝ, ફિરદોસી વગેરે પ્રાચીન કવિઓનો પરદેશો જોડે ગાઢ સંપર્કને અભાવે પોતાનાજ સમયના સાહિત્યને વળગી રહ્યા હતા, અને તેમણે દર્શાવેલા વિચારો અને ભારતમાં પ્રચલિત વિચારોમાં કેટલું મળતાપણું હતું, અને એ વિચારો કેટલા વ્યાપક હતા, તે બતાવવા થોડાં દૃષ્ટાંત આપ્યાં છે.

(૧) हाफिज़ा! गर वस्ल ख़ाही
सुल्ह कुन बा ख़ासो आम।
बा मुसलमान् अल्लाह् अल्लाह्
बा ब्रह्मन् राम राम॥

સૂફીવાદીઓ કોમવાદીઓ ન હતા. તેમને હિંદુ. મુસલમાન વચ્ચે કશો ભેદ જોવામાં આવતો નહિ સર્વેનું ધ્યેય ઈશ્વર જોડે એકતા – યોગ-સાધવાનું હતું, એટલેજ હાફેઝ કહે છે કે, હે હાફેઝ! જો તું વસ્લ (ઈશ્વર સાથે એકતા) ચાહતો હોય તો જનતા-મ્હોટા ને ન્હાના-જોડે મળી જા (સલાહકર). મુસલમાનને મળે ત્યારે અલ્લાહ! અલ્લાહ એમ બોલ: બ્રાહ્મણને મળે ત્યારે રામ, રામ કહે.

હાફેઝ હિંદુસ્તાન આવવા નીકળ્યો ને દરીઆઈ મુસાફરીથી ગભરાઈ ગયો, આવતો આવતો રહી ગયો. પણ હિંદુસ્તાનમાં બ્રાહ્મણો એક બીજાને રામ, રામથી આવકારે છે તે એ જાણતો હતો, એટલું તો આ બેત પરથી સાબિત થાય છે.

(૨) क़द्रे ज़र ज़रगर शनासद।
क़द्रे जवहर जवहरी॥

સોનાની કિંમત સોની કરે, જવાહેરની ઝવેરી કરે.

(૩) ફિરદોસી એક મજલિસનો આખો અહેવાલ ત્રણ શબ્દોમાં સમાવે છે.

पये मशवरत मजलेस आरास्तंद।
निशस्तंदो गुफ्तंदो बर ख़ास्तंद॥

એક,બીજાના વિચારની આપ લે કરવા સભા ભરવામાં આવી ને સૌ બેઠા, વિચારની આપલે કરી, ને ઉભા થયા–વદાય થયા. "ગુફ્તંદ" બોલ્યા એ શબ્દ બહુ સૂચિત છે. એમાં બે શબ્દ બોલ્યા ને તરત ઉઠી ગયા અથવા કે લાંબી ચર્ચા ચાલી તે બાદ ઉઠી ગયા. એ બંને પરિસ્થિતિનું સૂચન થય છે.

(૪) એક આશક એક માશુકની મહમલ-ઊંટ પર ગોઠવેલી પાલખીની–પાછળ પાછળ તેનો સાથ સાધવા પગે ચાલતો જતો હતો, તેને પગે ચ્રતામાં લક્ષ બધું મહમલ પર, તેથી ભાન ન રહેવાથી કાંટો વાગ્યો, તે કાઢવા તે જરા રોકાયો, એટલે મહમલ ને માશુક-બંને અદશ્ય થઇ ગયાં.

रफतम के खार अज़ पा कशम ।
मह्मल निहान् शुद अज़ नज़र ॥
यक लहज़िइ गाफेल शुदम् ।
व सद साले मनज़ल दूर शुद ॥

જરા આઘે ગયો કે પગમાથી કાંટો કાઢું, ને મહમલ મારી નજરથી છૂપાઇ ગઈ. માત્ર એક ક્ષણુજ હું ગફેલ રહ્યો ને અને મારું ધ્યેય સો સાલ દૂર થઇ ગયું.

(૫) ગાંધીજીને ઘણીજ પસંદ પડેલી આ બે પંક્તિઓ, એ જાણીતા સૂફી કવિ મૌલાના રૂમીની છે.

लब् बे बंदो चश्म् बंदो गूश बंद ।
गर नयाबी सिर्रे हक़ बर मा बखंद ॥

હોઠ બંધ રાખ, આંખ બંધ રાખ, કાન બંધ રાખ ને પછી જો તને દૈવી રહસ્ય ન મળે તો હમને હસજે.

મતલબ મૌન રાખી બધું જુઓ ને સાંભળો તો તમને લાભજ થશે.

(૬) મહમૂદશાહ ગઝનવી જેણે ફીરદૌસીને શાહનામા લખવા માટે હજારો સોનાની મહોરો આપવાનું કહ્યુ હતું. ને પછી વચન તોડયું હતું, તે વખત એને શાપ આપતુ જે જોરદાર કાવ્ય એણે લખ્યુ હતું તેની શરૂઆતની પંક્તિ બહુ ઉશ્કેરાટભરી ને તેના હૈયાના વરાળની સખત રીતે પ્રદર્શન કરતી છે.

अयाशाहे महमूदे किशवर गुशाय ।
ज़े कस न तर्सी ब तर्स अज़ खुदाय ॥

આખી પૃથ્વીને જીતનાર ઓ સમ્રાટ મહમૂદ, જો તું કોઇથી પણ ન બ્હીતો હોય તો ઈશ્વરથી તો બ્હી.

(૭) કોઇ પણ કામમાં ઢીલ કરવાથી નુકસાન જ થાય છે ને તેમાં વિદ્યાર્થીને તો બહુજ, એમ હાફિઝ કહે છે.

के आफतहास्त दर ताख़ीर ।
व तालेबरा ज़ियान् दारद ॥

કોઇ કામમાં ઢીલ કરવાથી આફત આવે છે, ને તેમાં વિદ્યાર્થીને તો નુકસાન જ છે,

(૮) न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति ।

કાલ કેવી આવશે તે કોણ જાણે ? આ સલાહને બરાબર મળતી ફિરદોસીની સલાહ છે :

यफरदा ममान् कारे इमरोझरा ।
मबादा के फरदा न झायद तुरा ॥

આજ જે કરવાનું હોય તે આવતી કાલ પર ન રાખ.
ઇશ્વર ન કરે ને વખતે તારી આવતી કાલ ઊગે જ નહિ તો.

(૯) खिश्ते अव्वल चुन्, निहाद् मेमार कज ।
ता सुरैया मी रवद दिवार कज ।

જો દીવાલની પહેલી ઇંટ ચણનાર કડીઆએ આડી ગોઠવી તો આકાશ સુધી તે દિવાલ આડી જ રહેવાની

મતલબ કે જેની શરૂઆત ખામી ભરેલી તેનું પરિણામ પણ તેવું જ.

(૧૦) મ્હોટાની હાએ હા પાડવી.

अगर शाह रुझरा गुयद शब ।
ब बायद गुफ्त इनस्त माहो परवीन ॥

દિવસ હોય તેને શાહ કહે કે રાત છે, તો તારે કહેવું કે, હા, જુઓ આ ચંદ્રમા ને ધ્રુવનો તારો

(૧૧) तवाना बुवद हर के दाना बुवद ।

જેને બુદ્ધિ હોય છે તે શક્તિશાળી હોય છે

बुद्धिर्यस्य बलं तस्य ।

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૭)

## "ગુજરાતી ભાષામાં નવા રાષ્ટ્રીય શબ્દો"

(લે. મંજુલાલ સેવકલાલ દવે; બી. એ., એલ. એલ. બી.,)
વડોદરા રાજ્યના નિવૃત્ત ડિસ્ટ્રીક્ટ અને સેશન જજ.
સભ્ય, સેલ્સ ટેક્ષ ખાતું, સૌરાષ્ટ સરકાર.

ઉપર જણાવેલા શીર્ષકવાળો લેખ લખી મોકલ્યો છે, તેનો સારાંશ એ છે કે આપણા દેશમાં ભારતનું બંધારણ–સંવિધાન થયું છે તેમાં હિન્દીને રાષ્ટ્રીય ભાષા કરવાનું ધોરણ નિર્દિષ્ટ કર્યું છે; તેથી તે ભાષામાં અમુક અર્થમાં અમુક જ શબ્દ વપરાવો જોઇએ, એ પ્રમાણે કરવાની જરૂરીઆત ઉત્પન્ન થઇ છે; ઇંગ્રેજી ભાષામાં ખાસ અર્થદ્યોતક (technical) શબ્દો માટે ઠરેલા શબ્દો જ વાપરવામાં આવે છે; જુદા જુદા શબ્દો વાપરવામાં આવતા નથી; નહી તો "અનવસ્થા" દોષ પ્રાપ્ત થાય; તેજ પ્રમાણે આપણી રાષ્ટ્રીય ભારતીય ભાષા માટે કરવાનું છે; તેથી બંધારણ–સંવિધાન–માં વપરાયેલા ઈંગ્રેજી શબ્દોના સમશબ્દો નક્કી કરી આપવા સંસદના અધ્યક્ષ શ્રી. માવલંકરે ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓના વિદ્વાનોનું સંમેલન એકત્ર કર્યું; તે વિદ્વાનોએ તેવા શબ્દો નક્કી કરી, તેનો એક શબ્દકોષ તૈયાર કરી આપ્યો; તે સંસદ કાર્યાલય તરફથી તે કોશ દરેક પ્રાંતીય રાજ્ય સરકાર પ્રતિ મોકલીને તે સંવિધાનનું પોતપોતાની પ્રાદેશિક ભાષામાં ભાષાંતર કરવા અને તેમાં તેજ શબ્દો વાપરવા જણાવ્યું; કે, જેથી પ્રત્યેક તેવી ભાષામાં એક જ શબ્દો વપરાય; તે પ્રમાણે ગુજરાતીમાં ભાષાંતર કરવા એક સમિતિ નીમાંઇ હતી, અને તેણે તેનું ભાષાંતર કરી, તેજ રાષ્ટ્રીય શબ્દો તેમાં વાપર્યા છે; જ્યારે આ પ્રમાણે છે ત્યારે કાયદાઓના ભાષાંતરોમાં, રાજ્ય પત્રવ્યવહારોમાં, વર્તમાન-પત્રોમાં તેમજ લોકવાણીમાં પણ તેજ શબ્દો વાપરી, ગુજરાતી ભાષામાં તેજ શબ્દો પ્રચારમાં આણવાની જરૂર છે, કે, જેથી આપણી ગુજરાતી ભાષામાં અને રાષ્ટ્રીય ભાષામાં શબ્દોનો મેળ રહી, એક જ શબ્દો વાપરતા થઇએ; એટલે તે શબ્દો ગુજરાતી ભાષામાં અપનાવી લેવાની જરૂર છે; પ્રારંભમાં તે શબ્દો અપરિચિત લખો, પણ ધીમે ધીમે તે સારા પરિચિત થઇ રૂઢ થઇ શકે, એ આ લેખનો ઉદ્દેશ છે.

૨. આવો જ પ્રયત્ન શ્રીમંત કૈ. શ્રી. સયાજીરાવ મહારાજાએ કર્યો હતો. તેમણે પણ કાયદાના, ઇંગ્રેજી શબ્દોના ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, ઉર્દુ, ફારસી, હિન્દી અને બંગાલી ભાષામાંના સમશબ્દો શોધી કાઢવા એક સમિતિ નીમી હતી; તે સમિતિએ તે દરેક ભાષામાંના શબ્દો નક્કી કરી, તેમાંથી કયા વાપરવા જેવા છે, કે, જેથી તે શબ્દો આ તમામ ભાષાઓમાં સામાન્ય રીતે એક સરખા પ્રકારે વાપરી શકાય; આ સંબંધનો શ્રીમંત મહારાજાએ "શ્રી સયાજી શાસન શબ્દ કલ્પતરૂ" એ નામનો એક દળદાર શબ્દકોશ પ્રસિદ્ધ કરાવ્યો છે; તેનાથી ભારતીય એક રાષ્ટ્રભાષા થવામાં આજે કેટલાંએ વર્ષો ઉપર તેમણે ફાળો આપ્યો છે.

૩ આ પ્રમાણે ગુજરાતી ભાષામાં એકવાર મુસલમાની રાજ્યને લીધે રાજ્યશાસન સંબંધમાં "મ મસલતદાર, જમાદાર" વિગેરે શબ્દો દાખલ થયા હતા,–મરાઠી રાજ્યના વખતમાં "ચીટનીશ," ફડનીશ ઇત્યાદિ શબ્દો દાખલ થયા હતા, અને ઇંગ્રેજી રાજ્યના સમયમાં "કલેક્ટર," "કમીશનર," "ગવર્નર" ઇત્યાદિ શબ્દો દાખલ થયા હતા, તેને સ્થાને હવે ભારતીય રાષ્ટ્રભાષામાં કેવા અને કયા શબ્દો દાખલ કરવા રાષ્ટ્રનું ફરમાન છે, તે બતાવનારો આ લેખ છે.

તા. ૧૪–૧૧–૧૯૫૨

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

સાહિત્ય અને કળા વિભાગ (૮)

## ગાંધી દર્શન

લેખક: શ્રી. ઇશ્વરલાલ ર. દવે, એમ. એ.
(આસીસ્ટંટ ડિરેક્ટર ઓફ ઇન્ફર્મેશન, સૌરાષ્ટ્ર)
સંક્ષેપ કરનાર જ. શા. જોષી

મનુષ્ય એનો આત્મા વેચતો થઈ જાય–અસત્યની પ્રતિષ્ઠા થાય એ વિશ્વનિયંતાને ગમતું નથી. માટે મહાન વિભૂતિને પૃથ્વી પર મોકલે છે. નિર્બળ શરીરના ગાધીજી આત્માની વીરતા દાખવનાર, વિશ્વ આત્મા સાથે અનુસંધાન સાધનાર વિભૂતિ.

ગાધી દર્શન ગત અર્ધશતકની આપણી મહામૂલી શ્રેષ્ઠ આધ્યાત્મિક સંસિદ્ધિ. જીવન રહસ્યનું સંશોધન કરી આત્માનુભૂતિથી એને નવું દાર્શનિક સ્વરૂપ આપી, એને સમાજના મોટા ભાગ પાસે પ્રયોગાર્થે રજૂ કરી એક નવા જીવનપથ રૂપે ગાંધીજી મૂકી ગયા છે. જીવનના અંગેઅંગને સ્પર્શી તેમાં નવુંજ પરિવર્તન કરી નાખે તે દર્શનની એક કસોટી–તેમાથી ગાંધી દર્શન પાર ઊતરે છે.

ગાંધીદર્શન પ્રાચીન છતાં નવીન–'પુરાણ'–'પુરાતન' વારસો છે. પોતાનાજ જીવનની ધન્ય પળોમાં તેમને જીવન સત્યો દેખાયાં અને પુરોગામી ઋષિઓ, પયગંબરોની વાણી, અને જીવન પ્રસંગોની પ્રેરણામાંથી પ્રતીતિના દઢીકરણનું બળ પ્રાપ્ત થયું. ગાધીજીના સિદ્ધાંતનું મૂળ સ્વાર્પણમાં: એ બલિદાન અને યજ્ઞની ભાવના આર્યોની વિશિષ્ટતા છે. ઉપનિષત્કાળમા યજ્ઞનો વિષય અને ભોક્તા 'આત્મા' પોતેજ બન્યો. ગાંધીજીએ એ કલ્પના સ્વીકારી અને અહિંસાને આત્માની પ્રગતિનું મુખ્ય સાધન માન્યું. જૈન ધર્મ, ભગવાન બુદ્ધનુ દૃષ્ટાંત પણ પ્રેરક. પ્રેમ અને દયાની અહિંસા દ્વારા ક્રિયાત્મક રૂપે રજુઆત. આ જન્મમાં અને તે પણ ધાર્મિક–બિનધાર્મિક સર્વ ક્ષેત્રોમાં અહિંસાને પ્રયોજી શકાય તે અશોકે દર્શાવ્યું. 'ભગવદ્‌ગીતા'માંથી કર્મયોગની ભાવના સાપડી. આ ઉપરાંત પુરાણુના હરિશ્ચંદ્ર આદિ, અનેક સંતોની પણ પ્રેરણા મળી. ઇસ્લામમાંથી ક્ષમાનો સિદ્ધાંત, જરથુસ્તમાંથી દૈવી અને આસુરી માર્ગોનું સ્પષ્ટીકરણ, ટોલ્સ્ટોય, રસ્કિન અને થોરો પાસેથી સંયમ, સર્વોદય, સવિનયભંગ વગેરેની પ્રેરણા મળી-

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન, નવસારી.

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૯)

## જૈન કવિ માણેક

લેખક :– ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી.

જૈન ધર્મના પૂર્વાચાર્યોએ પ્રાકૃત એટલે અર્ધમાગધી, અપભ્રંશ અને ગુજરાતી ભાષામાં વિપુલ સાહિત્ય ખેડેલું છે. કલિકાલસર્વજ્ઞ જૈનાચાર્ય હેમચંદ્રાચાર્યજી મહારાજે બારમી સદીમાં અપભ્રંશ ભાષાનું વ્યાકરણ રચીને અપભ્રંશ અને જૂની ગુજરાતી ભાષાની મહાન સેવા કરી છે. એમનો એ મહાન ઉપકાર છે. જૈન ધર્મનું સાહિત્ય તપાસવાથી સ્પષ્ટ સમજાય છે કે વિક્રમ સંવત ૧૪૧૨ ની સાલમાં ગૌતમ રાસો-ગૌતમ સ્વામીનો રાસ રચાયો. આ રાસમાં હાલમાં લખાતી–બોલાતી ગુજરાતી ભાષાનું મૂળ છે. જૈન કવિઓએ ગુજરાતી ભાષામાં ઘણું સાહિત્ય રચ્યું છે. એમાં અર્ધમાગધી ભાષાના શબ્દો આવી જાય એ સ્વાભાવિક છે જૈનકવિ માણેકમા ઉર્ફે બાઈ માણેકે ચાલુ ગુજરાતી ભાષામાં ગદ્ય તેમજ પદ્યમા ઘણું સાહિત્ય રચ્યું હતું. જૈન કવિ બાઇ માણેક એકસો ત્રણ વરસ સુધી જીવ્યાં. સંવત ૧૯૮૭ ભાદરવા સુદિ બારશ–વામન દ્વાદશીનાં રોજ મધ્યાહ્ને સૌરાષ્ટ્રની પુણ્યભૂમિમાં–રાજકોટમા એમનું નિર્વાણ થયું બાઇ માણેક જાતે દશા શ્રીમાલી જૈન વણિક હતાં. બાઈ માણેકને નાની ઉમરમા જ વેદાંતાદિના પ્રખર અભ્યાસી પરમહંસ દશાધારક મહાપુરૂષ અમરનાથજી મહારાજનો સમાગમ થયો. એમના પ્રતાપે બાઇ માણેકને આત્મ સાક્ષાત્કાર–બ્રહ્મનો અખંડ અનુભવ થયો, આત્મામાં અજવાળાં ઉઘડયાં, કવિતા ઉગી. બાઇ માણેક ખાસ કાંઈ ભણ્યાં ન હતાં. સંવત ૧૯૦૦ માં બાઇ માણેકના લગ્ન થયાં હતાં. એમનો જન્મ મોરબી રાજ્યના જડેશ્વર મહાદેવની પ્રખ્યાત જગોની નજીક આવેલ સજનપર ગામમાં સ્થાનકવાસી જૈન શ્રી. જશરાજ મહેતાને ત્યાં માગશર સુદિ એકાદશી–ગીતા જયંતિને રોજ પ્રાતઃકાલે –સૂર્યોદય સમયે થયો હતો.

બાઈ માણેકે 'ગીતાસાર', 'ભગવદ્ગીતા પ્રબોધ,' 'જૈનદર્શન'; 'જૈન પટ્ટાવલિ'. 'જગતગુરુ શંકરાચાર્યજી,' 'પુષ્પિપંથ,' 'પ્રણામી ધર્મ,' સહજાનંદ સાગ, વીરપુરના ભક્તજલારામ, બાઇ માણેકનો કક્કો, અધ્યાત્મ મહાવીર, બ્રહ્મજ્ઞાન–આત્મજ્ઞાનને લગતાં ભજનો, ધર્મ સંશોધક લોંકાશાહ, શત્રુંજય મહાતીર્થ, ગિરનાર તીર્થ, શ્રી મલ્લિનાથ મહારાજ, હરિભદ્ર સૂરિ, રામાયણ સંક્ષેપ, વગેરે રચેલું સાહિત્ય હાલ ઉપલબ્ધ છે. આમાનું કશું છપાઇને પ્રગટ થયું નથી તક મળતાં છપાશે અને તેનો પ્રચાર થશે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

સાહિત્ય અને કળા વિભાગ (૧૦)

## કચ્છી સાહિત્યની વિશિષ્ટતા

લખનાર: શ્રી. દુલેરાય કારાણી

કચ્છી વાણી એ ગુજરાતની એક પ્રાંતીય બોલી છે. કચ્છમાં મોટે ભાગે કચ્છી બોલી બોલાય છે. આમ છતાં લખવાનું તમામ કામકાજ ગુજરાતી ભાષામાં જ ચાલે છે. ગુજરાતી ભાષા જાણનાર કચ્છી સહેલાઇથી શીખી જાય છે.

કચ્છી સાહિત્ય ઘણું પુરાતન છે. હજાર વર્ષ પૂર્વેનું કચ્છી સાહિત્ય મળી શકે છે. આ માટે સંશોધનની ખાસ જરૂર છે.

કચ્છી વાણી ઘણી તેજસ્વી અને ચોટદાર છે. સ્વ. શ્રી. મેઘાણીભાઈ કચ્છી વાણીને માટે કહે છે કે :—

"કચ્છી બોલીની અંદર ત્યાંના લોકસાહિત્યમાં–એની ગીતકથાઓમાં, કથાઓમાં, કહેવતોમાં, ટુચકાઓમાં, એની કટાક્ષવાણીના સુભાષિતોમાં–સર્વમાં જે ચોટદાર, માર્મિક, અલ્પાક્ષરી વાણીપાટવ રહેલ છે તેની પાછળ ભૂમિકા છે—ત્યાંના રણવાસી, પહાડવાસી, સાગરવાસી સાહસશૂર ભૂતકાલીન પ્રજાજીવનની." ('જન્મભૂમિ' તા. ૧૯–૩–૩૬ ના કલમ કિતાબમાંથી)

કચ્છી વાણીમાં કેટલી તાકાત છે તે ભાઈ મેઘાણીના ઉપર્યુક્ત શબ્દોથી જાણી શકાશે. ભાઈ મેઘાણી કહે છે તેમ કચ્છી વાણી અલ્પાક્ષરી છે. એમાં પાંચેક સો શબ્દો તો એક જ અક્ષરના હશે. દા. ત. ભા, (ભાઇ) પે, (પિતા) ધી, (દીકરી) નોં, (પુત્રવધુ, નવની સંખ્યા, નખ) ગોં, (ગાય) મે, (ભેંસ)

આવા આવા અનેક એકાક્ષરી શબ્દો એ બોલીમાં પ્રચલિત છે. કચ્છી વાણીમાં ગુજરાતી કરતાં પણ સંસ્કૃત ને વધુ નજદીક છે. નીચેના શબ્દોથી તે જાણી શકાશે.

| સંસ્કૃત | કચ્છી | ગુજરાતી | સંસ્કૃત | કચ્છી | ગુજરાતી |
|---|---|---|---|---|---|
| અર્ક | અક્ક | આકડો | અક્ષિ | અખ | આંખ |
| કર્ણ | કન | કાન | પક્ષ | પખ | પાંખ |
| સર્પ | સપ | સાપ | કુક્ષિ | કુખ | કાંખ |

આવા તો અનેક શબ્દો કચ્છીમાં મોજુદ છે. કચ્છના સંતો, કવિયો અને લોકસાહિત્યકારોનું પુષ્કળ લોકસાહિત્ય છે. સંશોધનને અભાવે હવે તો દિવસે લુપ્ત પ્રાય: થતું જાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદ હવે આ ગુજરાતીની એક રાંકડી બહેનની પણ ભાળ લે એવી મારી વિજ્ઞપ્તિ છે.

———

## આસ્વાદ શક્તિ


લેખકઃ— ઇન્દ્રવદન કાશીનાથ દવે, એમ. એ.,
અધ્યાપકઃ ગુજરાત કૉલેજ, અમદાવાદ.


૧. આસ્વાદ શક્તિ સાહજિક આંતરવૃત્તિના ફળરૂપ છે. પ્રત્યેકમાં સૌન્દર્યને જોઇને આનંદ પામવાની વૃત્તિ છે. એમાં ભણનાર કે નિરક્ષરતાને ઝાઝો ભેદ રહેતો નથી. બાળકથી માંડીને વૃદ્ધ સુધી, ભીલ–રાનીપરજથી માંડીને નાગરસાક્ષર સુધી ભાવકતા વ્યાપ્ત છે. તેનું કારણ એ કે તે શક્તિ બુદ્ધિજન્ય કરતાં વૃત્તિજન્ય વધુ છે.

૨. તથાપિ વ્યક્તિએ વ્યક્તિએ સૌન્દર્યની ગ્રાહકતામાં ફરક રહેવાનો. તેનું પ્રમાણ વધઘટ થવાનું. વિધવિધ પ્રકૃતિનાં ચોકઠાને લીધે કે શિક્ષણ, વાતાવરણ ને સંસ્કારના ભેદને લીધે આમ બને છે. વળી બુદ્ધિ પણ રુચિક્ષેત્ર ઉપર અસર તો કરે છે જ. સૌન્દર્યગ્રહણમાં નૈસર્ગિક રસિકતાની સાથે કુશાગ્ર બુદ્ધિનું પણ એટલુંજ મહત્વ.

૩. રુચિમાં સુરુચિ કે કુરુચિ એવા ભેદ સંસ્કાર અને માનસ પગલે રહેલા છે. વળી भिन्न रुचिर्हि लोकः એ ન્યાય પણ પ્રવર્તે છે. પણ રુચિની ભિન્નતા ત્યારે જ હોઈ શકે કે જ્યારે રુચિના હેતુઓ પણ વિધવિધ હોય. બે સુંદર શિષ્ટ કૃતિઓમાં જુદાં જુદાં મરમ તત્ત્વો અન્યોન્યને જણાય એમ બને, પણ એમાં કશું જ સુંદર નથી અને તેના કરતાં તો ઇન્દ્રિયોને રમાડે એ કૃતિ વધુ સરસ છે–એમ કોઇ કહે ત્યારે તેની રુચિ સુઘડ નથી.

૪. પ્રાકૃત રુચિ કેળવી શકાય. પ્રજા એ કેળવે ત્યારે જ મહાન બને.

૫. આસ્વાદ શક્તિનાં બે મુખ્ય ઘટકતત્ત્વો : ૧. મુલાયમતા. ૨. સત્યતા મુલાયમતા રસવૃત્તિને સૂક્ષ્મને મનેજ બનાવે; સત્યતા બુદ્ધિને વિવેકશીલ ને નિર્ણાયક.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૧૨)

# સઘળી કળાઓમાં સૌથી ઉત્તમ સંગીતકળા

લેખકઃ— શ્રીમતી ખુરશેદ ટી. મુલ્લાં, મુંબઈ.

૧. સંગીત વિષે શરુઆતના બે બોલ. સંગીતની શ્રેષ્ઠતા. મનુષ્યો તથા જાનવરો પર સંગીતની સચોટ અસર. દેશની પ્રગતિ માટે સંગીતકળા ખિલવવાની જરૂર.

૨. સંગીતનો પ્રાચીન ઇતિહાસ. તેની ટૂંક રૂપરેખા. હાલમાં પ્રચલિત સંગીતની બે મુખ્ય પદ્ધતિઓ.

૩. ઉત્તર હિંદુસ્થાનનું સંગીત. તેનું મહત્ત્વ, અને તેના જુદા જુદા પ્રકારના ગીતો અને ગાયકી.

૪. સંગીતમા સમાઈ જતું ગાયન, વાદન અને નૃત્ય, યાને એ ત્રણે કળાઓનું એકત્ર નામ જ "સંગીત". વાજિંત્રો અને નૃત્યની ટૂંક સમજણ.

૫. રાગ અને રાગિણીઓ. પ્રાચીન શાસ્ત્ર પ્રમાણે તેઓનાં આલંકારિક વર્ણનો. આધુનિક ઉપયોગી થાટ રચના.

૬. તાલ અને લય (Rhytbm and Tempo) સાચાં તાલ અને લય કેમ આવડે? મહાન યોગીઓએ "લય" ના બળથી કરેલાં મહાન કાર્યો અને ચમત્કાર.

૭. સંગીત અને ભક્તિ. આ બેનો નિકટ સંબંધ. ભક્તિમય ભજનોની ભવ્ય અસર. જરથોસ્તીઓની "ગાથા."

૮. અભ્યાસ, અનુભવ અને સંશોધનના પરિણામે કરેલી નવીન શોધ. દેશી સંગીતના કેટલાક રાગો સાથે પાક અવસ્તાના કેટલાંક ભણતરોનું મળતાપણું અને તેઓ વચ્ચે થઇ શકતી સુંદર સરખામણીઓ.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૧૩)

## ગુજરાતી કાવ્યસાહિત્યમાં કેવલાદ્વૈત

લેખકઃ— ડૉ. યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી એમ. એ., પી. એચ. ડી., બી. ટી.

(૧) **ઉપક્રમ** (૨) **ગૌડપાદનો અજાતવાદ**–ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાનનો દર્શનરૂપે સમન્વય કરનાર ગૌડપાદ સર્વથી પ્રથમ–ગૌડપાદની માણ્ડૂક્યકારિકામાં રજૂ થતો અજાતવાદનો સિદ્ધાંત કે વિશ્વનું નાનાત્વ એ કેવળ મનની કલ્પના અને સત્ય અને નિત્ય તો કેવળ પરબ્રહ્મ જ. (૩) **શ્રી શંકરાચાર્યનું કેવલાદ્વૈત**–એ વધુ શાસ્ત્રીય અને વધુ સુસ્પષ્ટ દર્શન–કેવલાદ્વૈતદર્શનમાં બ્રહ્મ અનાદિ અનન્ત અને માયા અનાદિ સાન્ત–માયાનાં બે લક્ષણો આવરણ અને વિક્ષેપ–માયાને લીધે જીવનું જીવત્વ અને સંસાર અને સાધન–ચતુષ્ટયવડે જગન્મિથ્યાત્વ અને જીવબ્રહ્મૈક્યવડે મોક્ષ–આભાસવાદ, પ્રતિબિંબવાદ, અવચ્છેદવાદ અને દૃષ્ટિસૃષ્ટિવાદ (૪) **ગુજરાતી કાવ્યસાહિત્યના ત્રણ પ્રકારો** (૧) ગૌડપાદના અજાતવાદનો પ્રવાહ–અખાની કૃતિઓ–અખાનો અજાતવાદ કે બરફ અને પાણી તેમ વિશ્વ અને બ્રહ્મ વસ્તુતઃ ભિન્ન નહીં–સંસાર અને એના બંધનનું મૂળ મન અને મનોનાશ તે મોક્ષ. અખાના સમકાલીનો બૂટાજી, ગોપાળદાસ અને નરહરિ અને તેમની કૃતિઓ–ગોપાળગીતા, વસિષ્ઠસારગીતા, જ્ઞાનગીતા અને જ્ઞાનકક્કો. શ્રી. અખાજીની શિષ્યપ્રણાલિકાના લાલદાસજીથી કલ્યાણદાસજી સુધીના સંતોનું સાહિત્ય–કલ્યાણદાસજીનો અજગરબોધ–સન્તરામ મહારાજ–'સાગર'. (૨) શંકરાચાર્યના કેવલાદ્વૈતનો પ્રવાહ–આ પ્રવાહના કવિઓ ધીરો, નિરાંત, બાપુસાહેબ ગાયકવાડ, પ્રીતમ, છોટમ, ભાણસાહેબ, રવિસાહેબ, દામોદરાશ્રમ, જીવણરામ અને ભોજો ભક્ત–એમની કેવલાદ્વૈતની મહત્ત્વની સળંગ કાવ્યકૃતિઓ–ધીરાની પ્રશ્નોત્તરમાલિકા, પ્રીતમનાં જ્ઞાનપ્રકાશ ને જ્ઞાનગીતા, છોટમનું પંચીકરણ, આત્મઅનાત્મવિવેક, અજગર બોધ, ધુંધુમાર આખ્યાનસો પ્રહ્‌લાદ આખ્યાનસો અને મદાલસા આખ્યાનસો તત્ત્વસાર અને બોધબાવની, ભાણસાહેબનું હસ્તામલક, જીવણરામની તત્ત્વચાતુરી. (૩) પ્રો. મણિલાલના પ્રેમાદ્વૈતનો પ્રવાહ–આ પ્રવાહના કવિઓ–પ્રો. મણિલાલ, બાલાશંકર, 'કલાપી' ને 'સાગર'. (૫) **ઉપસંહાર**–ગુજરાતી સાહિત્યમાં કેવલાદ્વૈતનું વિપુલ સાહિત્ય.



# ·ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.



## "લૌકિક છન્દઃ શાસ્ત્ર"

લેખકઃ નાનુભાઈ રાજારામ શાસ્ત્રી, સાહિત્યતીર્થ, રત્નકેસરી, યાજ્ઞિક ભૂષણ શિરોમણી.

પ્રાચીન કાળમાં માત્ર વેદોમાં જ છન્દ હતા. વખત જતાં વૈદિક કાળમાં જ ક્રૌંચ પક્ષીના કામમોહિત જોડાંમાંથી પારધીથી એકને વીંધાયેલું જોઇને વૈદિક મુનિ વાલ્મીકિને અચાનક દૈવી વાણી સ્ફુરી, જે અનુષ્ટુપ્ છંદના નામે પ્રસિદ્ધ થઇ. વેદમાં પણ એ છન્દ એ જ નામે પ્રસિદ્ધ છે. પછી બ્રહ્મદેવના આગ્રહથી અને આશીર્વાદથી તેમની સૂચનાનુંસાર ભગવાન વાલ્મીકિએ અનુષ્ટુપ્ અને બીજા પણ કેટલાક છન્દમાં "રામચરિત" (રામાયણ) લખ્યું ત્યારથી લૌકિક છન્દની શરૂઆત થઈ. વખત જતાં એ છન્દો ઘણા નામે વધ્યા. અને સર્વસામાન્ય ૪૦ જેટલા છન્દો તો કવિઓની વાણીમાં વસવા લાગ્યા. આ લેખનું મૂળ એ "લૌકિક છન્દઃ શાસ્ત્ર" છે. વર્ષો સુધી એ છન્દો મૂળ લક્ષણમાં ન્યૂનાધિક્ય કર્યા વગર અત્યાર પહેલાં પણ ચાલતા. હમણા એક નવી પદ્ધતિ નીકળવા પામી છે. જેમાં હ્રસ્વને દીર્ઘ બનાવી શકાય અને દીર્ઘને હ્રસ્વ બોલી શકાય. માત્ર એ માટે ઉપર ઉભી–આડી લીટીની કે અર્ધચન્દ્રની નિશાની જોઇએ. બધાએ એ પદ્ધતિ અપનાવી છે. મૂળભૂત સિદ્ધાન્ત કે નિયમનો ફેરફાર કરવા જતાં ગણિત કે વિજ્ઞાનનો દાખલો કે પ્રયોગ લઇએ તો નવું જૂનું કંઇનું કંઇ બની જશે. અર્થાત્ કે એવી જગ્યાએ જેમનું તેમ (૧+૧=૨) રાખવામાં આવે છે, તો સાહિત્યમાં આમ શા કારણે થવા પામ્યું? ઘણાને કવિ બનવાની ઇચ્છા થઇ હશે, કે કવિઓને સાથી બોળવા હશે? અથવા પરિશ્રમ અને મગજમારી ઓછી કરવાની ઇચ્છા હશે! ગમે તે હોય! એથી ભલે સાહિત્ય વિકસ્યું હોય! ઘણા રસ લેતા હશે; પણ પ્રગતિને બદલે પશ્ચાતગતિ તો એ ધર્જા કહેવાય. આ લેખથી એટલું જણાવવાની ઇચ્છા છે કે જો લેખક પ્રયત્ન કરે તો આ બધા છન્દો એના મૂળભૂત લક્ષણો પ્રમાણે હ્રસ્વ દીર્ઘમાં પણ ફેરફાર કર્યા વગર બનાવી શકાય છે.—અને એ ઉદ્દેશથી જ રસક્ષતિ ન થાય તે કારણે 'નળ દમયંતી'ના ઇતિવૃત્ત પ્રમાણે ઉદાહરણો, લક્ષણો, ચરણોની સમજ, વિરામ સ્થાનો વિગેરે આર્યાથી સગ્ધરા સુધીના દરેક છન્દના જણાવીને છન્દોબદ્ધ કાવ્ય લખ્યું છે. આજ પ્રમાણે શતાલંકારિક કાવ્યો પણ પ્રયત્નથી બની શકે છે. લેખક ભાઇઓ આ વાત ખ્યાલમાં લે તો વધુ આનંદ બને. इति शिवम् ॥



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

સાહિત્ય અને કળા વિભાગ (૧૫)

## ગરબીનો ઢાળ

પ્રો. જયંત શા. જોષી એમ. એ.
(ગુજરાતીના પ્રાધ્યાપક : ગાર્ડા કૉલેજ નવસારી)

ગુજરાતના આ વિશિષ્ટ કાવ્ય–ગીત–નૃત્ય પ્રકારના મૂળ રમણીય રૂપને કથળાવ્યા વગર તેનો લય વિસ્તાર અને તેનાં ઢાળોની અનેક શાખા પ્રશાખાઓ પરંપરાથી આપણે ત્યાં રચાતાં હતાં. એ મૌખિક પરંપરા લુપ્ત થતાં ગરબીનાં મૂળ રૂપને ભુલાવે તેવાં ત્રણ દિશાના આક્રમણો અત્યારે ગરબી પર થઈ રહ્યાં છે. સંગીતના શાસ્ત્રીય રાગો અન્ય પ્રાંતનાં લાક્ષણિક લહેકાઓ અને વૈવિધ્ય શોખથી આવી શકતા પ્રયોગોથી તેનું મૂળ સંગીતમય રૂપ બગડવા લાગ્યું છે. ગરબીને લોકનૃત્યના પદેથી ખસેડનાર શાસ્ત્રીય મુદ્રાઓ, શાસ્ત્રાભારી હલનચલનો, સાધન સામગ્રીઓ વગેરેથી તેનું લોકનૃત્યનું મૂળ રૂપ અદશ્ય થતું જાય છે. ત્રીજી તરફથી ગરબીના ઢાળનો પિંગળ દૃષ્ટિએ અભ્યાસ કરી માત્રા-મેળ છંદોના ષટ્કલો કે ચતુષ્કલો શોધી તેની ઉત્થાપનિકા આપવાનો પ્રયત્ન થઇ રહ્યો છે.

હીંચ કે ચલતીના છ કે ચાર માત્રાના તાલ આધારે રચાયેલી ગરબીમાં ષટ્કલો કે ચતુષ્કલો શબ્દોના સ્વાભાવિક રીતે જ આવતા હોય છે. તો એવી દેખીતી વાતને 'દાદાદા'ની ઉત્થાપનિકાઓ આપી ગંભીર રીતે રજૂ કરવી એ નિરર્થક પ્રયાસ છે. વિશેષ તો જુદી જુદી ગરબીઓનાં ઢાળ શાથી જુદા પડે છે તે આવી તાલ આધારે રચેલી ઉત્થાપનિકાથી સ્પષ્ટ થતું નથી. ત્યાં આપણે સંગીતની મદદ લેવી પડશે. પિંગળની દૃષ્ટિ તો હજી ફક્ત લઘુગુરુ ઉચ્ચારણોના મેળ ઉપર કે નજરે પડી આવતી માત્રાઓની સંધિઓ ઉપર જ રહી છે. પિંગળ એથી અધૂરું છે એમ નહીં પણ આવો સમગ્ર નાદનો સંવાદ પકડવો મુશ્કેલ છે–કદાચ અશક્ય છે.

છંદનું મૂળ તત્ત્વ તાલ, ખટકો, કે તેને આધારે ચાલતી ગતિ :–એમ આપણે ગણતા આવ્યા છીએ. પણ છંદનું મૂળ તત્ત્વ તો છે સૂર. સૂરમય ઉચ્ચારણ નિયમિત ધ્રૂજારી ઉપજાવે છે. એવા જુદા જુદા ગુંજનાત્મક વર્ણો ઉચ્ચારાતા તેમાં ભિન્ન ભિન્ન સંવાદ દૃષ્ટિગોચર થાય છે. વેદકાલીન છંદોમાં ઉદાત્ત આદિ ગાનમય સંવાદ, સંસ્કૃત વૃત્તોમાં 'પ્રકૃતિ ને પુરુષ' સરખા લઘુ ગુરુનો સંવાદ, અને માત્રામેળમાં નિયમિતપણે ઊપસી આવતા ચતુષ્કલો સપ્તકલો આદિનો સંવાદ–તેમ આ ઉપરાંત શબ્દના અન્ય નાદતત્ત્વોનો પણ સંવાદ હોઇ શકે છે. લોકગીતોમાં આવો સંવાદ હોય છે. અને તેથી જ લોકગીતને શબ્દસંગીત કે વર્ણ સંગીત કહેવામાં આવે છે. ગરબીમાં આવો સંવાદ હોવાથી તે જેમ શાસ્ત્રીય સંગીતની મર્યાદાની બહાર છે તેજ રીતે પિંગળની મર્યાદાની બહાર છે.

આ ગરબીની વિશિષ્ટતા : (૧) છ માત્રાની સામાન્ય તાલથી જુદો પડતો હીંચનો કે ચાર માત્રાનો 'ચલતી' તાલ (૨) અવિશ્રાંત સતત ગોળ ગતિ સૂચવવાની હોય તેવી સુગવટ અને શબ્દોનું વર્ણ સંગીત. (૩) ગરબીના ઉચ્ચારણમાં અવાજના કદની ( Volume ) ની નિયમિત વધઘટ. આ ત્રણેય વિશિષ્ટતા ભાવ, વર્ણ–શબ્દ, સંગીત, નૃત્ય અને તાલ સાથે જોડાયેલી રહે છે. ગીત, નૃત્ય અને પદ્યત્વ અહીં એક રસ બની રહે છે.

આવા આ ગુજરાતના ધનના મૂળ રૂપનો સાક્ષાત્કાર કરી, સહૃદયો તેનો જીવંતપણે વિકાસ કરતા રહો.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

સાહિત્ય અને કળા વિભાગ (૧૬)

## "શ્રી મુનશીનાં સામાજિક નાટકો"

લેખક : પ્રો. ડૉ. મહેન્દ્ર ન. પંડ્યા. એમ. એ, પીએચ ડી., ડીપ. લીબ.

સામાજિક નાટકો, અને તેમાં પણ ખાસ કરીને સુખાન્ત નાટકો, લખવા માટે સર્જક પાસે સમાજ વિષે પૂરું જ્ઞાન, હાસ્યરસ પર પ્રભૂત્વ અને થોડે અંશે કટાક્ષમય વૃત્તિ જરૂરી છે; આ નાટકો લખવાનો હેતુ એકલો આનન્દ કરાવવાનો નથી હોતો; પણ સાથે સમાજનાં સમકાલિન દૂષણો પ્રત્યે ધ્યાન ખેંચવાનો અને તેને હસી કાઢી, નાબૂદ કરવાનો પણ, આશય અસ્તિત્વ ધરાવે છે. પણ આમ કરવામાં કોઈ વખત હાસ્યરસ અને કટાક્ષ કડવાં થઈ જાય છે, પાત્રાલેખન અને નાટકની વસ્તુની ગૂંથણી અનિચ્છનીય બની જાય છે અને નાટક જે ભાવનાને વર્ણવે છે (नाटय भावानुकीर्तनम्) તે ફક્ત વ્યંગચિત્રો અને નાટયકારના ક્રોધથી ભરપૂર બને છે. · આ ભયચિહ્નોથી શ્રી. મુનશીનાં નાટકો અલિપ્ત છે "ડૉ. મધુરિકા", "છીએ તેજ ઠીક છીએ", "કાકાની શશી", આ નાટકો પરથી ઉપરના મુદ્દાઓનું સત્ય જોઈ શકાય છે. તેમનાં નાટકો કટુ સત્ય કહેવાનું, માણસને પોતાની ભૂલ બતાવી પ્રગતિ પ્રતિ લઈ જવાનું કાર્ય જૂદે જૂદે અંશે પણ સફળતાપૂર્વક કરે છે. નાટક અને રંગભૂમિને તેમણે એક નવીન પન્થે દોરી જવાનો પ્રયત્ન કર્યો છે. પહેલાંનાં નાટકોમાં જેમ અંક આવતા, ગીતો આવતાં, આશીર્વચન આવતાં, આ સર્વે પૂર્વકાળની સીમાએ તેમણે, પાશ્ચાત્ય અને પ્રગતિમય નાટકોની છાયા હેઠળ, ઓળંગી છે અને એકાંકી નાટકો ને સમતોલ આવે એવી પણ કૃતિઓ સર્જી છે. એમનાં સ્ત્રી પાત્રો પણ ચેતનવાળાં અને બુદ્ધિશાળી, સ્વતંત્ર અને વ્યક્તિપૂર્ણ વાસ્તવિક છતાં હેતાળ દેખાયાં છે અને તેમાં તે આજનાં સ્ત્રીઓને મળતાં આવે છે. તેમનાં નાટકોમાં એક પ્રકારનું વૈવિધ્ય છે જેથી भिन्न रुचिर्लोकः પણ તેમાંથી રસિકતા ગ્રાહ્ય કરી શકે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

<u>સાહિત્ય અને કળા વિભાગ</u> (૧૭)

## સાહિત્યમાં માનવતા

લેખક : શ્રી દુર્લભ કુમાર ગાંધી, બી. એ, મુંબઇ.

સદાય પ્રગતિ ઝંખતો માનવી પ્રપૂર્ણતારૂપી મંદિરીયે પહોંચવા અનાદિકાળ ભગીરથ તપશ્ચર્યા આદરી રહ્યો છે. પ્રગતિને રાહે ધસમસતી માનવતાની આ આગેકૂચ વિસામાનું માત્ર એક જ સ્થાન છે.—ધર્માચાર્યો, પયગંબરો અને આર્યદ્રષ્ટાઓએ ... મોક્ષનું નામ આપ્યું છે. આ મોક્ષ એટલે સર્વવ્યાપી મુક્તિ; આવરણ, અંધકાર અને બંધનમાત્રમાંથી મુક્તિ. મોક્ષના મહાસાગરની તુલનામાં સ્વદેશની આઝાદી ભલેને એક બિંદુમાત્ર હોય, પરંતુ એ અનિવાર્ય આવશ્યક અંગ છે. ગુલામોને મોક્ષ ન હોય. આર્થિક ચુંગાલમાં ગુંચવાએલ પ્રજા પણ આ મહાન પુરૂષાર્થની અધિકારી નથી બની શકતી. ભૂખી પ્રજા કદી મહાન ન બની શકે. વૃત્તિઓના દાસો માટેય પ્રપૂર્ણતાના મંદિરમાં સ્થાન નથી. આમ, પ્રજાને મોક્ષગામી કરતી સંસ્કૃતિ, પ્રજાને રાજકીય તેમજ આર્થિક ચુંગાલમાંથી મુક્તિ અર્પનારું સાહિત્ય જ જગતમાં સાચી માનવતા પ્રકટાવી શકે. આ દિશામાં દુનિયા-ભરના વાઙ્મયમાં અનેકવિધ પ્રયત્નો થયા છે. આપણે ત્યાં વાલ્મિકી અને વેદવ્યાસથી માંડીને ન્હાનાલાલ, ટાગોર, વિનોબાજી અને મુનશીજીએ માનવતાના વિવિધ અંગોનાં વિસ્તૃત વિવરણ કર્યાં છે. મહાવીર, બુદ્ધ, રામ, કૃષ્ણ, ગાંધીજી, રમણ મહર્ષિ આદિ ભારતની વિરાટ માનવતાનાં પ્રતિકો છે. પશ્ચિમમાં પ્લુટાર્ક, મેશીઆવેલી, શેકસપિયર, માર્કસ, રસેલ, બર્નાર્ડ, શો અને વુડરો વિલ્સને આલેખેલ માનવતાના પ્રતિકરૂપે સિકંદર, નેપોલિયન, સિઝર, હિટલર, મુસોલીની, લેનિન, સ્ટેલિન, લિંકન આદિ ગણાવી શકાય એક તરફ તપ, તત્ત્વજ્ઞાન, અને ત્યાગ છે; બીજી તરફ પુરુષાર્થ છે, ભેદ, વિજ્ઞાન, અને દંડ છે. આ બન્નેનો મંગલ સમન્વય સધાય તો ભેદ અને દંડ જાય, અને તપ, ત્યાગ તેમજ પુરૂષાર્થની ત્રિવેણી આપણા 'એક વિશ્વ'ના સ્વપ્નને સત્વર સિદ્ધ કરી શકે. આમ માનવીનું સર્વોચ્ચ સ્વપ્ન શ્રેષ્ઠ સાહિત્યના ઉત્કૃષ્ટ સંસ્કરણ વડે જ સિદ્ધ થવાનું. સાહિત્યાચાર્યો! વિશ્વશાંતિ તલવારથી નહીં કિન્તુ કલમથી સર્જાશે, પરંતુ તે પહેલાં તમારે મ્હેં ઉપર કહ્યું એવું સાહિત્ય સર્જવું પડશે છેવટે, (નગુણા) મહાગુજરાતના કવીશ્વર ન્હાનાલાલની એક પંક્તિ થકી વિરમીશ:

"હાર્યાં જીત્યાં કુરૂક્ષેત્રો નથી કંઈ હારજીત એ;<br>
હારે-જીતે સંસ્કૃતિઓ સાચી એ હારજીત છે."

---

# કુંવરબાઈનું મામેરૂં

લેખક : ચૈતન્યબહેન જ. દિવેટીઆ, એમ. એ.

પ્રેમાનન્દ કૃત 'કુંવરબાઈનું મામેરૂં' એ ગુજરાતી જનતામાં અતિ પ્રસિદ્ધ કૃતિ છે. મામેરૂં એ પ્રેમાનન્દની સર્વોત્તમ કૃતિઓમાંનું એક છે. કાવ્યની રસ સમૃદ્ધિ, ભાવાનુકૂળ તેમજ રસાનુકૂળ કાવ્યભાષા, વાતાવરણની સચોટતા, તાદશ શબ્દચિત્રો, સુરેખ તેમજ જીવન્ત પાત્રસૃષ્ટિ અને સુશ્લિષ્ટ પ્રમાણુવિવેક આ સર્વ ઉચ્ચ કલાપ્રતિભાનું અહીં દર્શન થાય છે. મામેરૂં એટલે સર્વાંગ સુંદર રસભરપૂર કાવ્ય. કવિની કલમ અહીં સોળે કળાએ ખીલી ઉઠી છે.

'મામેરા'માં ભક્તિનો અદ્દભુત મહિમા બતાવ્યો છે. નાગરસ્ત્રીઓની ઠઠ્ઠા મશ્કરી તેમજ વેલના વર્ણનમાં હાસ્ય નિષ્પન્ન કર્યું છે. કુંવરબાઇની મનોવ્યથા બતાવી કરૂણરસ વહાવ્યો છે. છતાં એ સર્વ સાથે જે અકલ્પ્ય શાન્તિ અને તદાકાર વૃત્તિ નરસિંહના હૃદયની જોવામાં આવે છે તેમાં એ ઉચ્ચ જીવનની શ્રેષ્ઠતા બતાવી ભક્ત હૃદયની દઢ ઈશ્વર શ્રદ્ધાનું માહાત્મ્ય સિદ્ધ કર્યું છે. છતાં કાવ્યના આદિ, મધ્ય તેમજ અંતમાં અદ્દભુત રસ રમી રહ્યો છે. આદિમાં રાસલીલાના દર્શનમાંથી નરસિંહને થએલી કાવ્યસ્ફુરણા એ પ્રસંગ અદ્દભુત છે. મધ્યમાં મલ્હાર રાગના ગાનથી વરસાદની વૃષ્ટિ એ પ્રસંગ તેમજ અંતમાં આકાશમાંથી પંચરંગી કપડું પડે છે તે સર્વ પ્રસંગો અદ્દભુત છે.

આ સર્વ અદ્દભુત ઘટના સાથે કાવ્યનો વિકાસ જ્યાં પરાકાષ્ઠાએ પહોંચે છે તે પ્રસંગ દામોદરદોશી અને કમળાશેઠાણીનું મંડપમાં પ્રગટ પધારવું તે છે. સંસારી જનોના ઉપહાસની પરાકાષ્ઠા થતાં તેમજ ભક્તહૃદયની આર્દ્ર પ્રાર્થના અને શરણાગત્ ભાવના તીવ્ર બનતાં પ્રભુ સાક્ષાત પધારે છે આ મુખ્ય પ્રસંગ પણ અદ્દભુત રસિક છે.

મામેરામાં એ સમયના ગુજરાતી સમાજનું દર્શન કવિએ કરાવ્યુ છે. આવા પ્રસંગે ગરીબ ઘરની પુત્રીના હૃદયની સ્થિતિ તે પિતૃકુળની લજ્જા અને શ્વસુર પક્ષનો વાણી પ્રહારનો ભય છે. સ્ત્રી હૃદયની કોમળતાની આકરી કસોટી છે. અને તે સાથે સ્ત્રીઓ જ સ્ત્રીઓના જીવનને કચરે છે, દબાવે છે અને રૂંધે છે એથી હૃદય દ્રાવક બીજું શું હોઈ શકે ? સ્રી સ્વાતંત્ર્યના આધુનિક જમાનામાં સમાજના જે જે થરમાં આવી રૂઢિઓ પ્રચલિત હોય તે સર્વ શું અદશ્ય થવાની જરૂર નથી ? આવાં કાવ્યો વાંચીને સ્ત્રીઓએ વડસાસુ બનવાના કોડ સેવવા જોઇએ નહીં તેમજ રંક કુંવરબાઈની મનોદશાનો અનુભવ કોઈ સ્ત્રીહૃદયને થાઓ નહીં એજ શુભેચ્છા.

———

# ભાષા અને બોલી

લેખક : કેશવરામ કા. શાસ્ત્રી

૧. અર્થની દૃષ્ટિએ ભાષા અને બોલીમાં કશો ભેદ નથી.

૨. એક જ ખંડમાં, એક જ દેશમાં, એક જ પ્રાંતમાં આમ છતાં ઉચ્ચારણ ભેદ-વ્યાકરણ ભેદ-આદિ મળી આવે છે. એક નહિ પણ આવા અનેક ભેદ હોય છે.

૩. આવા બધા ભેદ 'બોલી' એવા નામથી સ્વીકારવામા આવે છે.

૪. તેને પ્રાંત વગેરે આવી અનેક બોલીઓમાંની હરકોઇ એક કેંદ્રમાં સ્વીકારાઇ સાહિત્યની વાહક બને છે એમાં કેટલીક કૃત્રિમતા પણ સ્વીકારવામાં આવે છે. આવી રીતે સાહિત્યનું વાહન બનવાથી એ શિષ્ટમાન્ય સ્વરૂપ પામી 'ભાષા'ની સંજ્ઞા પામે છે. આમ ભાષા એ બોલી કે બોલીઓથી ભેદ પામે છે.

૫. બોલીઓ જુદા જુદા પેટા પ્રાંત પ્રમાણે પણ હોય છે, તો જુદા જુદા માનવ કુલો-જ્ઞાતિઓ-ધાર્મિકયૂથો વગેરેની પણ હોય છે.

૬. બોલીઓ સાહિત્યકીય ભાષાને પોષણ આપી સમૃદ્ધ કરે છે, તો સાથોસાથ સાહિત્યકીય અસર નીચે હ્રાસ પણ અનુભવે છે

૭. ભાષા શિક્ષણનું માધ્યમ બનતી હોઇ કેળવાયેલા વર્ગમાંની બોલીઓ કેટલાય સંયોગોમાં લુપ્ત થઇ જાય છે.

૮. સૌંદર્યની દૃષ્ટિએ, બોલીઓમાં સ્વાભાવિકતા હોઇ મધુરતાનું તત્ત્વ સાચવી રાખે છે; 'ભાષા'માં એ માધુર્ય ઉછીકુંજ હોય છે.

૯. પ્રધાન ભાષા અને બોલીઓનો કૌલિક સંબંધ એની રૂપ-રચનામાં મૂર્ત થાય છે. વાક્પ્રક્રિયા એમાં સહાયક બને છે.

૧૦. શબ્દકોશ ભાષા અને બોલીનો સંબંધ બનાવવામાં નિયામક કદી બની શકનો નથી, કેમકે ખાસ કરીને સરહદની બોલીઓમાં સરહદની બેઉ બાજુની 'ભાષા'ના શબ્દો વપરાતા જોવામાં આવે છે.

(પાછળ)

૧૧. ભાષા અને બોલીઓનો સંબંધ આમ વ્યાકરણથી પકડી શકાય છે

૧૨. ભાષા અને બોલીઓના સંબંધમાં આ ઉપરાંત કૌલિકતા પ્રધાન ભાગ ભજવે છે.

૧૩. બોલીઓના હ્રાસમાં રાજકીય પરિસ્થિતિ મોટે ભાગે ભાગ ભજવે છે. જુદે જુદે સમયે રાજકીય એકમો ભૌગોલિક વ્યાવહારિક આર્થિક આદિ કારણોથી રચાય છે અને તેથી એ એકમમાં બહુમતીએ ભાષા સ્વીકારાઈ હોય તેનું પ્રભુત્વ વધતા, પ્રથમ શબ્દકોષથી, પછી વાક્યપ્રક્રિયાથી, અને છેલ્લે છેલ્લે રૂપ રચનાથી આક્રમણ થાય છે ને તેથી તેને સ્થાનેની બોલીઓમા સાંકર્ય અને પરિણામે મૂળ તત્ત્વના નાશ સાથે નવા તત્ત્વની વ્યાપકતા ઘર કરી મૂળ બોલીને નષ્ટ કરી નાખે છે.

૧૪. ભાષા અને બોલીઓના કૌલિક સંબંધમાં નિર્ણય લેતી વેળા આનુવંશિક સંબધો પ્રધાનતા ભોગવે છે. એને ભૌગોલિક વ્યાવહારિક આર્થિક વગેરે સંબધો સહાય માત્ર કરે છે.

૧૫. એના ઉપર આક્રમણ કરનાર તત્ત્વ તો રાજકીય સગવડ છે. ઘણા સંયોગોમાં રાજકીય સગવડ કૃત્રિમ રીતે લદાવાને કારણે બોલીઓ નષ્ટ થાય છે.

૧૬. ભાષાઓ કરતા દેશની સંસ્કૃતિનું તત્ત્વ જાણવામાં બોલીઓ વિશેષ ઉપકારક છે.

૧૭. બોલીઓ એ અશુદ્ધ છે અને ભાષાએ શુદ્ધ છે એમ કહેવું એ ભાષાજ્ઞાન-તત્ત્વનું અજ્ઞાન છે. વાક્યપ્રક્રિયા અને રૂપરચના એના સ્વાભાવિક સ્વરૂપમાં બોલીઓમાં સચવાઈ રહેતી હોય બોલીઓએ એનું શુદ્ધ પ્રાકૃતિક સ્વરૂપ છે, ભાષામાં કૃત્રિમતા દાખલ કરવામાં આવતી હોય કેટલાય દાખલાઓમાં એમાં શુદ્ધ સ્વરુપને બદલે ઓપવાળું સ્વરૂપ જ દેખાતું હોય છે.

૧૮. ઉચ્ચારણની સ્વાભાવિકતા તો માત્ર બોલીઓમાં જ છે.



# ' મેઘાણીભાઈ—વિવેચક '

લેખક : પ્રો. ડી. પી જોષી એમ એ

( સંસ્કૃતના પ્રાધ્યાપક, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટ )

સંક્ષેપ કરનાર : જયંત શા જોષી

મેઘાણીભાઇ એક વ્યકિત ન હતા પણ એક સંસ્થા હતા. ધીર, ગંભીર છતાં આમજનતા પણ રસ પૂર્વક માણી શકે એવું વિવેચન તેમનું હતું.

જીવનનો અનુભવ એમને મતે કોઈ પણ સાહિત્ય ઈમારતનો પાયાનો પત્થર corner stone છે. સાહિત્યમાં ૯૦ ટકા જીવનનો અનુભવ અને માત્ર દશ ટકાજ કલ્પનાની જરૂર છે. જાતને છેતરીએ છીએ એ લેખમાં તેઓ લખે છે, "નિજાનંદ ખાતર લખતા હો તો પછી છપાવો છો શા માટે ? કલા ખાતર નથી લખતા તો કઢંગાઇ માટે લખો છો ?" લેખક થતા પહેલાં ઉંડો જીવન અનુભવ અને અભ્યાસ, અને તે વ્યક્ત કરવાની એક વિશિષ્ટ પ્રકારની હથોટી સાહિત્ય સર્જનની અનિવાર્ય જરૂરિયાત છે. એ તમામ લેખક થવાની મહત્વાકાંક્ષા સેવતા માણસોએ સમજી લેવા જેવી વાત છે ઉત્તમ સાહિત્ય કોણ સર્જી શકે? "ભવાં ચઢાવીને અન્ય સૌને ડરાવનાર તુચ્છકારનાર બુદ્ધિપ્રધાન અક્કડ માણસ નહિ પણ સદા ઉષ્ણ માનવતાથી પોતાની આસપાસનાં માનવીઓને નિહાળનાર સહૃદય માણસ." કવન કે લેખનની સચ્ચાઈ એ પ્રતિભાનું સાચું લક્ષણ છે-મૌલિકતા માત્ર નહીં

પાત્રોની ગતિને સ્વાભાવિકતા આપનારૂં તત્વ તો છે 'જીવનનો સમાન અધિકારો સંગ્રામ પટ". એ વાસ્તવિકતા. પરંતુ જીવન જેવું દેખાય છે તેવુંજ ચીતરવું એવો નર્યો વાસ્તવવાદ—crude realism'—કદી સાહિત્ય બની શકતો નથી. મારા મત પ્રમાણે Literature is a reflaction of life on the mirror of Art' એ સાહિત્યની સાચી વ્યાખ્યા હોઈ શકે. સાહિત્યનો મર્મ અનુકરણ immitation નહિ પણ 'ધ્વનિ'— Indication છે. વાસ્તવવાદ તો આપણને કણીઆને ત્યાંથી આવેલા દાણા કાચાને કાચા ખાવાનુંજ કહે પણ મનુષ્યની સૌન્દર્યમિમાંસાજ એને તેમાંથી સુંદર અને સ્વાદિષ્ટ ભોજન બનાવવા પ્રેરે છે.

જમાનાના વાતા પવનને ઝપાટે ચઢી ઐતિહાસિક સામાજિક કે ક્રાન્તિ છાપની કૃતિઓ લખીએ છીએ માટે જ શ્રી મેઘાણી ઘણા પ્રગતિશીલોને કડવા બનીને ટકોર કર્યા જ કરે છે. "સાહિત્યકારની સામે પ્રશ્ન એ નથી કે તું પ્રગતિશીલ છે? પ્રશ્ન આ છે કે તારી અનુભવ મુડી કેટલી છે? તેં માનવીની માનવતાનું દર્શન કર્યું છે? આજની ભૂમિકા બલ્કે સદાની સાહિત્યની ભૂમિકા—માનવતા (Humanism)ની જ રહેશે. અન્ય સૌ isms આ એક humanism ની જ ચકાસણીએ ચડી ચડીને સાહિત્યના મનોરજ્યમાં આકાર ધરશે. "એક ગીતમાં શોષિત વર્ગનો નામ નિર્દેશ છે માટેજ કંઈ એ સાચું ગીત નથી બની જતું ને બીજા ગીતમાં નદી કે કોયલનુ સમભાવથી પ્રેરિત વર્ણન છે તેટલાથીજ તે ગીત કંઈ મટી જતું નથી. બન્નેની પરીક્ષા તો એ હોવી જોઈએ કે લાગણીની સચ્ચાઈ શામાં વધુ છે? રસનું ચિરગુંજન એમાંની કયામાં છે? જીવન પર માર્મિક પ્રકાશ નાખતી દષ્ટિ શામાં છે?

પ્રસિદ્ધિ માટે અધીરા બનતા લેખકોને મેઘાણીભાઈ વધુમાં વધુ સમારકામ કરવાની સલાહ આપે છે. અર્થઘન કવિતા માટે કઠિનતાને જ કવિતાનું સુલક્ષણ' માનનારી દૃષ્ટિની તેઓ ટીકા કરે છે. "કવિતાનું કામ કસરત કરાવવાનું નથી. નિત્ય નિત્ય નવી નવી કસરતો કરાવતી કામિનીનો કોડીલો કંથ થવાનું તો મને લાગે છે કે એ અર્થઘન કવિતાનો લેખક પણ પસંદ નહિ કરે.

"ફૂલમાં જે સ્થાન સુગંધનું છે, કન્યાના દેહમાં જે સ્થાન લાલીનું છે તે જ સ્થાન લખાણમાં શૈલીનું છે."

મેઘાણીના વિવેચનનો સર્વોત્કૃષ્ટ ગુણ અભય. ઉડાઉ elusive વાકયોમાં પોતાને ઢાંકતી નિષ્પ્રાણ તટસ્થતા' તેમને પસંદ નથી.

આમ શ્રી મેઘાણીભાઈના વિવેચન સાહિત્યમાં મુખ્ય અંગો તે ઊંડો અભ્યાસ, નિવ્યજિતા, અને અભય, ધંધા તરફની એક નિષ્ઠ વફાદારી સ્વયંભુ સૌન્દર્ય દષ્ટિ અને બની શકયો તેટલો સમકાલીન વિશ્વસાહિત્યનો સજીવ સંપર્ક એ ગુણો છે પણ આ ગુણોથી પર એવો જે ગુણ તે સમકાલીન યુગ બળો સાથેનું સહજીવન છે. મેઘાણીભાઈ અનંત સ્વપ્નોના વિહારી હોવા છતાં 'અપના ઘર ને કદી નથી ભૂલ્યા. એમાં જ એમના વિવેચન સાહિત્યની શું સમગ્ર સાહિત્યની સફળતાની ચાવી છે

# નાટયકાર શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

લેખક : ભાઈલાલ પ્ર કોઠારી, એમ. એ.,
ગુજરાતી વિભાગ, સયાજીરાવ યુનિવર્સિટી, વડોદરા.

ગુજરાતભરમાં અત્યારે આપણે રંગભૂમિ શતાબ્દિ ઉજવી રહ્યા છીએ. છેલ્લાં સો વર્ષની રંગભૂમિની પ્રવૃત્તિની સમીક્ષામાં અત્યારના ગુજરાતને ઘડવામાં જે પ્રેરક બળોએ ભાગ ભજવ્યો છે તેમાં નાટકનું સ્થાન સંસાર સુધારાના ક્ષેત્રમાં જ આવે.

પણ એ કાળમાં આપણે માત્ર સંસાર સુધારાની પ્રવૃત્તિ કરીને જ અટકી ગયા ન હતા. આપણા ધાર્મિક ક્ષેત્રે પણ નવજાગૃતિ પ્રવેશી હતી. મિશનરી પ્રવૃત્તિના પ્રતિકારરૂપે તેમ સ્વધર્મ રક્ષણાર્થે પણ આપણે ત્યાં કેટલીક સંસ્થાઓનો જન્મ થયો હતો. એમાં ગુજરાતમાં શ્રીમદ્ નૃસિંહાચાર્યે તથા સૌરાષ્ટ્રમાં શ્રીમદ્ નથુરામ શર્માએ આપણા સનાતન હિંદુ ધર્મને સજીવન કરવામાં ગણનાપાત્ર ફાળો આપ્યો છે.

શ્રી નૃસિંહાચાર્ય સ્થાપિત શ્રેયસ્સાધક અધિકારી વર્ગે કેવળ સામાન્યો ને જ નહિ પણ ગુજરાતના બુદ્ધિપ્રમાણો (Intellectuals) ને પણ આકર્ષ્યા છે. એણે સામાન્ય માનવીનો વિચાર કરી તેની ભૂમિકા પર રહી તેનામાં ધર્મદૃષ્ટિ જાગૃત થાય એવાં જે નવાં ઉપકરણો યોજ્યાં તેમાં ગુરુપૂજન, ધારણા ધ્યાન વગેરે ઉપરાત આબાલવૃદ્ધ સૌની ચિત્ત પ્રસન્નતા સધાય એવાં પ્રભુભક્તિ અને ગુરુભક્તિનાં ગીતો, ભજનો, રાસ, સંવાદ વગેરેનો સમાવેશ થાય છે.

શ્રેયસ્સાધક અધિકારી વર્ગના આચાર્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીએ વાર્ષિક જયંતી ઉત્સવ નિમિત્તે સાધકજનને આનંદ સાથે ધર્મનીતિનો બોધ મળે એ હેતુથી પુરાણોની કથાઓ ઉપરથી તથા કેટલાક કાલ્પનિક એમ સારી સંખ્યામાં સંવાદો રચ્યા છે ધર્મકાર્યમા નાટકના સાહિત્ય સ્વરૂપનો ઉપયોગ આટલી વ્યાપક રીતે કોઈપણ સંસ્થાએ કર્યો હોય તો તે આ જ સંસ્થા છે.

સાહિત્યમાં ન્હાનાલાલ કવિનું સફળ અનુકરણ કરનારા વિરલ કવિઓમાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનું ગણનાપાત્ર સ્થાન છે એ હકીકત ઘણાને નવી લાગશે. એમના 'સાધન દર્શન' અને 'સંધ્યાબળ' એ બે સંવાદો ડોલનશૈલીના સુંદર નમૂના છે.

છંદ સિવાયની કાવ્ય રચનાને ઊતરતી પંક્તિની ગણવાના એ યુગમાં પણ આ વર્ગ તરફથી રજૂ થતા કાર્યક્રમોમાં અછાંદસ કાવ્યો મોટા પ્રમાણમાં રજૂ થતાં હતાં. એટલું જ નહિ પણ આ સંવાદોના ગીતોના ઢાળ પણ રંગભૂમિનાં લોકપ્રિય બનેલાં ગાયનો પરથી લેવામાં આવ્યા છે, અને છતાં પણ એ સૌ દ્વારા સુંદર વિચાર અને ઉચ્ચ ભાવના રજૂ થઈ શક્યાં છે.

આ સૌ સંવાદોને એકાંકીની કલાદૃષ્ટિએ તપાસીએ તો તેમાં કદાચ તે ઉણા ઉતરે પણ એ સામગ્રીની યોજના ઉત્સવપ્રીત્યર્થ હોઈ એની રચના પાછળ નાટકના બધાજ સિદ્ધાંતોના પાલનની સંપ્રજ્ઞાન પૂર્વકની વિચારણા ન હતી. વર્ગના સાધકજનોને રંજન દ્વારા ધર્મનીતિ વિષયક બોધ મળે એજ મુખ્ય લક્ષ્ય હતું. અને છતાં પણ કેટલાક સંવાદો એવા છે જેમાં વસ્તુ, પાત્રાલેખન, ક્રિયાવેગ નાટયસંઘર્ષ વગેરે નાટકનાં આવશ્યક અંગો જોવા મળે છે.

આજે એ સંવાદનામી એકાંકીઓનું મૂલ્ય કલાદૃષ્ટિએ ભલે ઓછું હોય પણ ઇતિહાસ દૃષ્ટિએ મહત્ત્વનું છે. આમ અનેક દૃષ્ટિએ તપાસતાં શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનું નામ આપણા સાહિત્યમાં ગણનાપાત્ર છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૧)

લેખક: શ્રી. કાઝીસૈયદ નૂરૂદ્દીનહુશેન
જુમા મસ્જીદ—ભરૂચ

"જઝિયા કર વિષે શહેનશાહ ઔરંગઝેબે પોતાના ૩૦ જુલુસ (રાજ્યાભિષેક)ના સમયમાં, નવસારી કસ્બા તથા સુરત જિલ્લાના રહેવાસીઓ હરિભટ, કૃષ્ણભટ, વગેરે બ્રાહ્મણો ની અરજ પરથી તપાસ કરી, જઝિયા વેરામાંથી મુક્તિ આપવા માટે બહાર પાડેલા ફરમાન પર નિબંધ."

આ ફરમાન તા. ૨૫ ઝીલકદ માસમાં ૩૦ જુલુસ (હી. સ. ૧૦૯૮)ના અરસામાં નવસારી કસ્બા, તાબે ગુજરાતના જરૂરી કામના મુસદ્દીઓ (કર્લાકો) પર વઝીર અસદખાનની મોહોરવાળો ફરમાન એ મતલબનો મોકલાયલો કે, શહેનશાહની હજુરમાં, વડી અદાલત ના મુતસદ્દીઓ મારફતે, એવું જાહેર કરવામાં આવેલું કે, નવસારી કસ્બાના હરિભટ, કૃષ્ણભટ, તથા સૂરત જિલ્લાના મોજે વેડછા, આમડી, તથા અથામાના રહેવાસીઓ રણછોડ, હરિશંકર ને કલ્યાણજી બ્રાહ્મણો ભિક્ષુક વર્ગના છે ને તેમના જિલ્લાના મુસદ્દીઓ જઝિયા વેરો વસૂલ કરવા બળજબરી કરે છે. જેથી તેમને એમાંથી મુક્તિ આપવા મહેરબાની ફરમાવવી. શહેનશાહે એ પરથી તપાસ કરી હોદ્દેદારોને સલાબતખાન તથા મુઅતમીદખાનની મોહોરથી હુકમ જાહેર કરી, વઝીર અસદખાનની મહોરનું ફરમાન બહાર પાડેલું કે, જો તપાસ કરતાં તેમની ફરિયાદ ખરી જણાય તો, તે મુજબ તેમને એ કરમાંથી રાહત આપવી. જો તેથી ઉલટું જણાય તો (એટલે કે તેઓ ભિક્ષુક વર્ગ નથી ને બીજો ધંધો કરે છે) તો તે પ્રમાણે અમલ કરવો (એટલે કર વસુલ લેવા તજવીજ કરવી.)



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૧)

લેખક: શ્રી. કાઝીસૈયદ નૂરૂદ્દીનહુશેન
જુમા મસ્જીદ—ભરૂચ

"જઝિયા કર વિષે શહેનશાહ ઔરંગઝેબે પોતાના ૩૦ જુલુસ (રાજ્યાભિષેક)ના સમયમાં, નવસારી કસ્બા તથા સુરત જિલ્લાના રહેવાસીઓ હરિભટ, કૃષ્ણભટ, વગેરે બ્રાહ્મણો ની અરજ પરથી તપાસ કરી, જઝિયા વેરામાંથી મુક્તિ આપવા માટે બહાર પાડેલા ફરમાન પર નિબંધ."

આ ફરમાન તા ૨૫ ઝીલકદ માસમાં ૩૦ જુલુસ (હી. સ. ૧૦૯૮)ના અરસામાં નવસારી કસ્બા, તાબે ગુજરાતના જરૂરી કામના મુસદ્દીઓ (કર્લાર્કો) પર વજીર અસદખાનની મોહોરવાળો ફરમાન એ મતલબનો મોકલાયલો કે, શહેનશાહની હુઝુરમાં, વડી અદાલત ના મુતસદ્દીઓ મારફતે, એવું જાહેર કરવામાં આવેલું કે, નવસારી કસ્બાના હરિભટ, કૃષ્ણભટ, તથા સૂરત જિલ્લાના મોજે વેડછા, આમલી, તથા અબ્રામાના રહેવાસીઓ રણછોડ, હરિશંકર ને કલ્યાણજી બ્રાહ્મણો ભિક્ષુક વર્ગના છે ને તેમના જિલ્લાના મુસદ્દીઓ જઝિયા વેરો વસૂલ કરવા બળજબરી કરે છે. જેથી તેમને એમાંથી મુક્તિ આપવા મહેરબાની ફરમાવવી. શહેનશાહે એ પરથી તપાસ કરી હોદ્દેદારોને સલાબતખાન તથા મુઅતમીદ-ખાનની મોહોરથી હુકમ જાહેર કરી, વજીર અસદખાનની મહોરનું ફરમાન બહાર પાડેલું કે, જો તપાસ કરતાં તેમની ફરિયાદ ખરી જણાય તો, તે મુજબ તેમને એ કરમાંથી સહૂત આપવી. જો તેથી ઉનટું જણાય તો (એટલે કે તેઓ ભિક્ષુક વર્ગ નથી ને બીજો ધંધો કરે છે) તો તે પ્રમાણે અમલ કરવો (એટલે કર વસુલ લેવા તજવીજ કરવી.)



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૨)

લેખક :— શ્રી કાઝીસૈયદ નૂરૂદ્દીન હુસેન
જુમા મસ્જીદ—ભરૂચ.

ભરૂચ શહેરનાં કેટલાંક ઐતિહાસિક સ્થળો. ઇ. સ. ૧૧ મા સૈકાથી ઈ. સ. ૧૮ મા સૈકા દરમ્યાનના–ટૂંક હકીકત.

### હિંદુ સમય

૧ જુમામસ્જીદ—આશરે ૧૦૦૦ વર્ષ. બાંધણી સિદ્ધરાજ જયસિંહના જમાનાના શહેરના કોટ જેવી–જૈન પ્રબંધ-પ્રભાવચરિત્રમાં મુનિશ્રીની શકુનિકાવિહારવિષેની નોંધ, લેખકના દાદા મહુંમ કાઝી સૈયદ એહમદ હુસેનની નોંધપોથી ૧૫૦ વર્ષની નોંધની હકીકત તા. હી. ૪૫૮માં પ્રાપ્ત થયા વિષેની તા. હી. ૭૨૧/૧૩૨૧ ના શિલાલેખની હકીકત.

૨ શહેરના કોટ-આશરે ૧૦૦૦ વર્ષ- કોટની ચતુર્દિશા, કોટ-દરવાજાઓ વગેરેની નોંધ- હી. ૯૪૦/૧૫૩૩ના શિલાલેખની નોંધ વગેરે.

### મુસ્લિમ સમય

૩ મદ્રેસા મસ્જીદ આશરે ૯૦૦ વર્ષ હી. ૪૩૦/૧૦૩૭ની નોંધ જૂની નોંધપોથીમાં- બે-ફારશી શિલાલેખોની તખતીઓ હી. ૧૦૧૮/૧૬૦૯ નવાબ મુસ્તુઆખાન ઉ. શેખ ફરીદના સમયની.

૪ શહેરની ઈદગાહ ૭૨૬/૧૩૨૬નું વર્ણન દૌલતશાહ મોહમદ બુતુમારીના ખાસ પૈસાથી બંધાવ્યા બાબતનો તથા ઈમારતનું વર્ણન.

૫ ઈમાદુલ-મુલ્કનો રોજો હી. ૯૬૭/૧૫૬૦ના શિલાલેખ સંબંધીનો તથા રોજાનું વર્ણન.

૬ જયાવાડી-ઈમારતનું વર્ણન. જયા નામ શાથી પડયું તે હકીકત તથા ઈમારતના શિલાલેખની નોંધ.

૭ વલંદાકોઠી–૧૭૦૦–કોઠીનું વર્ણન તથા તેના છાયાયંત્રની હકીકત.

૮ જનરલ વેડનંબર્નની કબર—૧૭૭૨, નું વર્ણન ને તેના લેખની હકીકત.

તા ૨૨-૧૧-૫૨

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન નવસારી

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૩)

### દક્ષિણ ગુજરાતનું લોક સાહિત્ય

લેખક : રણછોડજી પરાગજી મહેતા

૧ દક્ષિણ ગુજરાતમાં વેરણછેરણ પુષ્કળ લોકસાહિત્ય પડયું છે તે સંગ્રહસ્થ થવું જોઈએ. લોકગીતો કોઇકે સંગ્રહી પ્રગટ કર્યાં છે પણ લોકવાતો હજી સંગ્રહાઇ પ્રસિદ્ધ થઇ નથી.

૨ ખરી શૌર્યકથાઓ પણ મળે છે. તરભોણના વાઘજીએ એકલાહાથે ધાડપાડુઓનો સામનો કર્યો હતો.

૩ વડોદરાની શામળ બેચરની જોઇતીબાઈનો કિસ્સો એક નવલકથાને સારું વસ્તુ પૂરું પાડે એવો છે. જુઓ Baroda vol. V London 1854. રાજપીપળાના ખટપટી મોતીરામ વિષેની હકીકતો એજ ગ્રંથમાથી મળે છે.

૪ ગેમિલીએ ચમત્કારિક પ્રયોગો જોયાનું નોંધ્યું છે. ચમત્કારિક વૈદો પણ આ વિભાગમાં થયા છે.

૫ નારીઓની સમર્પણ કથાઓ પણ મળે છે. દા. ત. વલસાડની અને નવસારીની સતી.

૬ સુરતમાં એક અગ્નિહોત્રીએ પાણીની ધાર પાડી દીવાલ રચી પાણીની ધારથી તે અદૃશ્ય કરી હતી તે ઉપરથી તે જગ્યા હજી આજે પણ પાણીની ભીંત તરીકે ઓળખાય છે.

૭ એક મૃત સાધુએ એક વેપારીને દર્શન આપી જગ્યા રાખવાને સૂચવ્યું હતું તેમ કરતાં તે ધનિક બન્યો હતો.

૮ સુરતના બીજા સાધુઓએ પણ ચમત્કારિક પ્રયોગો કરી નવાબને આંજ્યા હતા.

૯ હાંસાપુર ગામના ખુશાલે ભૂત વશ કર્યો હતો. તેના હાથે જ પછી તે નાશ પામ્યો હતો.

૧૦ નવસારીના એક ખેડૂતના રોટલા ખાધા હતા માટે લૂંટારૂઓએ તેના પર ઘા કર્યા ન હતા.

૧૧ આવી કથાઓના સંગ્રહો પ્રગટ થવા જોઇએ.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૪)

### ઇતિહાસપ્રકૃતિનાં વલણો

લેખક : પ્રા. નટવરલાલ કૃ. પંડ્યા એમ. એ. ટી. ડી. કોવિદ

જગતના ઇતિહાસનું તટસ્થપણે અવલોકન કરવામાં આવે તો ઇતિહાસપુરુષનાં વલણો, રહસ્યોનો પરિચય સ્પષ્ટ થાય છે. કાળે હજારો વર્ષના અનુભવની પોતાની પોથી ખુલ્લી મૂકી છે તેનો માનવજાતિ પોતાના ભવિષ્ય માટે ઉપયોગ કરી લાભ લઈ શકે. ઇતિહાસ તારીખો, યુધ્ધો, રાજાઓ તે તેમની વંશાવલિની નોંધ માત્ર નથી. ઇતિહાસ તરફ જોવાની એ દૃષ્ટિ જ ભ્રામક ને હાનિકારક છે.

ઐતિહાસિક દૃષ્ટિથી માનવ અનાસક્ત કર્મ કરનાર થાય છે, એનો મોહ નષ્ટ થાય છે ને પ્રસંગને, ક્ષણ ને ખંડ કરતાં સનાતન કાળ ને સ્થળમાં જોઈ શકે છે ઇતિહાસકારમાં આ દૃષ્ટિ જરૂરની છે. ઇતિહાસકાર એકી સાથે કવિ ને વૈજ્ઞાનિક છે. એક આંખે પૃથક્કરણ ને બીજી આંખે ને ત્રીજી પ્રજ્ઞાચક્ષુએ એ અખિલાઈથી ને સ્થિરતાથી જુએ છે. તેનું દૃષ્ટિબિંદુ પણ ક્રાંત થાય છે. ઇતિહાસકારને જ દેખાય છે તે ઇતિહાસપુરુષનાં લક્ષણો કેવાં છે? કાળ ભગવાન રૂપે વિલસતો ઇતિહાસપુરુષ નિર્મોહી, નિજપરભાવરહિત, નિષ્ઠુર રીતે તટસ્થ ને બનાવનો અસંગ દ્રષ્ટા માત્ર છે. સાથે સાથે તેને અમુક કોઈ પ્રથા કે વ્યવસ્થાનો આગ્રહ નથી. એતો નાના બાળક જેવો છે ને એકે વસ્તુ સાથે કાયમની રતિ બાંધતો નથી. યુધ્ધોમાં સદાય નીતિનો ધર્મનો જય થાય એવો એનો અનુભવ નથી. એનો શોખ ને પ્રેમ ચંચલ છે તે ઝડપી રીતે વ્યવસ્થાઓ બદલે છે. એને પોતાને કોઈ વસ્તુ, વિચાર કે વ્યવસ્થા ઉપર મુદ્દલ પ્રેમ ને આસક્તિ નથી. એતો જાણે કામના ઢગલામાં ગુંથાયેલો કારકુન છે. એના Inward પત્રકમાં માત્ર બનાવો નોંધે છે. ન્યાય આપવાનો એને કોઈ રસ નથી. અમુક એક પક્ષની લાગણીઓ તરફ એ નિષ્ઠુર રીતે બેદરકાર છે. કવિ ન્યાય Poetic justice એવું કશું જ ઇતિહાસમાં નથી. યુધ્ધોનાં પરિણામ વિચારતાં નીતિધર્મ કરતાં વ્યૂહરચના, વ્યવસ્થા, હિંમત, બળ ને સાધનસામગ્રી તરફ તેમણે વિશેષ ન્યાય તોળ્યો છે. Right is might ના સિધ્ધાંત કરતાં તેણે ઘણીવાર Might is right નો સિદ્ધાંત બળવાન બનાવ્યો છે; જોકે એ પણ એનો સિદ્ધાંત છે એમ નથી જ.

આ ઇતિહાસપુરુષને યુદ્ધ કે શાંતિ એમાંથી એકે તરફ પક્ષપાત નથી; યુદ્ધ ને શાંતિમાં થઈ ઇતિહાસની કૂચ સદાય ચાલુ રહેશે એમ લાગે છે. સૂક્ષ્મ કે સ્થૂલ રીતે યુદ્ધ વિશ્વમાં ટકી રહેશે. આ પુરુષનું ચાંચલ્ય ગતિમય છે. અનેક જાતનાં દ્વંદ્વો તેના ચરણો છે. તે

પાછળ

સાથે જ તેની કૂચ ચાલુ રહેશે. ગતિમય હોવાથી તે હંમેશાં પ્રગતિશીલ છે. જૂના વિચાર, વ્યવસ્થા ને પદાર્થોને છોડીને જ આગળ વધે છે. ઇતિહાસમાં પુનરાવર્તન છે એ ખ્યાલ ખોટો છે ઇતિહાસમાં ફરીથી બરાબર એવી પરિસ્થિતિ કદી આવતી નથી. જૂનાને સ્થાને નવું આવવાનું જ, અને નવીન ક્રમ ચઢિયાતા જ હોય એવો કોઈ નિયમ નથી. કોઈ વાદ કે વિચાર કે વ્યવસ્થા સંપૂર્ણ હોતી નથી. સંસ્કૃતિની કૂચમાં આપણે સમાજ ને રાજ-વ્યવસ્થાઓ સર્જી: ટોળાંવાદમાંથી સરકાર, રાજામાંથી પ્રજાસત્તાક. સામ્યવાદ કે ગાંધીવાદ એકે વાદ સંપૂર્ણ નહિ હોવાથી, ને સંપૂર્ણ હોય તોપણ કાળની ચંચલગતિને કારણે અમુક સમય ટકીને અસ્ત થયા વગર તેમને છૂટકો નથી. નવી વ્યવસ્થાઓ જૂનાને સુધારીને જામતી જાય છે ને પછી બીજાને સ્થાન કરી આપી ચાલી જાય છે. વિચાર જન્મે છે તો તેનામાં બળ હોવાથી તે ફેલાય છે. ખોટો વિચાર પણ પ્રચારથી ફેલાય છે. વિચારનો એક ગુણ પ્રસરણ છે. વિચાર કે વ્યવસ્થા તેના સુવાકાળમાં ચમત્કારો ને સિદ્ધિઓ હાંસલ કરે છે પણ કાળ સાથે ઘસાઈ છેવટે જીર્ણ થઈ અસ્ત પામે છે. સંસ્કૃતિ વિચાર વગેરે પરસ્પર અથડાય છે. બન્ને અંતિમ રીતે સત્ય હોવાનો દાવો કરે છે. પણ અંતિમ સત્ય જેવું કંઈ નથી. અંતિમ સત્ય ખુદ ભગવાન કાળ છે. પૂર સદા ટકતાં નથી એવો સિદ્ધાંત વિચાર વિનિમયમાં પણ છે. અંતિમ કોટીઓ એ પરિસ્થિતિ કે વિચારની અસ્વાભાવિક ને ક્ષણિક સ્થિતિ છે. પૂર અસ્વાભાવિક છે-ભરતીઓટ સ્વાભાવિક છે–શરદનો સમથળ પ્રવાહ જ સ્વાભાવિક છે. સાધારણ પરિસ્થિતિ જ દીર્ઘાયુ હોય છે. સમન્વય એજ સૌથી મોટી સિદ્ધિ છે. આ બધા ઉપરથી માનવ અનાસક્ત કર્મણ્ય થઈ વધારે ડાહ્યો બની શકે એવો એનો કદાચ હેતુ ને પાઠ હોય.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૫)

### લાટ પ્રદેશમાં આવેલા કાંપિલ્ય મહાવિહાર

લેખક :- શ્રી મણિભાઈ દ્વિવેદી, નવસારી

હાલના દક્ષિણ ગુજરાતનો જે ભાગ જૂના સમયમાં લાટ નામથી પ્રસિદ્ધ હતો એ પ્રદેશમાં પણ બૌદ્ધ ધર્મનો ભારે પ્રચાર થયો હતો. સિંહલદ્વીપમાં પ્રથમ જનાર લાટના ગુજરાતીઓ હતા. તેઓ વિનયપિટક જેવા ગ્રંથને જિહ્વાગ્રે રાખીને ત્યાં લઈ ગયા. ઈ. સ. પૂ. ૨૪૭ માં મહેન્દ્ર ત્યાં ગયો તે પહેલાં બસો અઢીસો વર્ષ સુધી ત્રિપિટકને કંઠસ્થ રાખવાનો ભાર ગુજરાતી પ્રવાસીઓ ઉપર હતો હાલનું પાલીત્રિપિટક માગધીનું ન હોઈ પ્રાચીન ગુજરાતી ભાષાનું ત્રિપિટક છે એવું મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન જણાવે છે.

લાટ પ્રદેશમાં એક હજાર કરતાં વધુ સમય સુધી બૌદ્ધધર્મ ઓછાવત્તા પ્રમાણમાં રહ્યો. એ ગાળામાં એની ઘણી શાખો થઈ, ઇત્સિંગના જણાવવા મુજબ લાટમાં સમ્મિતીય-નિકાયના અનુયાયીઓનું જોર વધારે હતું. ઈસુની સાતમી–આઠમી સદીમાં

રાષ્ટ્રકૂટ રાજા દન્તિવર્મા અને ધ્રુવસેન બીજાના અનુક્રમે શક સંવત ૭૮૯ અને ૮૦૬નાં દાનપત્રો મળ્યાં છે. એ ઉપરથી તેમણે લાટ પ્રદેશમાં આવેલા હાલના નવસારી પાસેના મીંઢોળા નદીને તીરે આવેલા કાંપિલ્ય મહાવિહારના જીર્ણોદ્ધાર, માટે ભિક્ષુઓના અને વિદ્યાર્થીઓના નિભાવ માટે ગામો દાનમાં આપેલાં છે. આ વિહારના સ્થાપક તરીકે કાંપિલ્ય મુનિનું નામ આપવામાં આવ્યુ છે.

સંશોધનને પરિણામે એ નક્કી થાય છે કે આ વિહાર નવસારીથી અગિયાર માઈલ દૂર ઈશાનમાં અને સરોણા ગામ પાસેના ચાલુક્ય શિલ્પઅવશેષને જાળવી રહેલા કપિલેશ્વરની ઉત્તરે આવેલા સીમોદરા ગામની નજીકમાં આવેલો હતો એ સ્થાનમાંથી બૌદ્ધકાલીન માટીની તક્તી ઉપરાંત ઘણા અવશેષો મળેલા છે. એનો નાશ ક્યારે અને કેવી રીતે થયો એ જાણવા મળતું નથી.

તા. ૨૮-૧૧-૫૨.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૬)

### પટોળાં વણનાર સાળવીઓના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ

લેખક :— ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા

અધ્યક્ષ, ગુજરાતી વિભાગ,

મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા

પાટણનાં સુપ્રસિદ્ધ પટોળાં વણનાર સાળવીઓ સોલંકી યુગમાં ગુજરાત બહારથી પાટણમાં આવીને વસ્યા એને લગતી બે મુખ્ય કિંવદન્તીઓ પ્રચલિત છે એક કિંવદન્તી તેમને મારવાડમાં. બંબેરાપુરથી આવેલા ગણે છે, તો બીજી એમને દક્ષિણથી આવેલા માને છે. પણ આ બેમાંથી એકે કિંવદન્તીને અનુમોદન આપતો પ્રાચીન લિખિત પુરાવો આ પહેલાં મળેલો નથી. આ લેખમા, ઈસવીસનના પંદરમાં શતકના મધ્યમાં થયેલા શુભશીલગણિકૃત 'પ્રબન્ધપંચશતી' નામે અપ્રસિદ્ધ સંસ્કૃત કથાકોશ ને આધારે એવો એક પુરાવો રજુ કરવામાં આવ્યો છે.

આ ગ્રન્થનો ૧૮૬ મો પ્રબન્ધ, જેને 'પટ્ટકૂલિકાનયન ચાહડમન્ત્રિસંબંધ' એવું નામ આપ્યુ છે એમાં કુમારપાલ રાજાનો મંત્રી ચાહડ સાળવીઓના કુટુંબોને મારવાડના બંબેરાપુરથી પાટણ લાવ્યો તથા રાજાએ એમને યોગ્ય આશ્રય આપીને વસાવ્યાં એમ કહ્યું છે. આથી પટોળાં વણનાર સાળવીઓ મારવાડમાંથી પાટણ આવી ત્યાંથી ખંભાત અને સૂરત થઈ દખ્ખણ અને મધ્ય પ્રદેશમાં ગયા હોવાની અનુશ્રુતિને એક જૂના પુરાવાનું સમર્થન મળે છે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પુરાતત્ત્વ અને પ્રાદેશિક ઇતિહાસ વિભાગ (૭)

## —પંદરમી સદીનું ગુજરાત—

લેખક : શ્રી બાપુભાઈ વેલાભાઇ દેશાઇ, બી. એ. એલએલ. બી. વકીલ.

ફિલસૂફ કાર્લાઈલે (carlyle) ઇતિહાસને ભૂતકાળનો સરવાળો કહ્યો છે. આ વાત સત્ય છે પણ ઇતિહાસ એ એકલો સરવાળો નથી પણ બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર પણ છે. ઇતિહાસની અમૂલ્યતા તો એ જે બોધપાઠો શીખવે તેમાં છે. એક વિદ્વાને હિંદના ઇતિહાસને રાજાઓ અને બાદશાહોના જીવનવૃતાંતનું આલેખન કહ્યું છે. પણ આ વાત તો યુરોપના આજ વખતના સમકાલીન ઇતિહાસને પણ લાગુ પડે છે. આમ છતાં એ આ બંને ઇતિહાસોમાંથી ઘણું જાણવાનું અને શીખવાનું મળે છે

ગુજરાતના આ કાળના ઇતિહાસની ઘણી અગત્ય આજના પ્રસંગે ઉપસ્થિત થઈ છે. હિંદનું બંધારણ ભાષાકીય ધોરણે પ્રાંતો રચવાને છૂટ આપે છે. એનો લાભ ઉઠાવવા અનેક પ્રાંતો તૈયાર થઈ ગયા છે આ તૈયારીમાં મહારાષ્ટ્ર આજે મોખરે છે. મહારાષ્ટ્ર જુદું પડે એટલે ગુજરાત આપોઆપ જુદું પડે, આમ છતાં ગુજરાતમાં મહારાષ્ટ્ર જેટલી તૈયારી મહાગુજરાતનો પ્રાંત રચવા માટે દેખાતી નથી. આવી પરિસ્થિતિમાં આ સદીના ગુજરાતનો ઇતિહાસ ગુજરાતી પ્રજાને નિદાન તેની નિદ્રામાંથી જગાડી કાર્યબદ્ધ કરવા શક્તિ પ્રેરે તે ઘણું આવકારદાયક છે.

ગુજરાતના ઇતિહાસના બે જ્વલંત પ્રકરણો છે. એક કુમારપાળ અને સિદ્ધરાજના વખતનું ગુજરાત અને બીજું ગુજરાતના મુસ્લિમ બાદશાહો (૧૪૦૩થી ૧૫૭૩)નું ગુજરાત આ બંને કાળોમાં ગુજરાત તેની પૂર્ણ કક્ષાએ પહોંચ્યુ હતું. અને એવા ગુજરાતને તેમાં પ્રાણ પૂરી તેને પ્રગતિની પૂર્ણ કક્ષાએ પહોંચાડે એ દરેક ગુજરાતીનું ધ્યેય હોવું જોઈએ.

આ કાળનો ઇતિહાસ ઘણા પ્રમાણભૂત ગ્રન્થોમાંથી મળી શકે છે.

કરણઘેલાના પતન પછી (૧૨૯૭) ગુજરાતમાં અસ્તવ્યસ્તતા આવી હતી. ગુજરાત એ દિલ્હીની હકુમત હેઠળ એક પ્રાંત બન્યો હતો અને ગુજરાતનું રાજ્ય દિલ્હીથી સૂબા મારફત ચાલતું. ગુજરાતનો પહેલો બાદશાહ મુહમદશાહ ૧૪૦૩માં ગાદીએ આવ્યો અને તે કાળથી ગુજરાતના રાજ્યનો વ્યવસ્થિત ઉદય ફરીથી થયો. આ અમલ અહમદશાહ અને મહમુદ બેગડાના વખતમાં પૂર્ણ કક્ષાએ પહોંચ્યો અને ત્યાર બાદ તેમાં શિથિલતા આવી

(પાછળ)

અને તે પછી બહાદૂરશાહના વખતમાં ફરીથી ગુજરાતનું રાજ્ય પાછું મજબૂત બન્યું. ઇ. સ. ૧૫૭૩માં ગુજરાતનું રાજ્ય અકબરે જીતી લીધું અને ત્યાર પછી ગુજરાત એ પ્રથમની માફક મોગલ સલ્તનતનો ભાગ થઇ ગયો.

આ કાળનું ગુજરાતનું રાજ્ય કચ્છ, સોરઠ અને આબુથી માંડી જંજીરા સુધી ઉત્તર દક્ષિણ ફેલાયેલું હતું. અને પૂર્વ પશ્ચિમ છુંદવાર અને બુરહાનપુરથી માંડી થાણા અને બાગલાણ અંતર્ગત કરી જાબુઆ, ડુંગરપુર વાંસવાડા સમેટી લઈ માલવા સુધી પહોંચ્યું હતું. મુંબઈ અને માહીમ ગુજરાતમાં હતા, અને પોર્ટુગીઝ લોકો ઉપર પણ એ કાળમાં દીવ અને દમણ કબજે કરી વિજય મેળવ્યો હતો. આ ઉપરાંત દક્ષિણના બ્રાહ્મણી રાજાઓ ગુજરાતના સુલતાનને ખંડણી આપતા હતા અને અરબી સમુદ્રમાં આવેલાં આજનાં ઈરાનનાં બંદરો ગુજરાતને તાબે હતાં. ગુજરાત આ કાળમાં પચીસ સરકારો (પ્રાંતો)માં વહેંચાયલું હતું.

આ પચીસ સરકારોનું ઉત્પન્ન ૫,૮૪,૦૦,૦૦૦ રૂપિયા દર સાલ આવતું હતું અને ૫,૬૨,૦૦૦૦૦ રૂપિયા બંદરોની જકાત તથા ખંડણીમાંથી મળતી હતી.

આજની જે સરહદો ગુજરાતી કહેવામાં આવે છે એ તો ૧૫૭૩ પછીની રાજ્ય વ્યવસ્થાને અને પેશ્વાઈ પછી બ્રિટીશ રાજ્યવ્યવસ્થા ને આભારી છે. ખરુ ગુજરાત એ નથી. આજનાં સરહદી તકરારી સ્થળો આબુ, ડુંગરપુર, વાંસવાડા જાબુઆ, મુંબાઈ, ડાંગ, નંદરબાર, સુલ્હેર, હિંડોરી, બાગલાણ, કલ્યાણ વગેરે ગુજરાતના ભાગ તરીકે રાજપૂત તેમજ મુસલમાની અમલમાં હતા. અને આવા મહત્ત્વના ઐતિહાસિક પૂરાવાને લઈનેજ આ કાળનો ઇતિહાસ ઘણો મહત્ત્વનો છે.

આ કાળની આ પ્રદેશની ભાષા અપભ્રંશ ગુજરાતી અથવા પ્રાકૃત હતી અને તે બધાજ ભાગોમાં બોલાતી હતી. આ કાળના કવિઓમાં મુખ્યત્વે ભાલણ, નરસિંહ મહેતા અને મીરાંબાઈ હતાં. ભીમ અને પદ્મનાભ અને બીજા નાના કવિઓ હતા "કાન્હડદે પ્રબંધ" એ પદ્મનાભનું જાણીતું ઐતિહાસિક કાવ્ય છે.

આ કાળમાં ગુજરાતની હવા દુરસ્ત, ધરતી રળિયામણી હતી. ઝાડોવાળા રસ્તા, પાકી ઈંટ ચૂનાના ઘરો, લોકો આબાદ અને સુખી, હુન્નર ઉદ્યોગ આગળ વધેલો—એવું વર્ણન આઈને અકબરી આપે છે.

ગુજરાત તે વખતે ન હતું પણ ખરેખર મહાગુજરાત હતું અને તેની અસ્મિતા ટોચ પર હતી.



## પ્રાચીન ઇરાની સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા વિભાગ (૧)

# કેટલીક જરથોશ્તી અને હિંદુ ધર્મક્રિયાઓ વચ્ચેનું સામ્ય

લેખક :—પ્રો. ફીરોઝ કાવસજી દાવર એમ. એ., એલ એલ બી., બી ઈ એમ., અમદાવાદ

કોઇપણ બે અલગ ધર્મો કરતા જરથોસ્તી અને હિંદુ ધર્મોમા વધુ સામ્ય દેખાશે એનું કારણ એ કે પ્રાગૈતિહાસિક કાળમાં એ બન્ને કોમો એક જ પ્રદેશમા રહેતી, એક જ ભાષા બોલતી; એક જ ધર્મ પાળતી અને એકસરખી પૂજાવિધિ વગેરે કરતી આ લઘુ લેખમાં બીજી સઘળી બાબતો જતી કરી માત્ર કેટલીક ધર્મક્રિયાઓનું જ સામ્ય વર્ણવવામાં આવ્યું છે. બન્ને કોમોમા અગ્નિ પવિત્ર મનાય છે અગ્નિની ઉપાસના કરનાર જરથોસ્તી અને હિંદુ ધર્મગુરુઓના નામોમા પણ મળતાપણું છે. બન્ને ધર્મોમાં જે આરાધના અને આવાહનો થાય છે, અંજલિઓ અપાય છે, વસ્તુઓ વપરાય છે તે સૌમાં બહુ સામ્ય જણાય છે. હિંદુઓની જ્યોતિષ્ટોમ અને જરથોસ્તીઓની યજશ્ને ક્રિયામાં સરખાપણું છે. એક વખત આવી ક્રિયાઓમાં પશુનો ભોગ અપાતો. પાછળથી પશુઓનું બલિદાન આપવાનો રિવાજ બંધ પડયો હતો. બન્ને કોમોની ક્રિયાઓમાં પાણી, દૂધ, ઘી, પુરોડાશ વગેરે લગભગ સરખી વસ્તુઓ વપરાય છે, બન્ને કોમો સોમ (હોમ) નામના છોડને પવિત્ર ગણે છે. તેને લગતી દંતકથાઓ અને તેનો રસ કાઢવાની જરથોસ્તી અને હિંદુ ક્રિયાઓમાં નિકટનું સામ્ય છે. હિંદુ ક્રિયાઓમાં કુશ નામનું ઘાસ વપરાય છે: જરથોસ્તીઓમાં બરસમ નામની સળીનો ઉપયોગ થાય છે. જરથોસ્તીઓની આફ્રીનગાન અને હિંદુઓની અપ્રીક્રિયા, જરથોસ્તી નવજોત અને હિંદુ યજ્ઞોપવીત, જરથોસ્તી ગોમેઝ (ગૌમૂત્ર) અને હિંદુ પંચગવ્ય, જરથોસ્તીઓની મુક્તાદ ક્રિયા અને હિંદુઓનાં શ્રાદ્ધ વગેરેમા પુષ્કળ મળતાપણું છે. જ્યારે પારસીઓ ઇરાનથી હિજરત કરી હિંદ આવ્યા ત્યારે તેઓ હિંદુઓના વધુ નિકટના સમાગમમાં આવ્યા, અને અનેક નાના હિંદુ રિવાજો પારસીઓએ અપનાવી લીધા. જરથોસ્તીઓ અને હિંદુઓનો પ્રાચીન, ઐતિહાસિક, ધાર્મિક અને સાંસ્કૃતિક સંબંધ જાણવા માટે નવસારીની નાનકડી નગરી બહુ સારી મદદ આપી શકે એમ છે



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન નવસારી

## પ્રાચીન ઈરાની સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા વિભાગ (૨)

### કેટલાક કીમતી હસ્તલેખો

લેખક – જમશેદ કાવસજી કાતરક

પારસીઓના ઈરાની સાહિત્યનો ખજાનો તેમના હસ્તલેખો છે ઘણાક કીમતી હસ્તલેખો નવસારીની પહેલી દસ્તુર મેહરજીરાણા લાઇબ્રેરીમા, તેમજ મુંબઇના કામા ઓરીએન્ટલ ઇન્સ્ટટ્યુટમા સચવાયલા છે પણ આપણા વડીલો ખાસ કરીને અથોરનાનોની ધાર્મિક વગર, ચીવટાઈને લીધે જે અનેક હસ્તલિખિત નકલો પેઢી દર પેઢી પારસીઓના ખાનગી પુસ્તકાલયોમા સચવાયલી, તેમાની ઘણીક નાશ પામી છે, બીજીઓ નાશ થવાનો ભય છે આવા એક હજારથી વધુ હસ્તલેખો મે નવસારી, સુરત, ભરૂચ વગેરે ઠેકાણેના પારસીઓના ઘરોમા જોયલા તપાસેલા, અને તેમની વિગત મારી ચોપડી "Oriental Treasures મા મે આપી છે. વીસ વરસના સંશોધન પછી મે આ ચોપડી ૧૯૪૧ મા છપાવી પ્રગટ કરી

મારી પાસે અવસ્તા પહેલવી, પાઝંદ, ફારસી, સંસ્કૃત તેમજ જૂની ગુજરાતીમા લખાયલા કેટલાક જૂના કીમતી હસ્તલેખો છે જરથોસ્તી ધર્મપુસ્તકો, તેમના ઇરાની તથા ઇન્ડીઅન ભાષાઓમા તરજુમા, ઇરાની સાહિત્ય ઇતિહાસ, વિજ્ઞાન, વગેરેને લગતા આ હસ્તલેખો છે.' તેમાના કેટલાક હસ્તલેખો વિષે મુંબઇની અમુક સંસ્થાઓ તરફથી જાહેરમા મે ભાષણો આપ્યા છે, જરથોસ્તી દીનની ખોળ કરનારી મંડળીમા એક સભ્ય લેખે અનેક મીટીંગોમા મે વિવેચનો કર્યા છે, પારસી છાપાઓમા મે ગુજરાતી તેમજ અંગ્રેજીમા લેખો લખ્યા છે, વળી હૈદ્રાબાદમા ૧૯૪૧ મા, બનારસ ખાતે ૧૯૪૩ મા અને મુંબઇ ખાતે ૧૯૪૯ મા અનુક્રમે મળેલી ૧૧ મી, ૧૨ મી તથા ૧૫ મી ઓલ ઇંડીઆ ઓરીએન્ટલ કોન્ફરન્સના ઇરાની વિભાગમા, ક્લાસિકલ સંસ્કૃત વિભાગમા, ફારસી–અરબી વિભાગમા ભાષાશાસ્ત્ર વિભાગમા, તથા ગુજરાતી વિભાગમા આ મારા હસ્તલેખો વિષે, તેમજ તેમા આવતા અમુક ફારસી તથા ગુજરાતી શબ્દો વિષે, મે પોતે જાતે પેપરો વાચ્યા છે જે ત્યા પ્રશંસા પામ્યા છે.

આ મારા હસ્તકના હસ્તલેખોમાના કેટલાક તો જવલ્લેજ તેની જોડી મળે, એવા અમૂલ્ય છે જેમ કે નેરીઓસંગના સંસ્કૃત તરજુમા સાથેનો ઇજશ્નીનો હસ્તલેખ ગાજ્ધરણાનો ૩૦૦ વરસનો જૂનો હસ્તલેખ, ચ્યાવક્ષનામાનો હસ્તલેખ ખોરદેહ અવસ્તાનો હસ્તલેખ પહેલવી પાઝંદ વીસારદનો હસ્તલેખ.

અસલ ઇરાનમા ભવિષ્ય જાણવાની વિદ્યા રમલના નામથી ઓળખાતી. જેમ ઈરાનનુ રાજ ગયા પછી અનેક પહેલવી પુસ્તકોના અરબીમા તરજુમા થયા તેમ આ રમલ વિષેના પુસ્તકોના થયા, અને અરબી પરથી ફારસીમા થયા આજે હિંદ કે યુરોપની લાયબ્રેરીએમા રમલના ફારસી પુસ્તકો બહુજ જુજ છે. આ વિદ્યા આજે કમનસીબે ભુલાઇ ભુસાઇ ગઇ છે મારી પાસે રમલને લગતા ચાર કીમતી ફારસી હસ્તલેખો છે મુંબઇની કોન્ફરન્સ વેળા, આ વિદ્યા સજીવન કરવા મે વિદ્વાનોને અપીલ કરી હતી આજ પ્રમાણે ફારસી 'ઇનશા' એટલે પત્રો લખવાની વિદ્યાનુ મૂળ ઇરાની છે. આવી એક ચોપડી હજી પહેલવીમા સચવાયલી છે આવા 'ઇનશા'ના મારી પાસે ચાર હસ્તલેખો છે

પારસીઓના ખાનગી કિતાબખાનાઓમા વેરવીખેર આવા પડેલા કીમતી હસ્તલેખો 'મેહરજીરાણા લાયબ્રેરી કે કામા ઇન્સ્ટિટ્યુટ જેવી મધ્યસ્થ સંસ્થાઓમા જળવાવા જોઇએ ત્યા તેમનો સદુપયોગ પણ થાય ઇરાની સાહિત્યપ્રેમી ધાર્મિક લાગણીવાળા પારસી શ્રીમંતોએ આવા હસ્તલેખો તેમના માલીકો પાસેથી યોગ્ય દામે ખરીદી લેઇ ઉપર જણાવ્યા છે એવા ખાતાઓમા ભેટ આપવા જોઇએ પૈસો તો નાશ પામે છે, પરંતુ હસ્તલેખોરૂપી જ્ઞાનનો નાશ થતો નથી અને રૂપા કે સોના દાન કરતા જ્ઞાનરૂપી દાન અતિઘણુ પુણ્યવાન છે

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પ્રાચીન ઇરાની સંસ્કૃતિ. ધર્મ ને સુશિક્ષિતતા (૩)

### પાક અવસ્તાના કેટલાંક ભણતરો સાથે હિંદુસ્થાની સંગીતના રાગોનું મળતાપણુ તેઓ વચ્ચે થઇ શકતી સુંદર સરખામણીઓ

લેખક: શ્રીમતી ખોરશેદ તી મુલ્લાં, મુંબઇ.

(૧) શરૂઆતના બે બોલ.

(૨) એક નવીન શોધ—અવસ્તાના પાક ભણતરો અને હીંદુસ્થાની સંગીતના કેટલાક રાગો વચ્ચે મળતાપણું.

(૩) મીનો રામ યાને વા યઝદ સાથે રાગ હિંડોળની સરખામણી

(૪) તેશ્તર તીર સાથે રાગ મલ્હારનું મળતાપણુ

(૫) હોરમઝદ યસ્તની રાગ ભૈરવ સાથે સરખામણી.

(૬) ખોરદાદ અમશાસપંદ સાથે રાગ બસંતનું મળતાપણું

(૭) હોશબામના ભણતર સાથે રાગ પ્રભાત તથા રાગ કાલિંગડાનું મળતાપણું

(૮) રાગ સારંગ સાથે ખોરશેદ ન્યાએશ તથા રવીથવન ગેહના ભણતરોનો મળતો સુમેળ.

(૯) રાગ દીપક સાથે આતશ ન્યાએશ તથા અરદીબેહ્સ્ત યસ્તના ભણતરોની સરખામણી

(૧૦) હિંદુઓના "સામવેદ"માં સમાયલુ સંગીત. છેવટના બે બોલ.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પ્રાચીન ઈરાની સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા (૪)

### "જરથોસ્તી જીવનની એક જ્યોત—વિજ્ઞાનની નજરે".

રજુ કરનાર : એરવદ દીનશાહ હોરમસજી કુતાર બી. એ.

ટુંકસાર

( ૧ ) જરથોસ્તી ધર્મનો મહામંત્ર ફરેત્વદ ગાથામાં "ઉસ્તા અહમાઇ યા યહમાઇ ઉસ્ત કહમાઇચીત" યાને કે "સુખ તેને છે જેનાથી સુખ બીજાને છે" એટલે કે પરમાર્થની વેદી ઉપર સ્વાર્થનું બલિદાન હોવું. આ મંત્ર, દુનિયાંના મંત્ર "મનુષ્યસેવા એજ પ્રભુસેવા" ની ઉપર રચાયો છે.

( ૨ ) જરથોસ્તી ધર્મમાં ખુદાનાગાની દરેક પેદાયશોની પૂજા થાય છે. અને મરજી સુખી જીવન માટે મધ્યમતાનો કાયદો રજુ કરવામાં આવ્યો છે. હદ બહારનું ખાવું યા અપવાસ કરવાની ધર્મના કાયદા મુજબ મનાઇ છે. જે વૈજ્ઞાનિક નજરે, તેમજ વૈદિક નજરે ઉત્તમ છે.

( ૩ ) જરથોસ્તી ધર્મે સુખી જીવન માટે બતાવેલી શ્રેષ્ઠ ત્રણ ચાવીઓ.
(અ) અષેમ :- યાને કે પવિત્રાઈ અને સચ્ચાઇ (બ) યથા :- અહુરાની મરજીને અધીન
(ક) યેંદ્ધે હાતામ :- યાને કે આગળ વધેલા આત્માઓની યાદથી તેઓનું અનુકરણ કરવાનું ઉત્તેજિત બને છે. રોજિંદા જીવનમા પણ હુમન અને વોહુમનો યાને કે ભલુમનનું મહત્ત્વ

( ૪ ) જન્મ, લગ્ન અને મરણના પ્રસંગો માટે ધર્મમાંથી મળતા ઉમદા સબકો. જીવો અને જીવવા દો અને દરેક પ્રસંગને અનુસરી, જગા અને વખતની ઉપયોગિતા શીખવાડે છે.

( ૫ ) જરથોસ્તી ધર્મે બતાવેલી પાંચ ફરજો :— (૧) વરસના ૭ ગહમ્બાર કરવા (૨) ફરવરદીયાન ઉજાવવું (૩) રવીશ્નનની ક્રિયામાં ભાગ લેવો (૪) માબાપ તથા ખેશીઓના રોજગાર કરવા (૫) દરરોજ, હરપળે બંદગીમાં મશગૂલ રહેવું. આ ફરજોમાં સમાયલા ઉત્તમ ગુણો ગાવા માટે પણ સદ્બુદ્ધિની જરૂર છે.

( ૬ ) "મજીરતાયા, વહીસ્તા અને શ્રેરતાયા" નો ધર્મ મહેગર "મરજીનું છુટાપણું" આપી મહાન ગણાય. વીસમી સદીની મનોવિદ્યા જે હજારો વર્ષ પહેલાં પૂજ્ય શ્રી પયગમબર જરથુસ્ત્રને આપી તેની દુનિયાંના વિદ્વાનો તારીફ કરે છે. જરથોસ્તી જીવનની એ જ્યોત સદાકાળ જળતી રહે એજ અહુરા આમીન કરે.

અમ જમયાદ યજા આહીનામી.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પ્રાચીન ઇરાની સંસ્કૃતિ અને ધર્મ (૫)

**સંસ્કૃતિ એટલે જીવનમાધુર્ય અને આત્મજ્યોતિ. પ્રાચીન ઈરાનના ઇતિહાસ પર ઊડતી નજર**

લેખક . નાયબ-દસ્તુર નવરૂજ દીનશાહ મીનોચેહર-હોમજી, B A.

સંસ્કૃતિ એટલે Sweetness and light : માધુર્ય ને જ્યોતિ.

સંસ્કૃતિ એટલે સર્વતોમુખી પરિપૂર્ણતા. સભ્યતા (Civilization) બાહ્ય સામગ્રીઓ-સાધન માં સમાય છે; સંસ્કૃતિ (Culture) મન-રવાનની આંતરિક ઉજ્જ્વલતા-ઉન્નતિયુકત હાલત છે પશ્ચિમના દેશો સભ્યતા પર પ્રધાન્ય ભોગવે છે જ્યારે પૂર્વ સંસ્કૃતિને સભ્યતા પર સરસાઇ આપે છે. ઇરાનનો પ્રાચીન ઇતિહાસ પુરવાર કરે છે કે પેશદાદી વંશથી સાસાની વંશના સર્વે રાજવીઓ એકંદરે જરથોસ્તી સંસ્કૃતિના જ્યોતિર્ધરો હતા, જેમને જીવનનાં અધિકતર મૂલ્યાંકનો (higher values) પર વિશેષ લક્ષ આપ્યું હતું. સભ્યતા પાર્થિવ સિદ્ધિ છે—ચઢે છે તે પડે છે, પણ સંસ્કૃતિ સ્થાયી ને સંગીન આત્મા ધરાવે છે, તેથીજ Roman Laws કરતાં Greek Lyceum વધારે પાયાદાર બને છે, એરિસ્ટાઇડીસની જાહોજલાલી યુક્ત સભ્યતા કુરૂશની "પારગી" સંસ્કૃતિ આગળ હાર ખમી નમન કરે છે. જરથોસ્તી "આતશી" સંસ્કૃતિ (dynamic culture) ગ્રીક સંસ્કૃતિને ઇરાનમાં ઘર કરવા દેતી નથી, અને ને કારણે અન્ય પડોશના દેશોમાં વિદાય લે છે અર્ધકાની વંશના લગભગ ૪૮૨ વર્ષના રાજઅમલ દર્મિયાન જરથોસ્તી સંસ્કૃતિના સૂર્ય પર ગ્રહણ લાગુ છતાં તે સાસાની અમલનો પાયો પડતાં જ છૂટયું અને તે સૂર્ય પુરમહાનમાં પ્રકાશી જગતને અનેરો આનંદ આપવા લાગો. છેવટે આરબી સભ્યતા પાર્થિવ વિજયમાં ફાવી, પણ જરથોસ્તી સંસ્કૃતિના આતશી પ્રભાવે તે સભ્યતા પર જ ગારેગી મેળવી.

હાલની પૂર્વ-પશ્ચિમના દેશોની પરસ્પર આપલે અને સામાન્ય સભ્યતા-સંસ્કૃતિના સુંદર સમન્વય માટે જરૂરી છે કે :

> "East is East and West is West,
> But now the twain must meet;
> And each to each must give his best,
> Or each himself defeat."

**Mrs Mary C. Sinclair.**

—•• ••—

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પ્રાચીન ઈરાની સંસ્કૃતિ ધર્મ ને સુશિક્ષિતતા (૬)

### "મુસલમાન ધર્મ તથા ઈસ્લામિક સંસ્કૃતિ તથા સાહિત્ય ઉપર ઈરાનની અસર"

લેખક : મી. કયખુસરો અર્દેસર ફીટર, નેશાને એલ્મી.

ઇ. સ. ૬૫૧માં પારસી સાસાની શહેનશાહતના અંત પછીના ઇરાનનો ઇતિહાસ જાણવાની પારસીઓની બેદરકારી તથા અણગમો—ગીબન મુજબ ઇરાનનાં પારસીઓની તે વેળાની ૪ કરોડની વસ્તી. આ વસ્તી વીખરાઈ જવાના ૩ મુખ્ય કારણો—આ વસ્તીના મોટા ભાગે જોરજુલમ કે બીજા કારણોને લીધે ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો. ઇરાન તે વેળાની ૪ મહાન પ્રજાઓમાંની એક હતી. ૪ સદી સુધી ઈરાને સુશિક્ષિતતાવાળી માનસિક પ્રગતિની આગેવાની ચાલુ ધરાવી હતી ઉચ્ચ સંસ્કૃતિ ધરાવનારી અને મનોબળમાં બહુ ખીલેલી ઇરાની પ્રજાએ પોતે કરી લીધેલા નવા ધર્મ અને ઇસ્લામની પ્રગતિ, સંસ્કૃતિ, સુધારા અને મોટાઇ વધારવામાં આગેવાન ભાગ ભજવ્યો હતો તેની ટૂંકમાં તપાસ.

૧. **ધર્મ બાબતમાં :** વટલેલા પારસીઓએ પોતાના જરથોસ્તી ધર્મમાંથી ઇસ્લામમાં કેટલાંક તત્ત્વો દાખલ કર્યા : પ્રો. ગોલ્ડઝીહર, સાક્ષર જી. કે. નરીમાન, પ્રો. ડારમેસ્ટેટર, ફોન ક્રેમર, પ્રો. બ્લોચેટ, પ્રો. આર્નોલ્ડ, જ્યોર્જ વોકર, પ્રો. બ્રાઉન, સર ડેનીસન રોસ વગેરેનાં લેખોમાંથી નોંધો.

૨. **રાજ્ય કારોબાર :** બુદ્ધિશાળી, અનુભવી અને ચપળ ઇરાનીઓએ ખલીફોનો રાજકારોબાર ચલાવ્યો. ઇરાનીઓની મોટી મદદથી અબ્બાસીદ ખલીફો સત્તા ઉપર આવ્યા.

૩. **સાહિત્ય :** ઇરાની બુનિયાદના મહાન લેખકોએ આપેલો મોટો ફાળો.

૪. **ખગોળ વિદ્યા અને વિજ્ઞાન** ઇસ્લામિક સુધારા અને વિજ્ઞાન ઉપર ઉચ્ચ અજવાળું ઇરાનીઓએ નાંખ્યું.

૫. **ગાયનકળા :** અરબી ભાષામાં સંગીતની મહાન ચોપડીઓ લખનારા ઈરાનીઓ હતા.

૬. **કવિઓ :** અરબી ભાષામાં જાણીતા ઇરાની કવિઓની કહેવતો.

૭. **ફિલસૂફી અને તબીબ :** મહાન ફિલસૂફ અને તબીબ ઇબ્ની અબુસીના અને અલ–મજુસી ઈરાનીઓ હતા, જેમણે અરબીમાં પુસ્તકો લખ્યાં હતાં. આ બાબતમાં અભ્યાસની ખીલવણીનાં થોડાંક સાધનો. પ્રો. બ્રાઉનનો ઇસ્લામિક સાહિત્ય અને અરબી વિજ્ઞાનની ખીલવણીમાં ઈરાનીઓએ ભજવેલા અગ્ર ભાગ સંબંધી અભિપ્રાય.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પ્રાચીન ઇરાની સંસ્કૃતિ, અને ધર્મ (૭)

### હોમ અને સોમ

લેખક : જમશીદ કા. તારાપોર, એમ એ એલએલ બી.

જ્યારે આર્ય પ્રજા પ્રાચીન કાળમા એક જ ગ્થળે માથે રહેતી હતી ત્યારે જે કેટલીક ધાર્મિક માન્યતાઓ ધરાવતી હતી તેમાની એક ઇરાનના હોમ અને ઋગ્વેદના સોમ માટેની હતી.

આ બે પ્રજાઓમા આ માન્યતાએ જે રૂપ ધારણ કર્યું તેની એક ટૂંક સરખામણી કરવાની કોશિશ અહી કરવામા આવી છે.

**ઇરાન દેશમાં હોમ** હોમનો છોડ પહાડો ઉપર ઊગતો અને તેમાના કેટલાક પહાડો ઇરાનની પૂર્વે આવેલા છે.

હોમના છાડનુ વર્ણન—આ છોડ Ephedra ની જાતનો હોવા વિષેની સૂચના.
હોમના ગુણો યજશ્નેના ૯, ૧૦, અને ૧૧ મા હામાં જણાવ્યા છે.
હોમથી થતા ફાયદાઓ અને તેના કેટલાક ઉદાહરણો
હોમને ગાળવાની ક્રિયા હોમનો ગ્મ ચિહ્નરૂપે (symbolic) પીવાની આજ્ઞા
**ઋગ્વેદમાં સોમ** સોમનો છોડ પહાડ ઉપરથી મળતો તેનું સ્થાન

ઇરાનના હોમથી જુદો છોડ તે Asclepia acida ની જાતનો હોવા વિષેની શોધ હિંદુસ્તાનની આર્ય પ્રજા દક્ષિણ તરફ જતા આ છોડનો પાસો મેળવવાની મુશ્કેલીઓ

**સોમના ગુણો** સોમનો રસ જિંદગી લાબી કરે છે. સોમનો રસ પીવા પછી તેની અસર (ઋગ્વેદ ૧૦-૧૧૯)

સોમરસ પીનારી કેટલીક જાણીતી વ્યક્તિઓ વિવસ્વત, ત્રિત્

સોમનો રસ ગાળવાની વિધિ "અગ્નિષ્ટોમની ક્રિયામા સોમનો રસ તૈયાર કરવામા આવતો. આ વિધિમા જ આ ઇશ્વરી પીણુ તૈયાર કરી તેમા જ તે પીવાતુ.

હોમ અને સોમની ક્રિયાઓનું મળતાપણુ અને તેના પાછળથી મળતા ફેરફારના સ્વરૂપ



## પારસી ઇરાની સંસ્કૃતિ, ધર્મ ને સુશિક્ષિતતા (૮)

### "પારસી ગુજરાતી સંસ્કૃતિની આપ લે" ની ટૂંકી રૂપરેખા

લેખક:—શ્રીમતી ધન રેમુ બાટલીવાલા, નવસારી.

પારસી ગુજરાતી સંસ્કૃતિનું મૂળ—ઇન્ડો આર્યન પ્રજાની શાખા.

વિકાસક્રમ—જરથોસ્તે ઘડેલા સંસ્કાર. ઈરાનની પ્રગતિ અને પતન.

ઇસ્લામનો ઉદય.—જરથોસ્તીઓની હાર અને હિંદમાં આગમન. જાદીરાણાનો સત્કાર અને શરતો. શરતો પાળી પારસી ગુજરાતી થયો. તે દિવસથી પારસી ગુજરાતી સંસ્કૃતિની આપલે થઇ. ગુજરાતે પારસીઓને-ધરતીનો આશ્રય આપ્યો. જાદીરાણાની શરતે પારસીને ગુજરાતી વેશભૂષા, રીતરિવાજ અને ગુજરાતી ભાષા મળી ને જાદીરાણાની ભવ્ય ઉદારતાએ પરધર્મીના ધર્મને સન્માન મળી તેનું મંદિર–આતશબહેરામ–સ્થાપ્યું ને ધર્મ સુરક્ષિત થયો. નવસારી ધર્મની ટેકરી બની પારસીનું પાયતખ્ત બન્યું.

પારસીઓએ ગુજરાતને શું આપ્યું?—દૂધમાં સાકર પેઠે એકબીજા સાથે ભળી જવાનો જગત નાગરત્વનો ધર્મ શીખવાડ્યો. જાદીરાણાના જાયનશીનની સેવા કરી કિસ્સે સંજાણ સફળ કીધો. સાહસિકતાથી બધામાં પહેલ કરી દા. ત. પત્રકારિત્વ, હુન્નર ઉદ્યોગ, સમાજ સેવા, સ્વરાજમંત્રની ઘોષણા કરી, પડતર જમીનને ખેડી બારોટનાં પહાડ, વાંસદા, સોનગઢ, વ્યારાના જંગલો ખેડી ફળદ્રુપ બનાવ્યાં. ધગઉદ્યોગથી માંડી દેશને વિભૂષિત કરી દર્યા દોહવી પરદેશની શ્રી, સ્મૃદ્ધિ ભારતને આંગણે ઠાલવી. દોઢ લાખની વસ્તીમાંથી ૮૦ કરોડની સખાવત કરી તાતા, બાટલીવાલા, સકલાટવાળા, સર ફીરોજશાહ, દીનશાહ વાચ્છા, દાદાભાઈ નવરોજી જેવા સુપુત્રોની ભેટ ધરી ભારતીની બૂજને રૂપે સેવા કરી. પારસીઓનું વહાણ ગુજરાતને બદલે કોચીન, કાલીકટ લાંગરતે તો ગુજરાતનો ઇતિહાસ જુદો જ હતે. મહારાજા સયાજીરાવે કલ્પેલું પારસીઓ વિહોણું હિંદ (એમના ભાષણની ચોપડીમાંથી અવતરણ). ભાવિ ભારતમાં પારસીઓએ આપવો જોઇતો ફાળો.—ભારતના સુકાની ભલે બીજા હો, નીરમ તમે બનો. સત્તાધીશો ભલે બીજા હો, સેવક તમે બનો. વ્યક્તિનાં સુખમાં નહિ, પણ સમષ્ટિના સુખમાં સહુનું સુખ છે એટલી વિશાળ દૃષ્ટિથી ભારતીય સદેશો ભારતના નિયામકો અને આજની પરિષદ દ્વારા દેશને દુનિયાને આપી વિશ્વકલ્યાણનાં સહભાગી બની જાદીરાણાએ દીધેલો સત્કાર અરસપરસનાં સહકારથી સફળ બનો.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

<u>પત્રકારત્વ વિભાગ</u> (૧)

## આપણું પત્રકારિત્વ–કંઇક વિચાર

લેખક:- ધર્મેન્દ્ર માસ્તર (મધુરમ્), એમ એ , ડીપ્-જર્નાલીઝ્મ સાહિત્યરત્ન.

આજનો જમાનો એ વર્તમાનપત્રોનો યુગ વિષય અને કાળ અનુસાર જુદાજુદા વિભાગો વર્તમાનપત્રની સત્તા મહાન અને વ્યાપક. વિશ્વમા સૌ પહેલુ છાપુ વેનિસમા સોળમા સૈકામા હિંદમા ઓગણીસમી સદી ના પૂર્વાર્ધમા "સમાચાર દર્પણ (૩૧ મે ૧૮૧૮) સૌ પહેલુ ગુજરાતી અખબાર "મુબઈના સમાચાર" (૧ જુલાઇ ૧૮૨૨) શ્રી ફરદુનજી મર્ઝબાને પ્રકટ કર્યું પારસીઓ પહેલ કરનારા પત્રકારિત્વ એ શાસ્ત્રવિજ્ઞાન છતા તેની વ્યવસ્થિત તાલીમનો આપણી યુનિવર્સિટીઓમા અભાવ તેથી ખેદ

એ પછી સમય પ્રમાણે જામે જમશેદ, વરતમાન, રાસ્ત ગોફ્તાર, ખેડા વર્તમાન, સુરતમિત્ર, ડાંડિયો, દેશીમિત્ર ભરૂચ સમાચાર, ગુજરાતી (અઠવાડિક) કયસરે હિંદ, ગુજરાત દર્પણ, પ્રજાબંધુ ગુજરાતી પંચ, સાંજ વર્તમાન, સૌરાષ્ટ્ર સંદેશ, પ્રતાપ (અઠવાડિક), ગુજરાતી સમાચાર, જન્મભૂમિ, પ્રતાપ દૈનિક, વંદેમાતરમ્, જામે જમશેદ (અઠવાડિક) મુંબઇ વર્તમાન વગેરે

પત્રકારત્વ મારફત પ્રજામત ઘડાય પ્રજા જીવનની એ પારાશીશી આમ જનતાનુ વિશ્વ વિદ્યાલય પ્રજાનો સમકાલીન ઇતિહાસ. પાર્લામેન્ટની જેમ સર્વસત્તાધીશ. પત્રકાર કેવો જોઇએ–નિષ્પક્ષપાત, વિવેકી, નીડર, સત્યનિષ્ઠ પત્રકાર એટલે શહીદ, જાતની દરકાર વગર, પ્રજાના સુખદુખ જાણે અને જણાવે–કેટલાક ભયસ્થાનો–એ પ્રચારપત્રો કે ભાડુતી પત્રો બને, ખબરને વિકૃત કરે, સ્તુતિ ગાન કરતા। ભાટચારણ કે પોલખોલિકા બની જાય–પૈસા ખાતર સત્ય બાજુપર મૂકાય ત્યારે "પીળુ પત્રકારત્વ" ભાષાશુદ્ધિની ઉપેક્ષા, જોડણીનુ ખૂન જોઇને જ ગાંધીજીએ પત્રો બંધ કરવા કહેલ–News એટલે ચારે દિશા (North, West, South)ના ખબર News એટલે નવીનતા, અસાધારણતા, અકુદરતીપણુ, છાપાના છબરડા–ગોટાળા, પહાડી રજ્યાન, નિસાર, વ્હાઇટ, સયાજીરાવ, જી. બી શો એ પોતાની હયાતીમા પોતાનો મૃત્યુલેખ વાંચેલો ગોટાળા માટે જવાબદાર કારણો અણઘટતી ઉતાવળ, પ્રુફ તપાસવામા ઉતાવળ અને બેદરકારી.–હિંદમા છાપાનો વ્યવસાય આર્થિક રીતે સદ્ધર નહિ. ભારતમા દર હજારે માત્ર ૭ વ્યક્તિ છાપુ ખરીદનાર અમેરિકા, ઇંગ્લેંડ, નોર્વે, સ્વીડન આદિના મુકાબલે ઓછી ખપત એના કારણો–નિરક્ષરતા, બેકારી, ગરીબી એ દૂર થાય તો જ આદર્શ પત્રકારત્વ સર્જનની શકયતા વધે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## પત્રકારિત્વ વિભાગ (૨)

### પત્રકારિત્વ : તેના આદર્શો અને કર્તવ્યો

લેખક : પ્રો. ડૉ. મહેન્દ્ર ન. પંડયા એમ. એ, પીએચ. ડી; ડીપ. લીબ.

પત્રકારિત્વ એ એક પ્રકારની જાહેર સેવા છે અને આ સેવા જનતાને અર્પણ કરવામાં નિસ્વાર્થ, કાર્યદક્ષ અને ચાલુ ધ્યાનની ઘણી જરૂર છે. આપણા દેશમાં પત્રકારિત્વના મૂળ આશરે સૈકા જૂના કહી શકાય. પણ કેટલાંક ઉચ્ચ કક્ષાના વૃત્તપત્રો બાદ કરતાં તે હજી સંપૂર્ણ રીતે પોતાનું કર્તવ્ય કરી રહ્યું છે, એમ માનવું ક્વચિત મુશ્કેલ બને છે. પાશ્ચાત્ય દેશોમાં પત્રકારિત્વએ ઘણી પ્રગતિ સાધી છે અને તેમનાં છાપાંઓ વિવિધ પ્રકારનું અને ઘણે અંશે સંપૂર્ણ જ્ઞાન, અને તે પણ છેલ્લી ઘડી સુધીનું વાચક પાસે મૂકે છે—ભલે તે સામાજિક, વૈજ્ઞાનિક, સાંસ્કૃતિક અથવા રાજકીય ક્ષેત્રના સંબન્ધનું હોય. બીજું, તેમને આર્થિક સગવડ અને બહોળો ફેલાવો હોવાથી તે યાન્ત્રિક સહાયનો લાભ લઈ શકે છે અને ચિત્રો, મેળાપના રીપોર્ટ વ. દ્વારા જનતા પર એક પ્રકારનું પ્રભુત્વ મેળવી અને જાળવી શકે છે. આમ હોવાથી તેમનું કર્તવ્ય બને છે કે તેમણે જનતાને સન્માર્ગે દોરી જવી, તેમણે સામાચાર પણ પ્રચાર અંગે ન પ્રસિદ્ધ કરતાં, જનતાને ઉપયોગી પડે, સહાય આપે એ પ્રમાણે સત્ય અને શુદ્ધ નિષ્ઠાથી બહાર પાડવા. The New York Times નો મુદ્રાલેખ છે : "All the news that is fit to print." આ ઠ શબ્દોમાં આ વૃત્તપત્ર પત્રકારિત્વનો ઘણો મોટો આદર્શ બતાવે છે ને તેને જીવી જાણે છે; આપણાં દેશમાં પણ કેટલાંક છાપાંઓ આમ આદર્શ રાખે છે. The Times of India: "Let Truth Prevail," The Free Press Journal: "Without Fear or Favour", Blitz: "Power for the People" જન્મભૂમિ : "जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" સંદેશ: स्वे स्वे कर्मण्यभिरतः, संसिद्धिं लभते नरः।" વંદેમાતરમ: જનતા, "જનાર્દન, સ્વરાજ્ય અને સુરાજ્ય માટે," પણ આ આદર્શો જીરવવા મુશ્કેલ છે પણ જો તે જીરવી શકાય તો વર્તમાનપત્રો એક આશીર્વાદરૂપ બને અને કેટલાએ માનવીઓને ઉપયોગી અને ફાયદાકારક નીવડે!



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## પત્રકારિત્વ વિભાગ (૩)

### ગુજરાતી પત્રકારિત્વના કાર્યક્ષેત્રની આછી રૂપરેખા

લેખક : ધીરજલાલ પુ. પટેલ, એમ. એ.

અધ્યાપક, એસ બી ગાર્ડા કૉલેજ, નવસારી.

આપણા ગુજરાતી પત્રકારિત્વના સૌ પ્રથમ મંગળ મંડાણ મુંબઈમાં ૧૮૨૨મા થયાં. તે પત્ર મુંબઈ સમાચારને નામે ચાલુ છે. એક બંગાળી પત્ર સમાચાર દર્પણ ૧૮૧૮માં બહાર પડયું. આ બંને પત્રોનાં નામો સૂચવે છે કે વર્તમાન પત્રોનું મૂળ ધ્યેય સમાચાર આપવાનું છે. સમાચાર લોકશાહીમાં અગત્યનો ભાગ ભજવે છે, લોકશાહીમાં આમ જનતા સાર્વભૌમ સત્તા છે, તો એ દૃષ્ટિએ લોકમત પ્રત્યેક વસ્તુ વિષે નિર્ણય કરે છે, તો એ લોકમતનું ઘડતર પણ ઉપયોગી માહિતીના પાયા પર થવું જરૂરી છે. પત્રકારની નીતિ તટસ્થ હોવી જોઈએ. લોકમત કેળવવામાં 'ગુજરાત દર્પણ'ની સેવા સૌ પ્રથમ નોંધપાત્ર છે. કયમરે હિંદના લેખકની નીતિ પત્રકારો માટે આચરણીય છે. સંસ્કૃતિનો મુદ્રાલેખ 'सत्यं परं धीमहि, પ્રસ્થાનનો दृष्टिपूतं न्यसेत् पादम् અને સંદેશનો स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ઉપર્યુક્ત આદર્શો અમલમાં લાવી શકાય તો તો પત્રકારિત્વની સચોટ અસર પ્રજા પર થવાની જ. વર્તમાન પત્રોનો બીજું ધ્યેય વિચારો પૂરા પાડવાનું છે. નવજીવને પ્રજામાનસનો વિકાસ સાધવાને, પ્રજાને યોગ્ય દોરવણી આપવાને, લોકમત રજુ કરવાને, ફક્ત રાજકારણમાં જ નહીં પરંતુ જીવનના હરકોઈ ક્ષેત્રમાં વિકાસનું ધ્યેય રાખીને કાર્ય કર્યું છે. નવજીવનનો પુનરવતાર તે હરિજનબંધુ, એ પણ વિચારપત્ર છે, જેની ઉજ્જવળ કારકિર્દીનો આપણને ખ્યાલ છે. વિચાર સાથે પ્રચાર કાર્ય પણ થયું જેમાં "રાસ્તગોફતાર" અને 'ગુજરાતી'એ સમાજ સુધારાનો આદર્શ જનતા સમક્ષ મૂક્યો. 'ગુજરાતીપંચે' એના ઉદ્ભવમાં જ ગુજરાતમાં રાજકીય પ્રવૃત્તિનો સારો પ્રચાર કર્યો. વૃત્તપત્રો એ રમૂજી અને હળવું સાહિત્ય આપ્યું છે, હેલારાકર વ્યાસની તીરકટારો અને મસ્તફકીરની હળવી કટારો જાણીતી છે. ઉચ્ચકક્ષાનું સાહિત્ય 'ગુજરાતી સમાચાર'માં 'સાહિત્યપ્રિય' અને 'ગ્રંથાવલોકન' શીર્ષકથી સાંપડે છે. વૈદક શાસ્ત્રની માહિતી, જાતીય પ્રશ્નોની ચર્ચા, બાળસાહિત્ય, પ્રવાસ, મનોરંજન, જ્યોતિષની આગાહી, વેપારી ભાવો, સિને આલમ, ઇનામી હરીફાઈ, વાર્તા વગેરે આપણા વર્તમાન પત્રોના વિષયો છે. આ વિષયો એક યા બીજી રીતે આમ જનતાને સ્પર્શે છે અને ફાયદો થાય એવી વિગતો મળે છે. પત્રકાર ઉચ્ચ કોટિનો લોકસેવક છે. નિઃસ્વાર્થ સેવામાં પત્રકાર તરીકે નર્મદાશંકર,

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.



## આંગ્લ પત્રકારિત્વ

લેખક : નલિનકાન્ત અ. ત્રિવેદી બી. એ.

c/o યુનિવર્સિટી યુનિયન, માંચેસ્ટર યુનિવર્સિટી, માંચેસ્ટર.

સરમુખત્યારશાહી તંત્ર માટે સમાચારો ઉપર જેટલે અંશે અંકુશ જરૂરનો છે તેટલે અંશે આધુનિક પત્રકારિત્વમાં અખબારી સ્વાતંત્ર્ય આવશ્યક છે

આજના લોકશાહી ઇંગ્લંડમા પત્રકારિત્વ ઘણું ગ્સરંગિત હોય છે. ઉચ્ચ કોટિના તેમ જ સામાન્ય વર્તમાનપત્રો પણ છેલ્લામાં છેલ્લા અને સંપૂર્ણ ભરોંસાપાત્ર સમાચારો, જાહેર અગત્યના મુદ્દાઓ અને જનસમુદાયનાં રસપ્રદ પ્રશ્નો પ્રસિદ્ધ કરે છે.

વિલાયતમાં આજે લગભગ ૧૨૮ વર્તમાનપત્રો ચાલુ છે. દરેક જાણીતું વર્તમાનપત્ર પોતાનો ખાસ ખબરપત્રી પરદેશમાં રાખે છે વર્તમાનપત્રોને માહિતી મુખ્યત્વે ત્રણ સમાચારસંસ્થા મારફત મળે છે :—

(૧) પ્રેસ એસોસીએશન :- સ્વદેશના સમાચાર માટે;
(૨) રૂટર્સ :- પરદેશ અને સામ્રાજ્યના સમાચાર માટે;
અને (૩) એક્ષ્ચેંજ ટેલિગ્રાફ :- સ્વદેશ અને પરદેશ; બંનેના સમાચાર માટે.

કાર્યદક્ષતાની પરાકાષ્ઠાએ કામ કરતા ઔદ્યોગિક તંત્ર સમાન આજે ત્યાંનું પત્રકારિત્વ છે. ચોવીસ કલાકના ગાળામાં એ જગતના ખૂણે ખૂણાના સમાચાર ભેગા કરે છે; સમાચારોની અગત્ય આંકી અગ્રલેખ તૈયાર કરે છે; ફિલ્મ, સંગીત અને કળાના વિવેચકો તેમ જ વર્તમાનપત્રો સાથે સંકળાએલા સર્વ વિભાગોનો સમન્વય સાધી, લાખ્ખો નકલો છાપી બ્રિટિશ ટાપુઓના ખૂણે ખૂણે પહોંચાડે છે.

જાહેરખબરોમાંથી મળતા ઉત્પન્ન ઉપર વર્તમાનપત્રોનો નિભાવ કેટલેક અંશે થાય છે, અને સામાન્ય સંજોગોમાં વર્તમાનપત્રોમાંનું અડધું ઉત્પાદન તો જાહેરખબરોનું છે.

ઉચ્ચકોટિનું શિષ્ટ પત્રકારિત્વ અને લોકભોગ્ય પત્રકારિત્વ એમ બે, પત્રકારિત્વની જાતો છે.

"ધી લંડન ટાઇમ્સ", "ધી મેન્ચેસ્ટર ગાર્ડીઅન" જેવાં શિષ્ટ વર્તમાનપત્રો સ્વદેશ અને આંતરદેશીય વિષયો ઉપર ખાસ ધ્યાન આપે છે ને સંગીત, કળા, સાહિત્ય, રમતગમત અને નવીન પુસ્તકોની સમીક્ષા કરે છે. કેળવણીની પ્રગતિ સાથે શિષ્ટ પત્રકારિત્વ વિસ્તૃત થતું જાય છે.

લોકભોગ્યપત્રકારિત્વમાં લેખાતાં અનેક દૈનિકો છે; તેમનો ફેલાવો પણ બહોળો છે. આ દૈનિકો દોઢ પેની જેવી જીજ કિંમતમાં પુષ્કળ સમાચાર અને જનસમુદાયને રસ પડે તેવા વિષયોની ચર્ચા પૂરી પાડે છે. આવાં દૈનિકોમાં જનતા જનતાની બરાબર અભિમુખ હોઈ એકેએકનું ધ્યાન ખેંચે છે અને અનેક રીતે માનવ કુતૂહલને સંતોષે છે.

ચિત્રાત્મક પત્રકારિત્વની પ્રથા ૧૯૦૪માં દાખલ થઈ. "ડેલી મિરર"ને આ ક્ષેત્રમાં પહેલ કરનાર કહી શકાય. નૂતન વર્તમાનપત્રોના ફેરીઆફેરો જીવના જોખમે પણ અનેક જગાએ છબી ઝડપવા સાહસ ખેડે છે. ચિત્રોની પ્રથા, એ આધુનિક વર્તમાનપત્રનું અગત્યનું અંગ બન્યું છે.

જીવનના સર્વોત્તમ રસાયણ હાસ્યરસને અર્વાચીન વર્તમાનપત્રનું બીજું મહત્ત્વનું અંગ ગણી શકાય. ઠઠ્ઠાચિત્રો, મશ્કરી અને મજાકો દ્વારા દૈનિકો વાચકોનું ધ્યાન વિશેષ ખેંચે છે. આજના ઠઠ્ઠાચિત્રકારો હાસ્યરસિક હોય છે ને મર્મીલા હોય છે. આ ક્ષેત્રમાં 'ડેવીડ લો', 'ઇલીંગ્વર્થ", 'જાઇલ્સ' વગેરેને આંગ્લ પત્રકારિત્વમાં મોખરે મૂકી શકાય.

આધુનિક પત્રકારિત્વ આમજનતાની રમતગમત તરફ રસવૃત્તિ જોઈને, રમતગમત વિભાગ માટે એકાદ પાનું ઇલાહિદું રાખે છે, નારી જગત તરફ પણ બેદરકાર રહેતું નથી અને વૃત્ત ને વૃત્ત-વિવેચન માટે સીધી પ્રત્યક્ષ નિરૂપણપદ્ધતિ અજમાવે છે

આધુનિક સામયિકોના પ્રકાશનોમાં અર્વાચીન પત્રકારિત્વ રંગોનો છૂટથી ઉપયોગ કરે છે: મુખપૃષ્ઠ પર તેમ જ પાને પાને આકર્ષક સુશોભનો સામયિકોના ઘડતરનું અગત્યનું ઘટક બની ગયું છે.

પત્રકારિત્વમાં હજુય વિકાસને પુષ્કળ અવકાશ છે. સર્જક પ્રતિભાવાળા પત્રકારો માટે આ ક્ષેત્ર ખૂબ ખુલ્લું છે. અસીમ કુતૂહલ, અવલોકનની તીવ્ર શક્તિ, માનવજાત પ્રત્યે રસ, શૈલી, પ્રામાણિકતા વગેરે ગુણો આ વિશિષ્ટ વ્યવસાય માટે ખૂબ જરૂરના છે.

આ ધંધાનો વિકાસ શિક્ષણ ઉપર આધાર રાખે છે લોકોને લાભદાયી નીવડવું હોય તો ન્યાયબુદ્ધિવાળા અને સમર્થ પત્રકારોએ જ વર્તમાનપત્રોનું સંચાલન કરવું જોઇએ. ગણીગાંઠી વ્યક્તિઓ દ્વારા બહુ મોટા જનસમુદાયને લાભ મળે તેવો આ વિરલ વ્યવસાય છે.

"Be interested, or you will not be interesting" is an old dictum true for all time. રસ લો અગર તો તમારામાં કોઈ રસ નહિ લે, એ જૂનું સૂત્ર સદાકાળ માટે સાચું છે અને દરેક પત્રકારે તે જાણવું જ જોઈએ.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૧)

### વિજ્ઞાનનો વિજય

લેખક: વૈદ્ય હોરમસજી રતનશાહ આચાર્ય

સંગીત, રંગ ને સુગંધદ્વારા સારવાર અપાય છે એ વિજ્ઞાનની મહત્ત્વની શોધ છે. પાયથેગોરાસ, સંગીતની વિવિધ વૈદ્યકીય અસરો જણાવે છે. રંગાદિની વાયબ્રેશન થેરપીનો અભ્યાસ કરવાથી છૂપી વિદ્યાનું રહસ્ય સમજાશે. પાણી ભરેલી બાલદી પર ખૂબ ઊંચો સ્વર કરવાથી વીજળીનો ચમકારો થાય. અવાજથી બાલદીને કાણી કરી શકાય છે, દૂધનાં જંતુનો નાશ કરી શકાય છે, ઉંદરનો નાશ કરી શકાય છે. રંગ ગીરામીડને ઊંચા કરે, મરતાને જીવાડે, વીજળી પેદા કરે. મીઠા સ્વરો જ્ઞાનતંતુને સુધારે, અને વિવિધ જાતના સ્વરોથી વિવિધ જાતની અસરો પેદા થાય છે, જુદા જુદા રાગો જુદા જુદા રોગોને નાબુદ કરી શકે છે. શ્રીકૃષ્ણની વાંસળીના અવાજેથી પ્રાણીમાત્ર ઉપર અસર થતી એ પ્રસિદ્ધ છે. આ સ્વરવિજ્ઞાનમાં શ્રી. ઓમકારનાથ શોધ કરી રહ્યા છે.

જાનવરોના જુદા જુદા અવાજમાંથી સારીગમના સાત સ્વરોની ઉત્પત્તિ થઇ છે. આ સાત સ્વરો સાથે જુદા જુદા સત્ત્વાદિગુણ, જુદા જુદા ગ્રહો, તથા સ્વાદ જોડાયા છે તેનો આ લેખમાં કોષ્ટકવાર પરિચય આપવામાં આવ્યો છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૨)

### કેનસર ઉપર શોધખોળ

લેખક : વૈદ્ય હોરમસજી રતનશાહ આચાર્યા, મુંબઇ

એલીસ બારકર, ફોર્બ્સ રોસ જેવા તબીબો એમ માને છે કે તંદુરસ્ત શરીરમાં આ રોગ પ્રવેશી શકતો નથી બગડેલી હોજરી, કબજીયાત, કૃત્રિમ ખોરાક અને અનિયમિત જીવન એના કારણો છે વળી બેઠાક જીવન ગાળનારા વધુ જમનારા, માસ–મસાલા વિ. નું ભારે ભોજન ખાનારા આ દર્દનો ભોગ બને છે. પણ આ રોગ અસાધ્ય નથી એમ જાણવા મળે છે. ગુલાબના ફૂલ, ઘસબગુલ, તુલસી, લીમડાનાં પાન, કરમદા, સિતાફળ, જૂની આમલીનો રસ, વાવડીંગ, જેઠી મધનો પ્રયોગ, નાળીએરનું પાણી, ગાજરનો રસ, માટીનો ઉપયોગ અસરકારક નીવડયો છે વળી હોમીઓપથીક અને બાયોકેમીસ્ટ્રીથી પણ અસર થાય છે. એમ પણ જાણવામાં આવ્યું છે કે માત્ર તાજાં ફળના ખોરાક ઉપર રાખવાથી કેન્સર મટે છે, નેચર કયોર, ઠંડા જળ ઉપચાર, ઉપવાસ અને ઓસ્ટીયોપેથીક ઉપચારો, ફોર્બ્સ રોસના પોટેશીયમ કયોર, વાયોલેટ રંગની રોશની, દક્ષિણ આફ્રિકાનો ગ્રેપક્રૂટ, વાવડીંગ, જેઠીમધ, કેળા–પપાઉ સેલાડથી પણ મટે છે. લીલી દ્રાક્ષ, ચારોળી, માટલીનુ પાણી, શિલાજીત ચન્દ્રમાની રોશની, વિ. સસ્તા ઔષધો પણ અસરકારક નીવડેલા જણાયાં છે. ગળાના કેન્સર માટે લીંબુ અને ચામડીના કેન્સર માટે ડૉ. હોમ્સનું હોમ્યો એકાનાશીયા જાણીતાં છે. આ પીડાથી ઉપજતી કંપાવનારી લાગણી અથવા વ્યથા કોન્ડુ રોગો ૩૦ ખાવાથી મટે છે મેગનેશીયા ફોસ ૩× અથવા આરસેનીક ૩૦ થી કેનસરની કાતીલ દુઃખ શાન્ત થાય છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૩)

### દેશી દવાના ગુણો

લેખક : વૈદ્ય હોરમસજી રતનશાહ આચાર્યા, મુંબઇ

માધવ જેવો નિદાન નથી, ચરક જેવી ચિકિત્સા નથી અને સુશ્રુત જેવો સરજન નથી. આપણે અત્યારે પરદેશી અથવા કીમતી ઔષધોને ત્યાગી જન્મભૂમિનાં ઝાડપાન, વનસ્પતિ અને મૂળિયાં વાપરવાનો આરંભ કરવો ઘટે. અત્યારે આપણા દેશની દવાઓ પરદેશી થઇ છે. જ્યારે ૨૬૦૦ વર્ષ પૂર્વે પણ ચરક ભગવાને સૂચવેલી દવાઓનું માહાત્મ્ય આજે પાશ્ચાત્ય દેશો હવે શોધે છે. આપણે ત્યાં રોગ માટે ઔષધિઓ મોજુદ છે જેવી કે હૃદય રોગ માટે કડુનો ઉકાળો, કાંચકા પીપરની ગોળી તાવ માટે, સિંકોનાને બદલે લીંબડાની અંતરછાલ, સેનેટોજનને બદલે સિંગોડા, ડીપ્થીરીઆ માટે પાઇનેપલ હીસ્ટીરીઆ માટે અશ્વગંધારિષ્ટ, એમ ઘણા દર્દો માટે અત્યારની વૈજ્ઞાનિક શોધથી પ્રાપ્ત થતી દવાઓ અને ગોળીઓની સરખામણી કરે એવી ઔષધીઓ આપણે ત્યાં હતી ને હજી પણ છે. જેનો ઉપયોગ કરવો આપણે માટે જરૂરી છે અને કર્તવ્ય પણ છે.

[illegible] ડૉ. મ. ન. પંડ્યા.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી.

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૪)

### દેવળ-મંદિરમાં વપરાતી ખુશબોદાર ચીજો!
### શાંતિ સ્થિરતા અને સંયમ કેળવનારી સુગંધીઓ

લેખિકા:-પેરીનબાનુ હોરમસજી આચાર્યા

"તમામ પ્રકારની સુગંધીઓ પુષ્ટિ આપનારી છે" આ વાકય યજુર્વેદમાં મળી આવે છે. સુગંધી દ્રવ્યો ઇન્દ્રિય, મન ઇત્યાદિને પ્રફુલ્લ બનાવે છે તેથી તેને પૂજાકાર્યમાં સ્થાન મળ્યું છે.

કર્નલ ચોપરા કેસરની શરીર ને મન ઉપર વિવિધ અસરો વર્ણવે છે. આ ઉપરાંત ચંદન-સુખડ પણ શરીરના જુદા જુદા ભાગો પર જુદા જુદા ચામડીના રોગપર અકસીર છે. કપૂર શરદી, ઉલટી આદિ વિકારો પર લાભદાયક છે. તેમજ સાચી કસ્તુરી કર્નલ ચોપરાના જણાવ્યા પ્રમાણે જ્ઞાનતંતુ આદિ ઉપર ખાસ ફાયદો કરે છે. રુદ્રાક્ષના મણકાનો સ્પર્શ વિદ્યુત શક્તિ ઉપજાવે છે. તુલસી અનેક રોગો પર અનેક ફાયદાઓ છે તેથી જ તે વિષ્ણુને વહાલી છે. કેવડો, ચમેલી પણ એવાં જ ઉપયોગી દ્રવ્યો છે. ગુલાબમાં આનંદ આપવા ઉપરાંત કબજિયાત જેવા રોગો પર ઉપયોગી થવાની શક્તિ છે. મોગરો ચંપો વગેરે ફૂલો ભારતવાસીઓને તેના ગુણોથી ઘણાં પ્રિય છે. બિલીપત્ર પ્રમેહ, આંતરડા વગેરેના દર્દો પર અકસીર હોવાથી જ ભગવાન શંકરને પ્રિય છે. લોબાન મેંદી વગેરેમાં વાતાવરણ પવિત્ર કરવાનો ગુણ છે. આ ઉપરાંત આ લેખમા બીજાં અનેક ફૂલોના અનેક ગુણધર્મનું વિગતવાર વર્ણન છે.

સંક્ષેપ કર્તા: શ્રી. ન. કૃ. પંડ્યા.



## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૫)

### વિજ્ઞાનના માધ્યમનો વિચાર

લેખક :– વિજયચંદ્ર નટવરલાલ ઉપાધ્યાય, એમ. એસસી.
પ્રાધ્યાપક, ગાર્ડી કૉલેજ, નવસારી

વિજ્ઞાનનો અભ્યાસ કરવાની મનોવૃત્તિ ગુજરાતમાં વધતી જાય છે. પણ માધ્યમિક કેળવણીના સઘળા વિષયો પ્રાદેશિક ભાષામાં શીખવાતા હોવાથી, ઉચ્ચ કેળવણી લેવાની કક્ષાએ વિદ્યાર્થીને પરભાષાનો સાધારણ જ મહાવરો હોય છે અને પોતાના વિચારો પરભાષામાં વ્યક્ત કરવાને મથવું પડે છે. પરિણામે મોટો ભાગ વિષયના ગૂઢ રહસ્યોથી વંચિત રહે છે. આવી પરિસ્થિતિમાં સામાન્ય જનસમુદાય, કે જેનું શિક્ષણ અને મનોવિકાસ સાધારણ ઉપાધીથી પૂરું થાય છે તે ભાષાની દૃષ્ટિએ "અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ" રહે છે.

આજે એટલું તો નક્કી કે આખીય કેળવણી એક માધ્યમમાં હોય તો વિદ્યાર્થી ઉપર શિક્ષણ અને વિષયના ગૂઢાર્થની સારી અને ઉંડી છાપ પડે પારિભાષિક શબ્દભંડોળની મુશ્કેલી છે પણ સદ્‌ભાગ્યે શ્રી. પી. જી. શાહ, ડૉ. રઘુવીર વગેરેએ આ દિશામાં પગરણ માંડયાં છે. વિજ્ઞાન વેગીલું હોવાના કારણે આજનો શબ્દભંડોળ આવતી કાલે અપૂર્ણ થઈ પડવાનો. વ્યુત્પત્તિની સાથે સાથે શબ્દનો રૂઢ પ્રયોગ, અર્થ અને તેની છાયા આદિનો પૂરેપૂરો વિચાર કરવો જરૂરનો. જેમકે "ગોળ આકારનુ" કહેવુ હોય ત્યારે સામાન્ય રીતે "ગોળાકાર–Circular" કહેવાય છે. પણ globe એટલે ગોળો અને Globular એટલે ગોળાકાર. Circular અને Globularના ભાવ–અર્થમા જે ફેર છે તે ભાષામા વાસ્તવિક કરવાને Circular એટલે ચુસ્તપણે "ગોળ આકાર"નું અથવા "વર્તુળાકાર" કહેવું રહ્યું. પરિભાષા માટે શબ્દના પ્રચલિત અર્થને મર્યાદિત કરવો આવશ્યક છે. આમ અનેક શબ્દના રૂઢ અર્થ અને છાયા વિચારવા જેવી છે.

છતાંય અભ્યાસનો સમન્વય જળવાય, શિક્ષણની ભાવના સુસંગત રહે તે માટે પ્રાદેશિક ભાષામાંથી અંતિમ શબ્દની પસંદગી કરવાનો સમય પાકી જ ગયો છે. પરિભાષાની પસંદગીમા લાઘવ, અપરિચિતતાનો અભાવ, અર્થસૂચકતા અને શબ્દાર્થની છાયાની પૂરેપૂરી ચકાસણી જરૂરની ગણાય.

વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૬)

## અર્ધી સદીનું વિજ્ઞાન

લેખક: ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી, એલ સી. પી. એસ., ઉમરેઠ

વિમમી સદીના પહેલા અડધિયામાં થયેલી વિજ્ઞાનની અનેકાનેક શોધખોળોમાની માનવ જીવનને સાથેની શોધોનો આ લેખમાં આછો ખ્યાલ આપવામાં આવ્યો છે. પ્રો. આઇન્સ્ટાઈનના અપેક્ષાવાદથી શરૂ કરી પરમાણુની શોધ અને પરમાણુ બૉમ્બની બનાવટનું વિહંગાવલોકન કરવામાં આવ્યું છે. પછી વૈદકીય વિજ્ઞાનમાં થયેલી શોધો અને પ્રગતિનો ઉલ્લેખ કરતાં સલફા ઓષધિઓ, ઍન્ટીબાઓટીક્સ અને જંતુની દવાઓ વર્ણવી છે. આ નવા દવા શાસ્ત્રના પરિણામે માનવ આયુમર્યાદામા થયેલો વધારો અને મરણ પ્રમાણમાં આવેલા ઘટાડાને આલેખ્યું છે.



વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૭)

# આયુર્વેદના માનવજીવન ઉપર ઉપકારો

લેખક: વૈદ્યશાસ્ત્રી પુરુષોત્તમ અમૃતલાલ જાની
માનદ્‌વૈદ્ય–ડેલીફ્રા જ્યુબીલી (મીલ્સ) હોસ્પીટલ

માનવજીવનની સફળતા માટે જીવન–પ્રાણ એ આવશ્યક છે. તે પ્રાણનું અધિષ્ઠાન શરીર. ભૌતિક શરીર મન અને આત્મા યુક્ત શરીર એ આયુર્વેદે શરીર માનેલું છે. એષણાઓની તૃપ્તિ માટે દીર્ઘ આયુષ્યવાળું સુખમય શરીર જરૂરનું છે. તેનો જન્મ–સ્થિતિ–વિકાસવૃદ્ધિ–પુનરુત્પાદન અને મૃત્યુ સાથે સંબંધ છે. ટકવું અને ઘસાવું એ શરીરનો સ્વભાવ છે તે માટે જે યુદ્ધ ચાલે છે–તેમાં રોગ એ દુઃખનું કારણ છે. સમઅવસ્થા–આરોગ્ય .અને વિષમ અવસ્થા, એ રોગ છે. સામ્યાવસ્થા જાળવી રાખવી અને પ્રમાદવશાત્ વિષમાવસ્થા થાય તો તે દૂર કરવી. રોગપ્રતિકાર અને રોગનિવારણ એ મનુષ્યજીવન માટે ઉપકારક છે એને માટેનું જ્ઞાન આયુર્વેદ આપે છે. સુપ્રજનનશાસ્ત્ર, આનુવંશિક અસરો, જાતિયજ્ઞાન, ગર્ભવિદ્યા રસાયન અને વાજીકરણ અધિકાર, આહારશાસ્ત્ર, પથ્યાપથ્ય, દ્રવ્યગુણ-શાસ્ત્ર, પ્રસુતિતંત્ર, શલ્યશાલાકયતંત્ર. કૌમારભૃત્ય ગર્ભાવસ્થિક અને અનુપ્રસુતિ સારવાર, રસતંત્ર, ચિકિત્સાશાસ્ત્ર માનસશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર દ્રવ્યગુણશાસ્ત્ર–પંચમહાભૂત–અને ત્રિદોષ સિદ્ધાંત અને દર્શન-શાસ્ત્રો, તથા દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા–સદ્‌વૃત્ત, :જનપદોધ્વંશ, સંક્રામક રોગો, મૃત્યુ અને તે સંબંધી શરીરશાસ્ત્ર અને શરીર સંરક્ષણની દૃષ્ટિએ વિચારણા, ટુંકમાં–આરોગ્ય સંરક્ષણ અને રોગ-નિવારણ તથા દીર્ઘાયુષ્ય અને સુખ તથા સફળતા–ધર્મ–અર્થ–કામ અને મોક્ષને માટે–ઉપયોગી જ્ઞાન આપી આદર્શ અને ધ્યેયપ્રાપ્તિના કારણરૂપ અને અંતે શુભ આત્મતૃપ્તિના માર્ગે લઇ જનાર મનુષ્ય જીવનને આશીર્વાદરૂપ જીવન ઘડવામાં અને તેને ટકાવી રાખવામાં–સામ્યાવસ્થા જાળવી રાખવામાં–આયુર્વેદનો મહાન ઉપકાર છે.



## <u>વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત)</u> (૮)

### સૂક્ષ્મજંતુઓ–આપણા મિત્રો કે દુશ્મનો ?

લેખક :– સનતકુમાર ર. વ્યાસ, બી. એસ. સી. (ઓનર્સ)
ગાર્ડા કૉલેજ, નવસારી

આપણામાંના ઘણાખરાને મન તો સૂક્ષ્મજંતુઓ એટલે રોગ અને મૃત્યુ. પરંતુ આ માન્યતા સાચી નથી. સૂક્ષ્મજંતુઓ પૃથ્વીપર વનસ્પતિ, પ્રાણીઓ અને મનુષ્યના જીવનને શક્ય બનાવતી અનેક ક્રિયામાં અગત્યનો ભાગ ભજવે છે.

પ્રોટોઝોઆ (Protogoa), ફંજાઈ (Fungi) અને બેક્ટીરીયા (Bacteria) એમ ત્રણ પ્રકારના સૂક્ષ્મજંતુઓ સામાન્ય રીતે ગણાય છે. પ્રોટોઝોઆં પ્રાણીજન્ય તથા ફંજાઈ અને બેક્ટેરીયા વનસ્પતિજન્ય ગણાય છે. સૂક્ષ્મજંતુઓને માપવાનો એકમ માઇક્રોન એટલે ૧/૧૦૦૦ મીલીમીટર અથવા ૧/૨૫૦૦૦ ઇંચ છે.

હજારો ને લાખો જાતનાં સૂક્ષ્મજંતુઓ શોધાયાં છે પરંતુ તેમાના થોડાંજ મનુષ્યમાં રોગ પેદા કરી શકે છે. મેલેરીયા, મરડો, ટાઇફોઈડ, કોલેરા, પ્લેગ, પરમિયો, ચાંદી, ન્યુમોનીયા વિગેરે કેટલાક રોગો સૂક્ષ્મજંતુઓને આભારી છે. જ્યારે પેનીસીલીન, સ્ટ્રેપ્ટોમાઈસીન, ક્લોરોમાઈસીટીન જેવી રામબાણ એન્ટીબાયોટીક (Antibiotic) ઔષધિઓ પણ ફૂગ (Molds) વિભાગના સૂક્ષ્મજંતુઓ જ બનાવી શકે છે અને દરરોજની લાખો માનવ જીંદગીઓ બચાવે છે

આ સૂક્ષ્મજંતુઓ દરેક જગ્યાએ રહેલાં છે અને મનુષ્યને અનેક રીતે ઉપયોગી છે. તેઓ જમીનમાં વૃક્ષો માટે પ્રાણીજ (Organic) પદાર્થોનું વિભાજન અને ખનિજ પરિવર્તન કરી તથા હવામાંના નાઇટ્રોજનનું સંયોજન કરી વનસ્પતિના ખોરાક માટેના દ્રવ્યો બનાવે છે. તેઓ દારૂ, ચીઝ, માખણ, સીગારેટ, એસીટીક એસીડ, લેકટીક એસીડ, શણ, હેમ્પ, ફ્લેક્સ, ચામડાં, દવાઓ, વીટામીનો, ગ્લીસરીન, માઇટ્રીક એમીડ વગેરે બનાવતા ઉદ્યોગોમાં અગત્યનો ભાગ ભજવે છે. તદુપરાંત ગટરમાંના કચરામાંથી તેઓ ખાતરો તથા બળતણ માટેનો ગેસ બનાવે છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન નવસારી

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૯)

### કૃત્રિમ તાણા (Synthetic Fibres)

લેખક :— **શ્રી પી. સી.** મહેતા બી. એસસી. (ટક) એમ. એ; પીએચ. ડી. (પ્રીન્સેટન)
રસાયણ વિભાગના વડા, "અટીરા" — અમદાવાદ.
સંક્ષેપ કર્તા :- વિ. ન. ઉપાધ્યાય.

કુદરતી રીતે મળી આવતી વસ્તુઓના તાણામાંથી (તાંતણામાંથી) કાપડ બનાવવાનું માનવ જાતને ઘણા વખતથી જાણીતું છે, અને રૂના સૂતરની બનાવટ તો લગભગ છ હજાર વર્ષ અગાઉની છે એમ ચોક્કસ પૂરવાર થયું છે. સમયના વહેણ સાથે ઊન, રેશમ, વાળ આદિનો ઉપયોગ પણ તાણા કાઢવામાં થવા લાગ્યો અને છેલ્લા ૬૦ વર્ષના ગાળામાં તો તાણાની જાતમાં વિશિષ્ટ ફેરફારો થયા છે; જૂની જાતના તાણામાં રસાયણિક પદ્ધતિથી સુધારો થયો છે અને સેન્દ્રિય રસાયણોના સંયોગીકરણથી નવીન જાતના તાણા ઉપજાવી શકાયા છે.

તાણાની જાતનું સામાન્ય રીતે નીચે મુજબ વર્ગીકરણ કરી શકાય.

અ પ્રકૃતિ જન્ય (૧) વનસ્પતિ જન્ય :–સૂતર રેશમ વગેરે
(૨) પ્રાણિજ જન્ય :–ઊન, રેશમ, વાળ આદિ

બ. (૩) પ્રકૃતિ જન્ય પણ સંપૂર્તિ પામેલાં :–રેયોન, વીસ્કોસ
ક. (૪) સંયોગીકરણથી ઉપજાવેલા :–નીલોન, ઑર્લોન, ટેરીલીન.

ક્રોસ અને બેવન નામના બે અંગ્રેજ વૈજ્ઞાનિકોએ ૧૮૯૦માં "વીસ્કોસ"ની પહેલ વહેલી બનાવટ કરી ને છેલ્લા ૬૦ વર્ષમાં આ તાણાનું વાર્ષિક ઉત્પાદન લગભગ ૩૦,૦૦૦ રતલથી શરૂ કરી, ૧૯૪૦માં ૨૩૮૦ લાખ રતલ અને ૧૯૫૦માં લગભગ ૩૦૦૦ લાખ રતલ થયુ છે. આજના અદ્ભુત તાણા "નીલોન"ની શોધ ૧૯૩૬માં થઈ અને તેની બનાવટનો ઉદ્યોગ ૧૯૩૮માં શરૂ થયો. આજે ચૌદ વર્ષ જેવા અલ્પ સમયમાં તેનું વાર્ષિક ઉત્પાદન લગભગ ૩૦૦ લાખ રતલ સુધી પહોંચ્યું છે. રેશમ કે ઊનને મળતી ને ચડિયાતી જાતો માટે પ્રયત્નો થઈ રહ્યા છે. ભોંયસિંગના તત્ત્વમાંથી પણ ખટાલીઅન ફાઈબરને મળતા તાણા શોધવાના પ્રયત્નો ધ્યાન ખેંચે છે.

વીસમી સદીનું ઝડપી ઔદ્યોગીકરણ, ગાડીના ટાયર અને તેવી અન્ય વપરાશની ચીજોની આપણી આજની જરૂરીઆતો આ વિવિધ તાણાઓની શોધ અને બનાવટ માટે કારણભૂત ગણી શકાય.

સંયોગીકરણથી તાણા બનાવવાની શોધના પરિણામે તાણા સંબંધી તેની કુમાશ, સ્થિતિસ્થાપકતા, ભેજશોષકતા, બારીકાઇ વગેરેનું વિશેષ જ્ઞાન પ્રાપ્ત થયું છે; પરિણામે વસ્તુની બનાવટ માટે અનુકૂળ તાણો અત્યારે ઉપજાવવાનું સંભવિત છે.

આંકડાઓને આધારે ચોક્કસ રીતે કહી શકાય તેમ છે કે રેશમના ઉત્પાદનમાં આજે ઘટાડો થયો છે પણ નવીન તાણાઓની બનાવટથી પ્રકૃતિ જન્ય તાણાઓની પરિસ્થિતિ કોઇ રીતે બગડી નથી. બલ્કે આજની સ્થિતિમાં તો આપણી જરૂરીઆતો પૂરી પાડવામાં મદદરૂપ નીવડી છે; એટલુંજ નહિ પણ આજના વિશ્વના કુલ ઉત્પાદનમાં સૂતર ૪૮·૬ ટકા છે, ઊન અને પ્રાણિજ જન્ય તાણા ૧૪·૦ ટકા છે અને ઈતર ઉત્પાદન ૨૪ ટકા હોવાના કારણે જગતભરમાં તાણાનું ઉત્પાદન હજુય માત્ર કૃષિવિષયક જ રહ્યું છે.

## ૧૧ થી ૪૨ વર્ષ સુધીની ઉમ્મરોના ગાળામાં બુદ્ધિનીને

## શરીરની શક્તિનાં માપ

લેખકઃ— શ્રી દેવેન્દ્રનાથ લ અમીન "અદીશ" અમદાવાદ

અગીઆરથી બેતાળીસ વર્ષના ગાળામાં આવતાં મહોળા સમુદાયનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરી, બુદ્ધિ અને શરીરની શક્તિના પ્રાપ્ત થયેલા અને તેના ઉપર આધાર રાખના વળાંકથી (curves) તેને માપવાનો આ સ્થળે પ્રયત્ન કરવામાં આવ્યો છે. બુદ્ધિ માપવા માટે Combination form board નો અને શારીરિક સંપત્તિ (હાથનાપકડની શકિત) આકવા માટે Smedley Dynamometer નો ઉપયોગ થયો હતો. ૩૧૨ માણસોના ત્રિજ્ઞામની બુદ્ધિપરીક્ષા અને ૯૬૧ માણસના જૂથની dynamometer પરીક્ષા લેવામાં આવી હતી. તેના પરથી નીચેના સંભવિત નિશ્ચયો પ્રાપ્ત થયા.

(૧) શારીરિક શક્તિ (હાથના પકડના જોરની માપણીથી શોધાયલી) ૨૩ અથવા ૨૪ વર્ષની ઉમ્મર સુધી વધે છે, જ્યારે Combination form board પરથી માલમ પડે છે કે બુદ્ધિની શક્તિ ૧૭ અથવા ૧૮ વર્ષની ઉમર પછી વધતી અટકે છે.

(૨) શારીરિક અને બૌધિક શક્તિઓનુ વર્ધન અરસપરસ સંબંધ ધરાવે છે ને સાથે વધે છે. પણ એક વખત પુખ્ત ધોરણે પહોંચ્યા પછી શારીરિક શક્તિની અધોગતિ બૌદ્ધિક શકિતની અધોગતિ કરતાં ઘણી ત્વરિત હોય છે

(૩) બૌદ્ધિક વર્ધન પ્રાપ્ત થયા પછી તે શારીરિક સંપત્તિ કરતાં વધુ સમય માટે ટકી શકે છે



## ખનિજ કોલસામાંથી પેટ્રોલ અને અન્ય પદાર્થો

લેખક:— શ્રી પરાગજી હરિભાઈ નાયક એમ. એસસી.
પ્રાધ્યાપક, કેમિસ્ટ્રી વિભાગ,
એસ. બી. ગાડી કોલેજ, નવસારી.

હાલના અનેકવિધ પ્રગતિના જમાનામાં દિનપ્રતિદિન વધુ વપરાતા પેટ્રોલને કંઇક અંશે અગત્યનું ગણી શકાય છે. પેટ્રોલની વપરાશ અને તેના મર્યાદિત ઉત્પાદનથી ઊભી થતી કટોકટીમાં વિજ્ઞાને મોટો ફાળો આપ્યો છે.

ખનિજ કોલસાનું જો વિચ્છેદક અર્કનિર્યાસન (Destructive distillation) કરવામાં આવે તો એમાંથી પેટ્રોલ, ડીઝલ ઓઇલ અને ડામરને લગતા અનેક પદાર્થો મળે એ તો વર્ષોથી જાણીતું છે. પણ આ રીતે મળતા પેટ્રોલનું ઉત્પાદન બહુજ ઓછું છે. ખનિજ કોલસામાં, વિશિષ્ટ સંજોગોમાં જો હાઇડ્રોજનનું પ્રમાણ વધારવામાં આવે તો એનું ઉત્તમ પેટ્રોલમાં રૂપાંતર થઈ શકે છે. આ દિશામાં અનેક પ્રયાસોના પરિણામે ખાત્રી થઇ કે કોલસાનું જો યોગ્ય હવામાનના દબાણ નીચે અને ચોક્કસ ઉદ્દીપકો (catalysts) ની હાજરીમા હાઇડ્રોજીનેશન કરવામાં આવે તો સહેલાઇથી ઉચ્ચ કક્ષાનું પેટ્રોલ મળે છે. આવી શોધખોળોમાં જર્મની મોથી મોખરે રહ્યું છે.

આ રસાયણિક ક્રિયાને વાસ્તવમાં મૂકવા ઇ. સ. ૧૯૨૨માં રોજનું એકાદ ટન તેલ મળે એવી અખતગરૂપની યાંત્રિક ક્રિયાપદ્ધતિ (plant) તૈયાર કરવામાં આવી હતી. એની સફળતા જોઇને પાછળથી એ રીતના અનેક પ્લાન્ટો ઊભા કરવામાં આવ્યા. ઈ સ. ૧૯૩૮ સુધીમાં તો આવા પ્લાન્ટો દ્વારા પેટ્રોલનું ઉત્પાદન વર્ષે ૧૫ લાખ ટન જેટલું થઇ ગયુ. છેલ્લે છેલ્લે એ ઉત્પાદન વર્ષે ૪૦ લાખ ટન સુધી પહોંચે એ રીતની તૈયારી થઇ.

આ પદ્ધતિમાં ખનિજ કોલસો મુખ્ય પદાર્થ છે. પણ તે ઉપરાંત હાઇડ્રોજન અને વિશિષ્ટ ઉદ્દીપકો ઘણાજ જરૂરી હોય છે. આ પદ્ધતિ અનુસાર કોલસામાંથી ઉત્પન્ન થતા પેટ્રોલમા જરૂરી હાઇડ્રોજન ખર્ચાળ પડે છે. એકંદર ખર્ચના લગભગ ૪૦ ટકા ખર્ચ તો ફક્ત હાઇડ્રોજન ઉત્પન્ન કરવામાં જાય છે. વળી યોગ્ય ઉદ્દીપકો ઉત્પન્ન કરવા જર્મનીમા અનેક કારખાનાંઓ ઊભાં કરવામાં આવ્યાં હતાં

હાઇડ્રોજન ઉત્પન્ન કરવાની અનેક રીતો છે. પણ હવે ચોક્કસ જાણવા મળે છે કે "ફીશર-ટ્રોપ્સ સીન્થેસીસ" (Fischer-Tropsch Synthesis) ની પદ્ધતિ હાઇડ્રોજનના ઉત્પાદન તેમજ પેટ્રોલને લગતા અન્ય ઉપયોગી પદાર્થો બનાવવા વધુ સહાયક નીવડી છે. ફીશર-ટ્રોપ્સ ક્રિયા પદ્ધતિની મુખ્ય બનાવટ પેટ્રોલ નથી, પરંતુ સારી જાતનું ડીઝલ ઓઇલ, લ્યુબ્રિકેટિંગ, ઓઇલ, વેસેલીન, મીણ તથા અન્ય ઉપયોગી પદાર્થો છે. વળી આવા પદાર્થોમાથી ચરબીયુક્ત તેજાબ (fatty acids) મદ્યાર્ક (alcohols) વગેરે સહેલાઇથી બનાવી શકાય છે. હાઇડ્રોજીનેશન અને ફીશર-ટ્રોપ્સ પદ્ધતિઓ સાથે સાથે ખીલવવામા, તેઓ એકબીજાને સહાયક હોવાથી, વધુ કરકસરતાવાળી નીવડી છે.

સદ્ભાગ્યે ભારત સરકારે પણ આ ઉદ્યોગો આપણા દેશમાં ખીલવવા ધ્યાન દોડાવ્યું છે.

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૧૨)

### મર્સરાઇઝેશન

લેખક.— ડૉ. પી. એન. ભટ્ટ બી. એસસી. (ટેક.),
પીએચ. ડી. (મુંબઇ,)
પીએચ. ડી. (લીડ્ઝ)

જુનિયર સાયન્ટિફિક આસિસ્ટન્ટ,
" અટીરા "," અમદાવાદ

સંક્ષેપ કર્તા:-શ્રી. પી એચ. નાયક

સાધારણ રીતે માણસો મર્સરાઇઝ્ડ કાપડ ખરીદવા અને વાપરવા વધુ પ્રેરાય છે. મર્સરાઇઝ્ડ કાપડમાં ચળકાટ અને ટકાઉપણું એ ખાસ વિશિષ્ટતાઓ છે. ઇ. સ. ૧૮૪૪મા જોન મર્સર નામના વૈજ્ઞાનિકે કોસ્ટિકના દ્રાવણમા રૂના તાર પર શી અસર થાય એ અંગે શોધ કરી, અને ત્યારથી મર્સરાઇઝેશનની કંઇક શરૂઆત થઇ, ટૂંકમાં મર્સરાઇઝેશન એટલે કોસ્ટિકના ઠંડા દ્રાવણ સાથે સૂતરના કાપડને સંકોચાવા દીધા વગરની ક્રિયા.

મર્સરાઇઝેશન કરતી વખતે નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર રહે છે.

(૧) કોસ્ટિકનું પાણીમા યોગ્ય દ્રાવણ :- કોસ્ટિકના પાણીનું દ્રાવણ જ્યારે ૩૦-૩૪ (Tw) ટવેડલ હોય છે, ત્યારે મર્સરાઇઝેશન સારામા સારૂં થાય છે.

(૨) કોસ્ટિકના દ્રાવણનું ઉષ્ણતામાન :- ૧૮° આસપાસના ઉષ્ણતામાને સારૂં મર્સરાઇઝેશન થાય છે.

(૩) કાપડનું ખેંચાણ :- કાપડને યોગ્ય પ્રમાણમા ખેંચીને મર્સરાઇઝેશન કરવામા આવે તો વધુ ચળકાટ આવે છે.

(૪) કાપડ ઉપરનુ દબાણ :- કાપડને કોસ્ટિકના દ્રાવણની ક્રિયા બાદ ભારે દબાણ નીચેથી પસાર કરવામાં આવે તો સારી અસર થાય છે.

(૫) કાપડ કેટલો સમય કોસ્ટિકના વણમા રાખવું :- ત્રણ મિનિટ સુધી જો કાપડને કોસ્ટિકના દ્રાવણમાં રાખવામા આવે તો મર્સરાઇઝેશનની પૂરી અસર થાય છે.

ઘટ્ટ કાપડનું મર્સરાઇઝેશન કરવું હોય તો દબાણ વધારવું પડે અને દ્રાવણને રૂના તારની અંદર સુધી પહોંચાડે એવા પદાર્થ દ્રાવણમા નાખવા પડે છે.

મર્સરાઇઝેશન ક્રિયા કર્યા પછી કાપડ ઉપર શી અસર થાય છે એ સમજવા રૂના તારનો અભ્યાસ જરૂરી છે. એ અભ્યાસ સૂક્ષ્મદર્શક યંત્ર (Microscope)થી થાય છે. હાલના જમાનાના

ઇલેક્ટ્રોન માઇક્રોસ્કોપ (Electron Microscope) થી રૂના તારના બહારના પડથી તે ઠેઠ અંદરના ભાગ સુધીમાં આવતા વચ્ચેના દરેક વિભાગનો પૂર્ણ અભ્યાસ આવ્યો છે.

સારું મર્સરાઇઝેશન કરવા માટે પહેલાં તો કાપડ ઉપરના રૂંછડાવાળા તારને દૂર કરવા જોઇએ, કાંજી કે તૈલી પદાર્થોને કાઢી નાખવા જોઇએ, અને કાપડની સારી સફેદાઈ (Bleached) આણવી જોઈએ.

મર્સરાઇઝેશન બે રીતથી થાય છે અને તે પ્રમાણે બે જાતના મશિનો હોય છે.

(૧) પહેલાં કાપડને દ્રાવણમાં સંકોચાવા દઈ પછી ખેંચે છે.

(૨) કાપડને સંકોચાવા દીધા વગર દ્રાવણમાંથી પસાર કરી ધોવામાં આવે છે.

કાપડ સારું મર્સરાઇઝ્ડ થયું છે કે નહિ એ જોવા ચાર ટેસ્ટ (Tests) છે.

(૧) બેરીઅમ એક્ટિવિટી નંબર :– આ નંબર ઉપરથી કાપડ સાધારણ, સારું કે ઘણું સારું મર્સરાઈઝ્ડ થયું એ માલમ પડે છે.

(૨) ડીકોન્વોલ્યુશન કાઉન્ટ :– મર્સરાઇઝેશન કર્યા પહેલાં કાપડના રૂના તારના વળો અને મર્સરાઇઝેશન પછી રૂના તારના વળોના તફાવતથી મર્સરાઇઝેશનની કક્ષા આંકી શકાય છે. જેમ તફાવત વધુ તેમ સારું.

(૩) એક્ષલ રેશિયો :– કાપડના રૂના તારના વ્યાસ જો રેશિયો મર્સરાઇઝેશન પછી જેમ એકમ નજીક હોય તેમ સારું મર્સરાઇઝેશન કહેવાય છે.

(૪) લસ્ટર નંબર :– આ નંબર ફોટો ઇલેક્ટ્રિક સેલથી મપાય છે. જેમ ચળકાટ વધુ તેમ લસ્ટર નંબર વધુ, અને જેમ લસ્ટર નંબર વધુ તેમ સારું મર્સરાઇઝેશન.

કોસ્ટિકનું દ્રાવણ રૂના તારમાં સહેલાઈથી અંદર જઈ શકે એ માટે મેસેનોલ અને લિયોપિન એમ. જેવાં રસાયણો ઘણાં અસરકારક જણાયાં છે.



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન—નવસારી

## વિજ્ઞાન વિભાગ (આયુર્વેદ સહિત) (૧૩)

### સૂર્યનો શક્તિ ભંડાર અને તેની ઉત્પત્તિ

લેખક :— પુરુષોત્તમ લ. પટેલ, એમ. એસસી. અધ્યાપક, ગાર્ડી કોલેજ, નવસારી

સૂર્યમાં શક્તિનો અખૂટ ભંડાર છે અને તે પૃથ્વી ઉપર દર સેકંડે $4 \times 10^{33}$ અર્ગ શક્તિનો જથ્થો મોકલી આપે છે. આ શક્તિ ઉત્પાદન વિષે ભૂતકાળમા અનેક કલ્પનાઓ થઇ હતી

આ પ્રચંડ શક્તિ ઉત્પાદન સમજવા માટે બે બાબતોની સ્પષ્ટતા જરૂરી છે. (૧) શક્તિ ઉત્પાદનની અનહદ ત્વરા અને (૨) ઘણા લાંબા સમય સુધીનું એક સરખું શક્તિ ઉત્પાદન

સૂર્ય સળગ્યા કરે છે કે તે બહુ જ ગરમ પદાર્થ છે એવી પાષાણયુગની માન્યતાઓને કાંઇ સમર્થન નથી. ઇ. સ. ૧૮૯૬ માં બેકરલ નામના વૈજ્ઞાનિકે કિરણોત્સાર (Radio-activity) ની શોધ કરી. આ શોધ પછી સૂર્યમાંનું યુરેનિયમ તત્ત્વ તેના શક્તિભંડારનું કારણ હશે એમ દલીલ થવા લાગી. સૂર્યમાં યુરેનિયમ તત્ત્વ એક લક્ષાંશ જ છે એવા પૂરાવાઓએ આ દલીલને પણ નિષ્ફળતા આપી

પરમાણુના કેન્દ્રનું રૂપાન્તર કૃત્રિમ રીતે કરી શકાય છે અને તેવી પ્રતિક્રિયામાં અનહદ શક્તિ ઉત્પન્ન થાય છે એવી લાર્ડ રૂથરફોર્ડની શોધે સૂર્ય શક્તિ ઉત્પાદન સમજાવવા નવો સિદ્ધાંત આપ્યો. સૂર્યની અંદરના ભાગમાં સતત થયા કરતી આવી કોઇ પ્રતિક્રિયા જ તેની શક્તિના જથ્થાના ઉત્પાદનનું ખરું કારણ હોવું જોઇએ.

સૂર્યની અંદરના ભાગનું ઉષ્ણતામાન ૨૦ લાખ ડીગ્રી સેન્ટીગ્રેડ છે અને તેમાં હલકાં તત્ત્વોના આયનીભૂત (Ionised) પરમાણુઓ બહુ જ ગતિએ ફર્યા કરે છે અને તેથી તેમની વચ્ચે સતત ઉષ્મીય-સંઘર્ષણ થયા જ કરે છે.

સૂર્યમાં ૩૩% હાઇડ્રોજન હોવાથી તેનું કેન્દ્ર એટલે પ્રાણુ (Proton) તો પ્રતિક્રિયામાં અવશ્ય વપરાતું હોવુ જોઇએ. આ પ્રાણુ અને લીથિયમ, બેરીલિયમ અને બોરોનના કેન્દ્રો સાથેની પ્રતિક્રિયા ખૂબજ ઝડપી હોવાથી આવી પ્રતિક્રિયા મોટા ધડાકામાં જ પરિણમે.